# ભુલ ભુલામરી

અથવા

# નજરનું ઝેર.

---

એક સુખવાસી પારસી જોડાંની વચ્ચે આસપાસના બનાવોથી કેવો કચરો પડયો અને સઘળું પેચવણ થઇને આખરે કેવો ખોલાસો થયો તેનો ઘણો રસીલો હેવાલ.

---

રચનાર—જાંહાંગીર બેહરામજી મરઝબાન,

તે તારાબાઈ, કૌતક સંગ્રહ, મુંબઈથી કાશમીર, ટોચકા સંગ્રહ વગેરેનો કરતા.



મુંબઈ:

જામે જમશેદ સ્ટીમ પ્રેસમાં,

મીસીઅર્સ જાંહાંગીર બી. મરઝબાનની કું૦એ છાપ્યું છે.

---

૧૮૯૦.

# પ્રસ્તાવના.



કજીયો, કંકાસ, અદેખાઈ કયાં ઘરમાંથી એકદમજ ગેરહાજર હશે? યૂરોપના માહાન રાજસ્વિઓના મેહેલમાંથી તે ગરીબ સુથારની કોઠડીમાં એનો અંસ, પછી થોડો કે ઘણો, તો નિશ્ચય જોવામાં આવે છે. સાધારણ રીતે એવા કંકાસમાં બેમાંથી એકાદ બાજુનો કસુર તો હોવોજ જોઇએ, નહીં તો કંકાસ ઉભો થાયજ કયાંથી. ઘણીવાર બન્નેનો કસુર હોય પણ કોઇ વાર એવુંબી બને છે કે કંકાસ વ્યાપી રહ્યો હોય તોયે બેમાંથી એકુ બાજુનો કસુર નહીં પણ હોય.

ઇંગ્રેજીમાં જેને circumstantial evidence કહે છે, એટલે જે, નજરે જુએલી નહીં પણ આસપાસના બનાવો ઉપરથી ઉપજાવી કાહાડેલી જુબાની અથવા પુરાવાથી ઘણાક બેગુનાહો 'મારયા ગયા છે. તેવા પુરાવા ઉપરથી એક નીર્દોષ જોડું વઢી પડે એ બનવા જોગ છે. એવા પુરાવાને અમોએ 'નજરનું ઝેર' એવું નામ આપ્યું છે.

કાવશજી નામે એક ડાહાયો પુરૂષ કાંઈ ચોકસ, નીર્દોષ કારણ માટે એક મકાનમાં આવ્યા કરતો હતો. તેનો અર્થ બીજો ઉઠાડી તેની તેવીજ ભલી સ્ત્રી તેના સાથ રીસાઈ અને તેમાંથી મામલો એવો બગડી ગયો કે જોડું તુટી જતું સેજમાં બચી ગયું. તેનો આબેહુબ ચીતાર આ કથામાં

આપ્યો છે. આ કથાની અસલ કલપના કાંઈ મારી નથી. અગર એવી શકતી હું ધરાવતો હોત તો પછી આજે હું જે છેઉં તે નહીં હોત. એ અસલ લખેલી મીસીસ હેનરી ઉડ નામની નામાંકીત બાનુની છે, પણ તે ઈંગ્રેજી સ્થીતીને અનુસરતી હોવાથી તેમાં ઘણોક ફેરફાર કરીને તે મેં પારસી સંસારી સ્થીતીને લાગુ પાડી છે.

જે બાઈઓ અથવા સાહેબો સેજમાં વેહેમ ખાઈ જઈને ચરકી જાય છે, અને પોતાના સુખનું સત્યાનાશ વાળે છે તેઓને આ કથા ઉપરથી ઘણી શીખ લેવાની છે. તેઓએ યાદ રાખવું કે જેટલું પીળું એટલું સોનું નથી.

જાં. એ. મરઝબાન.

# ભુલ ભુલામરી અથવા નજરનું ઝેર.



## પ્રકરણ—૧.

### કથાની શીરૂઆત.

નવસારી કસબામાં મોટા ફળીઆમાં ધનામાસી નામે એક બાઈ પોતાના બે બેટાઓ અદી અને કાલી સાથે રેહતાં હતાં. ઘર નાહાનું કાચી બાંધણીનું, અને સંસાર ઘણો ગરીબ પણ આબરૂદાર હતો. ધનામાસીના ધણી મુંબઈમાં દુબાસનો ધંધો કરતા, પણ ભર જુવાનીમાં ગુજરી ગયા હતા. અદી કાંઇ ધંધોધાપો કરતો નહીં, પણ પોતાની મા સાથ રેહતો, અને કાવશજી મુંબઇમાં તબીબી પરીક્ષા પસાર કરી, વે-લાત જઈ સરજયન થઈ આવ્યો હતો. હવે એ છોકરાઓ-ના કાકા સરકારી મોટા કનટરાકટર હતા, અને તેવણુને નીમ-કહલાલ નોકરી માટે સરકારે "ખાનબાહાદુર"નો ખેતાબ આપ્યો હતો. તે એવી સરતે કે તે તેમના વારેસોને વંસપરંપરા મળે. ખાનબાહાદુર જમશેદજીને પેટે કાંઇ ફરજંદ ન હતાં, એટલે તેમની હૈયાતી બાદ એ એલકાબ તેમના ભાઈના વડા છોકરા અદીને મલવાનો હતો. કાલી બચારાને ફકત પોતાના રૂ૨૫૦ ના પગાર શીવાય બીજી કાંઈ આશા ન હતી.

જ્યારે આ છોકરાઓના બાપ દોરાબજી મરી ગયા ત્યારે પોતાનું વસીયત કરી ગયા હતા કે "મારી હૈયાતી બાદ અદીએ પોતાની માય સાથ રેહેવું. તે લોકના ગુજારા સારૂં મેં બાર હજારની રકમ જુદી કાહાડી છે. જ્યારે અદી મારા ભાઈનો વારેસ થાય ત્યાર પછી તે લોક ગમે તેમ ગોઠવણ કરે, અને તારે મારા દીકરા કાલીને ભુલી નહીં જશે એવી હું આશા રાખુંછું."

ધનામાસીને આ વસીયતનામું બીલકુલ પસંદ આવ્યું નહીં. પોતાના વડા દીકરા અદી ઉપર તેમનો જીવજાણ હતો, અને કાલી ઊપર તેના બાપની પ્રીતી હતી. કોણજાણે શા કારણથી તેવણ કાલી ગમ કડવી નજરથી જોતાં હતાં. હવે ખાનબાહાદુર જમશેદજી અને તેમનાં ભાઇના કુટુંબ વચે પેહલાંથીજ કાંઈ અંતર ચાલતો હતો. બેઊ ભાઈઓ એક બીજાને કાંઈ વરસો થયાં મળ્યા ન હતા. દોરાબજીનું કુટુંબ નવસારીમાં વસતું, અને ખાનબાહાદુર પોતે મોટા ઠાઠ માઠથી બેલગામમાં વસતા હતા. ખાનબાહાદુરનાં ધણીયાણી અને ધનામાસી યાને દેરાણી જેઠાણી વચ્ચે કજીઓ ચાલીઆથી આ અંતર પેહલ વેહલો પડયો હતો, અને તે લીધે બન્ને ભાઈઓમાં ફુટફાટ પડી હતી.

મુંબઇમાં જ્યારે દોરાબજીને ખહી થયો, અને ડાકટરોએ તેમની લાંબી જીંદગીની આશા છોડી, ત્યારે તેવણે વીચાર કીધો કે છોકરાઓની કાંઈ ગોઠવણ થવી જોઈયે. પોતાની સઘળી દુશમની ભુલીજઇ તેવણ એક દીવસ ગુપચુપ બેલગામ જઇને પોતાના ભાઇની હજુરમાં ઉભા. ઘણે વરસે આ ભાઇઓ મળ્યા, અને એક એકને ભેટી પડયા.

"જમશેદ, હવે મારા જીવવાના દાહાડા થોડા રહ્યા છે. ડાકટરોએ હવે મારી આશા છોડી છે, અને મારા છોકરાઓ-ની બાબદ હું તારી પાસે આવ્યોછું. મારા અદી વીશે તારો શું વીચાર છે, તે જો એક ભાઇ દાખલ મને ખરેખરો કહે તો હું નીરાંતે મારો પ્રાણ મુકીશ."

"ભાઇ મારા, તને શું જાણવું છે? જે પુછસે તેનો હું ખોદાને હાઝર નાઝર જાણી ખરો જવાબ આપીશ."

"તે તારો વારેસ થયો કે નહીં?"

"ગાંડા ભાઇ, એ કઇ રીતનો સવાલ! મારા ખેતાબનો વારેસ તું છે, અને તારી પછી એ. મને હવે થોડાંજ છો-કરાં થવાનાં છે."

"ખેતાબની મને દરકાર નથી. તે તો આવશેજ, પણ તારી મીલકતનું કેમ? તે કાંઈ અદીને આપી જવાને તું બંધાયલો નથી."

"તારે શું તું મને એવો ના કદર સમજેછ, દોરાબ? મારો ખેતાબ આપું અને દોલત નહીં આપું તારે પછી મારી આબરૂં શું? મારૂં કોણ બીજું ખાનારૂં છે? અદી મારી દોલતનોબી વારેસ થશે. મારી બઈરી જીવશે જાગશે તાંહ સુધી આએ "જમશેદ વાડી" વાપડશે, અને ત્યારપછી તે અ-દીને મળશે."

"મારા ભાઈ તારી વાણીથી હવે મારા જીવને રાહાત થઈ છે. ખોદા તુને જીવતો રાખે. અદીએ કંઇજ હુન્નર અખ-ત્યાર કીધો નથી, અને તેની મને ઘણી ચીંતા હતી."

"એ ખરૂં, પણ તેં એ તારા છોકરાને કાંઈજ કામે લગાડયો નહીં એ ઠીક નહીં ભાઇ. આઈતી દોલત આજે છે ને કાલે નહીં. એવી ગાફેલી તારાથી જોવાની હું વકી રાખતો ન હતો."

"હું શું કરૂં? એમાં બધો કસુર મારો નથી. એની માયનો એ છોકરા ઉપર જીવ પ્રાણ છે ને એ તારો વારેસ થવાનો છે એટલે શું કામ મેહેનત કરે એવો તેનો વીચાર છે. મારી ધના કેટલી જીદ્દી છે તે તો તું જાણેછ. વળી હું મુંબઈમાં મારાં કામે ગગરી રહેલો એટલે છોકરાઓની કેળવણી ઉપર મારેથી જોઇએ એટલું ધ્યાન અપાયું નહીં. એતો ભલું છે કે બચારો કાલી પોતાને હાથે માથા ફોડ કરીને રોટલી પેદા કરવા લાગ્યો છે."

"એ તારા વડા છોકરા અદીનો મીજાજ કેવો છે?"

"અરે એનો મીજાજ બળેરે! દીલનો ઘણો સાફ છે; કપટ કીનો કંઈ નથી, પણ ઘડીની વચે એવો પાજી થઇ જાયછ કે જાણે ભુત! પણ હમણા હમણા એ બાબદમાં ઘણો સુધર્યો છ. એ દેખાવમણોઓ ઘણો છે."

"પણ તારે એ આખો દહાડો કરેછ શું? એનો વખતબી કેમ જાયછ?"

"બાગબાનીનો એને એક જાતનો લખ છે. જો ચાંચવો ને પાવડો આપીને વાડીમાં મુકયો હોય તો આખો દહાડો ખાવાબી નહીં માગે. ભાઈ, તું એક દહાડો એને બોલાવીને વાત કરીજે. રંગ રૂપમાં અને મીઠાસમાં તો એનામાં મના નથી."

"વારૂં ચાલો એતો થયું, પણ તારા બીજા દીકરાની કાંઇ વીગત."

"મારો બીજો દીકરો! કાઉસ, કાલી! એ તો હીરો છે હીરો! પણ કોણ જાણે શું છે કે એની માયને એ ગમતોજ નહીં. તેને મનથી અદી બધી દુન્યાં દોલત છે. પણ કાલીની જુતીનેબી એનો ભાઈ પોંચે નહીં. કાલી તો ડાહ્યો, ગરીબ, નમાનો ને વલી દેખામણો છે."

"એનોબી મીજાજ ભાઇના જેવો પાજી છે કે?"

"અરે નહીં! એતો બચારો બકરાં જેવો છે. ઘેરમાં એ હીનાયછ, પણ કોઇ દાહાડેબી એક હરફ એના મોહોડાંમાંથી ફરીયાદનો નીકળ્યો નથી. એતો પોતાનું કમાઇ ખાશે, એટલે હવે મારો જીવ નચીંત થયો છે. ભાઇ, હું તારો બહુજ ઉપકાર માનુંછ."

વળી ભાઇઓ એકવાર ભેટયા. દોરાબજી બે દાહાડા ભાઇના પરોણા તરીકે રહ્યા. ખાનબાહાદુર જમશેદજીનાં ધણીયાણી પોતાના ડીઅરની પરોણાગાત તો જગની રીત માફક કરતાં, પણ તેમના આવ્યાથી કાંઈ ઘણા ખુશી હોય એમ દીસ્તાં નહીં. થોડા દાહાડા જમશેદ વાડીમાં વધુ રેહવા તેવણે બોંહોંસબી કીધી નહીં, અને દોરાબજીનાં કુટુંબ વીશે એક હરફ ખબર અંતરનો પુછયો નહીં.

થોડાક માસ પછી વકી રાખવા મુજબ દોરાબજી ગુજરી ગયા. તે પછી કાંઇક વરસો નીકલી ગયાં. ખાનબાહાદુર જમશેદજીના ધણીયાણીએ પણ કુદરતનું કરજ ફેદયું, અને

તેવણ પણ આ ધર્થીની માયા મજાહ છોડી ચાલ્યાં. અને જમશેદજી ઘણા કાહેલી પડયા.

આ નાટક તકટા ઉપર જેઓનું પેહલું કામ છે તેઓની આટલી ઓલખ કરાવી હવે ખુદ વારતા ઉપર આવ્યે છૈએ.

---

## પ્રકરણ—૨.

## ધનામાસીનું ઘર—ગરીબ સંસાર.

એપ્રીલ મહીનાનો સખ્ત તાપ શરીરને ભુંજી નાખે છે. નવસારીનાં મોટા ફલીઆમાં એક બેઠાં ઘરમાં ઓટલા ઉપર ધનામાસી બેસીને કસ્તી વણવા સારૂં ઉન કાંટે છે. તેવણ મીજાજનાં આકલાં છે પણ કોઇનું નુકસાન કરે તેવાં નથી. કુતરો કરડે તે કરતાં ભોંસે વધારે એવો તેમનો અવતાર છે. સામે વાડીમાં તેમનો બેટો અદી ગુલાબની કલીઓ એમથી તેમ સમાંરે છે, અને સુકાઇ ગયલાં પાતરાં તોડે છે. અદીનો ચેહેરો ધનામાસીને મનથી નેઆમત છે, અને તેવણ થોડી થોડી પલે પોતાની ચાત્રી ઉપરથી ડોકું ઊંચકી તેના ગમ ઘણાજ હેતથી જોય છે.

ધનામાસી મન સાથે વીચારે છે, "શું થયું? જમશેદજી હજુ અદીને બોલાવતા નહીં! અદીને બોલાવી પોતાની સઘળી મીલકતનો વહીવટ કેમ કરવો તે જમશેદજીએ એને દેખાડવો જોઈએ. જાણે ચીઠ તો એવી લાગેછ કે હમણા

તેવણુને લખું. પેલી તો આજે બરાબર બે માસ થયા ગુરતમાન બેહેસ્ત ગેઇ, કોણુ જાણે અદીને અને મને જમશેદ વાડીમાં બોલાવી કામ કાજ સોંપવાને એના કાકાને શું વાંધો છે?"

આટલો વીચાર થઈ રેહવા પછી ધનામાસી ડોકું ઊંચકી જોયછ તો અદી એક છોકરી સાથ દુર વાત કરતો હતો. ધનામાસીના નેણુ ઊંચકાયાં "વળી એ દુકતી સાથ વાત કરેછ! કોણ જાને એને શું ચેતક લાગુંછ."

એણીમેર અદી એક બહુજ રૂપાળી રમકડાં જેવી છોડી સાથ વાતમાં મસગુલ થયો હતો. આ નશાકરી છોડીના ગાલ લાલ અને હાથ ઉજળા હતા, અને પગની પાતલી જાણે કોઇ કોરનારાએ ટાંકી કાહાડી હોય તેમ સુવાળી અને ઘાટવાલી હતી. અદી પોતે પણુ ઊંચો, અને સોવામણો હતો. તેણે મુંબાઈ ફ્રાસીનનું પાટલુન અને પગે બુટ પેહેરેલાં હતાં, અને પોલકા રેકું બદોઆન ઘાલી સોનાનો ભારી છેડો લટકાવેલો હતો.

આ છોકરી કોણુ હતી! ધનામાસીની પાસેનાજ ગાળામાં કોઇ બીલીમોરીઆના પારસી નામે બેરાંમજી ઘડીઆલી પોતાની ધણીઆણી અને ભત્રીજી ગુલી સાથ આવી રહ્યા હતા. આ લોક ઘણાં ગરીબ અને એકમારગી હતાં. પણુ ગુલી જેનો બાપ મુંબઇમાં પ્લીડર હતો અને જે ગુજરી ગયો હતો તેને જરા મુંબઇની અસર લાગેલી હતી. ગુલીના માબાપ મરી જવા પછી તેણીને આ ભલાં જોડાંએ પોતાની બેટી કરીને રાખી હતી. ગુલી ગામડીઆં લોક સાથે ઝાઝી ભેલાતી

નહીં, અને નવસારીના મોટા લોક ગુલીને ત્યાં આવતાં જતાં નહીં એટલે એ બચારી એ રીતે એખલી પડી ગઇ હતી. પણ તેમના પડોસી અદી અને કાલી સાથે તેણીને બચગીથી દોસ્તી લાગી હતી. તેઓ સાથે નાસો ગોસો રમતાં અને વાડીમાં ફુલ ફલ ઊંગાડતાં હતાં. આસ્તે આસ્તે ગુલીનું કદ વધવા લાગ્યું, અને ધનામાસીની નજર ઊંધડી કે અદીબા જરા છોકરી ઊપર જોઈએ તે કરતાં વધારે ખાટી મીઠી નજર રાખતા હતા. અદીની ઉમર ૨૮ વરસની અને ગુલીની ફક્ત ૧૬ વરસની હતી. તેમજ અદી તો ઘણો મોટો માણુસ થવાનો એટલે આ બે જન વચ્ચે કોઇ વારબી પ્રીતી બાઝે એવો વીચારતો ધનામાસીને આવ્યોજ નહીં. પણ જયારે અદી આ 'ગુલાબ' સાથે વધારે વખત કાહાડવા લાગ્યો ત્યારે ધનામાસી ચમકયાં અને ફફડવા લાગ્યાં. ગુલી તરફ અદીનો ખરેખરો શું વીચાર હતો તે તેણે પોતાના મનમાંજ રાખ્યો હતો.

પણ પ્રીતીનો માર્ગ કાંઈ હમેંશજ સુંવાળો હોતો નથી. છેલ્લા થોડા દાહાડા થયા એક ઈનજીન ડરાઇવર નામે મંચી દેસાઇ નવસારી આવ્યો હતો, અને તે ગુલીને જોઈને મોહી પડયો. તેણે ગુલી સાથ પરણવાનું માગું કીધું પણ ગુલીએ તેને ઝંઝેરી નાંખ્યો. આથી ડરી ન જતાં મંચીએ લગાર વધારે પગલાં ભરયાં, અને એક દાહાડે ગુલાબ એખલી ફરતી હતી તેવારે તેણીને રોકીને જબરદસ્તીથી તેણીને બોસો લીધો. ગુલી આથી ઘણી ચીઢાઇ અને તે વાત તે દાહાડે તેણીએ અદીને કહી. કેહતાં તો કેહવાઇ ગયું પણ તે પછી પોતાના

મન સાથ ઘણી પસતાઈ. કેમજે આ સાંભળતાંને વાર બદી તો છેડાયલા વાઘની પેઠે ઉછળયો.

ગુલી બોલી "આએ કલીઓ હવે બે ચાર દાહાડામાં ખી લશે."

"હમણા કલીને કાંહ આગ લગાડેછ. મને આ વાત વીશે વધુ જાણવાની જરૂર છે."

"હવે બીજુ છે શું જે તમુને કેહુ?"

"નહીં—નહીં—ગુલાબ—તું મારેથી હજુ ઘણું છુપાવેછ. એ ચંડાલ કાહારે ગેઈ રાતના તારે તાંહ આવ્યો તો?"

"સાંજના પાંચ વાગતે કાકી ચાહે કાહારતાતાં ત્યારે એ આવ્યો, અને—

"અને તે પછી તુને ઉપલી રીતે અપમાન આપ્યું, નહી?"

"હા, કાકી રાંધણીમાં ગયાં એટલે એ મંચી વલી પાછો મને છેડવા લાગ્યો. તે કેહવા લાગ્યો કે તેને સવાસો રૂપીઆનો પગાર મળે છે અને બન્ને જણ સુખી થઇશું."

"પછી?" બદીએ ડોળા કકડાવી પુછ્યું.

"મેં કહ્યું કે મારે હાલ પરણવાની ખુશીજ નથી, અને મેં એક વાર ના કહી છે એટલે ઘડી ઘડી એકની એક વાત કરવામાં ફાયદો નથી. આ પછી હું ઉઠીને ઓરડાની બાહાર જવા જતી હતી તેટલાં તેણે મારો હાથ પકડયો અને જબદરસ્તીથી મને—

"બસ—બસ—" આટલા શબ્દો બોલી અદીએ પોતાના હોઠ કરડયા તે એટલા સુધી કે તેમાંથી લોહી નીકળી પડયું.

આ જોઇ ગુલી ઘણી ઘબરાઇ. "અદી, મેં કાંઇ ને કાંઇ એ વાત તુંને કહી!"

"જો સાંભળ ગુલાબ, હું મારા બાપના સમ ખાઈને કહુંછ કે જો એ ધણી ફરીથી તને આમ અપમાન આપશે તો હું તેને પીસતોલ મારીશ."

"ઓ અદી!"

"હું તેને ખોલ્લે ખોલ્લી ચેતવણી આપીશ, અને શું સજા મેં ધારી રાખી છે તે હું તેને કહીશ. પછી જોઇએ તે કેમ મારી વાત ગણુકાવતો નથી. હું ફરીથી કહું છું કે જો એ ફરીથી એમ કરશે તો હું એને પીસતોલ મારીશ."

એણીમેર ધનામાસી તો અદીની ગેરહાજરીથી ફફડી ચટકીને વાએલ જેવાં થઇ ગયાં હતાં એવામાં કાલી હાથમાં ટપાલનાં કાગળ લઈને આવી લાગ્યો. કાલી મુંબઇથી ચાર પાંચ દહાડાની રજા લઈને આવ્યો હતો. તે ઉમ્મરે વરસ બાવીસેકનો હશે. તેનું કદ સીધું અને ચેહરો ખુશ હતો. આંખો જરા કોળી હતી અને મોહ ઉપર જીણી સુનેરી મુછ ઊગી નીકળી હતી.

"માંજી હું ટપાલમાં કાગળો નાખવા જાઊંછ, કંઈ કામ છે?"

ધનામાસી મોહ કુમલાવી બોલ્યાં "જેની વાટ જોઊંછ તે નહીં મળે ને તું કાંહથી આયો? જો વાડીમાં અદી હોય તો કેહ કે તુંને કયારનો બોલાઊંછ તે આવતો કેમ નથી?"

કાલી વાડીમાં જઇ જોયછ તો અદી અને ગુલાં ગુસગુસ વાતો કરતાં હતાં. કાલી તો આગળ ગયા વગરજ અટકીને ઉભો "ઓહો! આએ ચેનચાળા કાંઇ મને ઠીક લાગતા નથી. ખોદા સઉનું સારૂં કરે. આ જોડી કોઇ દાહાડે બંધ બેસે નહીં."

કાલીને પાછો ઘરમાં આવતાં જોઇ ધનામાસી તો છેડાઇ પડ્યાં "પણ એ છે કાંહ? કોણુની સાથે વાત કરે છે!"

"ગુલી સાથે."

"ગુલી સાથે? એ પોરેઆને એ છોકરી સાથ કાંઇ ઘેલુ લાગુંછ કે શું?"

"માએજી, ફકત ઘેલુંજ હોય તો સારૂં. કેમજે એ છોકરી અદીને લાયકની નથી."

કાલીનું બોલવું એની માએને તો કોઇ દાહાડે ગમતું ન હતું, પણ આ વાર તો તેવણ એકદમજ ગુસ્સે થઇ ગયાં. "કોણુ ઘેલું? કોણુની છોકરી? અદીને શું લાયક નથી?"

"મારી કેહવાની મતલબ એવી કે જો અદીની મરજી એ છોકરી સાથ પરણવાની હશે તો——

ધનામાસીએ પોતાના હાથમાંની ચાત્રી કાલીનાં માથાં ગમ ફેંકી. "દુઆર! સગનના સાટીઆ! તુને કોણુ લાંબી ટુંકી વાત બોલાવેછ? અદી કાંઇ તારા જેવો અન્નારી છે શું?"

"માયજી હું તો સેજ બોલ્યો—લે ચાલો માંડી વાલો." ગરીબ બચારો અદી ચાત્રી લાવીને પાછી મા આગળ મુકી ગયો ને અદી માંહે આવ્યો. માનો ચેહરો જોઇ તે સમજી

ગયો કે કાંઇ વાદલ ચઢયું છે. તે મુગો મુગો પાછો બાહાર આ-વ્યો, અને કાલીને પુછ્યું "કાલી, વળી શું ધરથીકંપ છે?"

"તું ગુલી સાથ વાત કરતો હતો તેથી માયજી છછણી પડવાં. મારેથી બોલાઈ જવાયું કે એ છોકરી કાંઇ તારા દરજ-જાને લાયકની નથી, એટલે તેવણે મને છુટી ચાત્રી મારી."

"ઠીક કીધું, તુને વચ્ચે બોલવાની કસી જરૂર નહીં હતી." અદીએ સામી ટાપસી પુરી. પણ કાલી ઘણીજ નરમાશથી બોલ્યો "ખફા શું કામ થાયછ બીરાદર, તારા કામમાં હું કોઇ કાલે વચ્ચે પડું નહી, અને તારી ઇચ્છાની આડે આંઉ નહીં એતો તું સારી પેઠે જાણેછે. તું સુખી થાય તો હું જેટલો હરખાઊં તેટલું બીજું કોણ હરખનાર છે?"

અદી પોતાના નાહાના ભાઇને ખરેખર ચાહતો હતો. તે-ની આ નરમાસથી તે નરમ પડી ગયો અને તેનો બરડો ઠોકી બોલ્યો "કાલી હું તો મશકરી કરૂંછ."

---

## પ્રકરણ—૩.

## પુતલીબાઈ કોટવાલ.

ચર્ચગેટ સ્ટેશનની બાહારની બાજુએ દરીઆ કીનારા ઊપર ચાંદરણામાં એકેકના હાથને પાંખડી વળગાડી બે જનાં હળવે હળવે વાત કરતાં ફરે છે. કોઈબી જોય તો કેહ કે આ બે અગર માટી બઈયર હશે કે આશુક માશુક હશે.

અને હતું પણ તેમજ. આ એનાં દીલ મળી ગયલાં હતાં, પણ બેમાંથી એકેબી પોતાનો ભેદ ખોલીને બીજાંને કહ્યો ન હતો.

આ બે જવાન જીવડા વચ્ચે વગર બોલવે વગર જાણવે છુપી મોહોબત બાઝવા માંડી હતી. તેઓ શું સંકટ પોતાને માથે ખેંચી લેતાં હતાં તે જો જાણત તો તેઓ ચમકીને પાછાં હટત. કેમજે કાલી જેવો એક ગરીબ માણસનો વગર પૈસાનો છોકરો તે બેલગામ જીલ્લાના માતબર અને માન પામેલા કલેકટર કેખશરૂ કોટવાલની એકપુરી અને અતી સુંદર લાડકી છોકરી પુતળી સાથ જોડાવા પામે એ અક્કળથી ઊંધુ હતું, એવું ભલો કાલી તુરત જોઈ લેત. વળી પુતળીને પોતાના નામને છાજતું સાસરૂં અપાવવાની તેનાં મા બાપની પુર મતલબ હતી તે પુતળી જાણુતી હતી. પણ આ રહ્યાં એ બન્ને જણાં! આંખ વીચીને તેઓ આ હાલતે પોંહોંચી ગયાં હતાં અને ઘરબાર, કુલ, પૈસા, સઘળું એક બાજુએ મુકી દીધું હતું.

"તારે હમબાઇ પાછાં આવ્યાંછ કે પુતળી?"

કાલીએ ધીમે અવાજે પુછ્યું. તેવાજ ધીમા અને રૂપેરી અવાજથી પુતળીએ જવાબ આપ્યો.

"હા ગઇ કાલેજ આયાં. તેવણુ બે ત્રણ મહીના અમારે તાંહ રેહવાના છે. હું એખલી પડી ગઈ હતી ને હવે મને સોબતી થશે."

હવે જાણવું કે આ હમબાઇજી સુમારે વરસ બત્રીસ તેત્રીસનાં હતાં અને હજુ વગર પરણેલાં હતાં. તેવણું ઘણાંજ

ધર્મી હતાં એટલે જે સહવારના પોહોરમાં માંથાં ઉપર સોડ કરી ઉપર રૂમાલ નાખીને ભણતાં હતાં. નીરંગ વગેરે સઘળું વખતસર લેવું, બાજ લઈને જમવું, વગેરે કાયદા તેવણ પાલતાં, કેમજે જે ગામથી તેવણ આવ્યાં હતાં તે ગામના દસ્તુરના તેવણ ભાણેજ થતાં હતાં. તેવણના માબાપ મરી ગયાં હતાં, પણ કેખશરૂ કોટવાલ તેવણના મામા થતા હતા એટલે હમબાઇજી વરસમાં એક વખત થોડા દાહાડા મુંબઇ રેહવા આવતાં.

કથા લખનારને કોઈ વાર માણસના દીલની છુપી વાતો પણ ઊંઘાડી પાડવી પડે છે. તેમ અતરે જણાવવું જોઇએ કે હમબાઇની મોટામાં મોટી, આ જીંદગીની આશા, પરણવાની હતી. પરણવું અને વળી સારે ઠેકાણે પરણવું. એકાદ બે સાધારણ માગાં આવ્યાં તે તેવણને પસંદ આવ્યાં નહીં. તેને તો કોઇ બારીસટર, નહીં તો ડાકટર, નહીં તો ઓછામાં ઓછો ઇજનેર જોઇતો હતો અને તેબી વળી કંઇ નહીં તો એક ગાડી રાખી શકે એવો જોઈએ.

હવે જ્યારે કાલી અવારનવાર કેખશરૂ કોટવાલને ત્યાં જવા લાગ્યો ત્યારે હમબાઇ તો ખરેખર મનમાં એમજ સમજતી હતી કે એ તેને ખાતર ત્યાં આવે છે. કાલી ઉપર તેણીએ પોતાની પ્રીતી બાંધી હતી, અને કાલી બચારો સાધારણ મીઠાસથી વાતો કરતો તેનો એ હમબાઇ જુદો અર્થ ઉઠાડતી હતી. તેઓની ઉમ્મરમાં મોટો અંતર હતો, પણ હમબાઈ પોતાને નાહાની બુચી સમજતી હતી, અને તેની મોટી ઉમ્મર કોઇ પારખી શકતું નથી એવું ધારતી હતી. હમબાઈની પુંજી

રૂપીયા પાંચ એક હજારની હતી તેના વ્યાજ સાથે કાલીનો પગાર મળે તો સુખથી રહેવાઈ શકાય. હમબઇજીને પહેલાં તો ઘણા મોટા વીચાર હતા પણ તેત્રીસ વરસ! એ વીચારે તેવણુને ઘણાં ઢીલાં પાડી નાખ્યાં હતાં.

હવે કાલીનો શું વીચાર! કંઇજ નહીં. તેના તો સ્વપ્નામાબી ન હતું કે તેની પાછળ આમ ટાપનો ગોળો ગરમ થતો હશે. હમબાઇને પોતાનાં વરસ ઓછાં જણાતાં, પણ કાલીને ખોદાએ આંખ આપી હતી. આમ દહાડા નીકળી ચાલ્યા અને હમબાઇ એક વાર પોતાને ગામ જઇ પાછાં હસ્તાં રમતાં પોતાના મામા કેખશરૂ કોટવાલને ત્યાં આવી લાગ્યાં.

હવે પુતલી ને કાલી તો જે દહાડે મલ્યાં તેજ દહાડે તેઓ વચ્ચે એક જાતની મુગી સમજુતી થઈ ગઇ હતી. કાંઈ ગુપ્ત ખેલ તે લોકને એક બીજાની તરફ ખેંચતું હતું. એક બે વાર તેઓ મળ્યાં, અને સાચ્ચા મોહોબતની ગાંઠ બંધાઇ હતી.

હમબાઇ ઓરડામાં બેસી ભરે છે, અને વાડીમાં કાલી અને પુતળી ફરે છે, પણ હમબાઇને તેનો જરાબી ભય નથી. તે પુતળીને હજુ બચ્ચું સમજે છે, પણ તે જાણતી નથી કે વીસ વરસની ઉમરના ગોલાબી ગાલવાલાં બચ્ચાંની અસર એક ગબરૂ જવાનના મન ઉપર કેવી થાય છે. તેઓ હલવે હલવે વાત કરીને ફરે છે, એવામાં પછવાડેથી હમબાઈ આવી લાગી. આ જોડાંને આવા પ્યારથી એકએકને વળગી ને ફરતાં જોઇ તે તો હબટીને ઉભી રહી ગઇ. તે પોતાના મન સાથ બરબડવા લાગી "ઓહો! પુતળી આટલી મોટી

થયછ તેનું તો મને ભાણુજ રહ્યું નહીં. પણ કાલી તો મારો છે એતો ફકત નાદાન પુતળી સાથ ભાઇ તરીકે ગમત કરતો હશે."

સમાલ! હમબાઈ!

"કાલે અમે બધાં વસઈ જવાનાં છૈએ ત્યાં હું મારી નજર ઊંઘાડી રાખશ, પછી જોઇયે કેમ તમાસો થાય છે."

હમબાઈએ પોતાની કબુલાત પાળી. તેણીની અદેખી આંખોએ સઘળું પીળુંજ જોયું. કાલી અને પુતળી એક બીજાના પ્યારમાં ઘેલાં જેવાં બની ગયાં હતાં. હમબાઇ તો ઘણાં ધર્મી હતાં, તેથી આવી વાત પેટમાં રાખવી ન જોઇયે એમ ધારી તેવણે સઘલું મરી મરચું ભભરાવીને પુતળીનાં માય જાઇજીને કહ્યું.

કેખશરૂ કોટવાલ અને તેવણના ધણીઆણી ઘણાં ભલાં માણુસ હતાં. તેઓમાં એકજ ખામી હતી તે એ કે પોતા-નાં કુટુંબની મોહોટાઇ તેઓને ઘણી હતી. કેખશરો કોટવાલ સર જમશેદજીનાં કુટુંબ સાથ દુરથી સગાઇ ધરાવતા હતા અને જાઇજી પોતે મુલ્લાં ફીરોઝજીના સગપણમાં હતાં. તેઓ-નો એક દીકરો વેલાત બારીસ્ટર થવા ગયો હતો અને તેના ઊપર તેમની મોટી આશા હતી. પુતળી સોવામણી હતી અને પાસે પૈસા હતા એંટલે જરૂર તે સારે ઠેકાણે પરણી મોટું નાણું લાવશે એવી તેઓને ખાતરી હતી. એ લીધે તો એક વકીલના છોકરાએ પરણવાનું માગું મોકલયું હતું તે તે લો-કોએ ના પાડયું હતું. ઓછામાં ઓછા દશ લાખની અંદર તો તેઓએ પોતાની એક પુરી છોકરી આપવાની ન હતી.

ત્યારે હમબાઇએ જ્યારે ઉપલો એસારો કરયો તે વાર આ મા બાપને કેટલો ગભરાટ થયો હશે તે સમજવું સેહેલ છે. ડાકટર કાલી તે લોકને ઘણો ગમતો હતો, અને તેને પોતાને તાંહ વારેવાર બોલાવતાં, પણ મોહોબત જેવી ચીજ જુવાન પુરૂશોમાં પેદા થાય એ વાત તો તેઓ તદન ભુલીજ ગયાં હતાં. કાલી જેવા એક નબલાં ખાનદાનના ધણી સાથ પરણવા પુતળી તૈયાર થાય એ એક ધરથી ફાટીને આભ નીચે આવે એવું કામ તે લોકને મનથી હતું.

જાઈજીએ અકળાઈને આંખમા આંસુ લાવીને પુતળીને પુછ્યું કે "બોલ દીકરી, કે એ વાતમાં કાંઇ સચાઇ નથી."

પુતળી પોતાની માની ગોદમાં ભરાઇને બોલી "માએજી, અમારા વચ્ચે એ વીશે કાંઇજ વાતચીત થઇ નથી પણ હું જુઠું બોલી તમુને ઠગનાર નથી. અમારાં દીલ એકેક ઉપર દોડે છે એ ખરી વાત છે."

બીજી ગમ કેખશરૂ કોટવાલે કાલીને તેડાવી મંગાવ્યો. તે પોતાનાં લશકરી કપડાંમાજ આવી ઉભો. કેખોશરોએ બારણું માહેથી બંધ કરયું અને કાંઇ વધુ દીબાચા વગર ઝટ સવાલ કીધો "કાવસજી તમારી અને મારી બેટી વચ્ચે કાંઇબી મીત્રાઈ બંધાઇ છે એ શું ખરી વાત છે? તમે તેણીને તમારી મોહબત જાહેર કરી છે?"

આ અચમુચ સવાલથી કાલી ધભરાયો. તે એક મીનીટ મુંગો ઉભો રહ્યો, પણ તે સાચવટને તરક કરે નહીં એવો હતો.

"સાહેબ, મારી અને તમારી દીકરી વચ્ચે પ્રીતી બંધાઈ છે એમ હું ધારૂંછું. મારે વીશે તો હું કહી શકુંછું. મેં મારી મોહોબ્બત જાણી જોઈને તેણીને જાહેર કીધી નથી, પણ હું ધારૂંછ કે તેવણનું દીલ પણ મારીજ હાલતમાં છે."

કેખશરૂ તો વીચારમાં પડયા. આવી સોખાઇ તો તેવણે કધુ પોતાના જનમમાં જોઈ ન હતી; પણ કાલી પોતાના ડોળા જમીન ગમ રાખી સાચવટને વળગીને ઉભો હતો તે જોઈ તેવણ મનમાં તેની વખાણ કરવા વગુા રહ્યા નહીં.

"અને મારી છોકરી સાથ આમ મીત્રાઇ રાખીને શા પ-રીણામની તમે આશા રાખતા હતા?"

"હું તેવણની હમણાનીજ મીત્રાઇથી એટલો સુખી સમજુંછું કે મેં પાછળનો કાંઈ વીચાર કીધોજ નહીં."

"ત્યારે હવે તમે તમારી મુર્ખાઈ જોઇ કેની? હવે તમે શું રસ્તો બતાવોછ?"

"હાજી, મારી ચુક થયલી હું હવે જોઉંછ. તમે મને તેવણ સાથ પરણવાની રજા આપો એતો બનવા સરખું નથી તે હું જાણુંછું."

"તમે કોઇબી રીતે તેને લાયકના છો—કોઈબી રીતે? જરા વીચાર તો કરો."

"નહીં સાહેબ હું લાયક તો નથી."

"અલબત નથી. હું દલગીર છું કે મને આમ સાફ બોલવું પડે છે પણ તમે એક ઘણાજ સાધારણ કુટુંબમાંથી પેદા

ધયલા છો અને મારી બેટી તો પારસી કોમના મોટાં મોટાં ખાનદાનો સાથ સગાઇ ધરાવે છે."

"ખરી વાત છે, સાહેબ."

"વળી પૈસા સંબંધી વીચાર કરો. તમે તેને ખવાડવાના ક્યાંથી હતાં?"

"સાહેબ ફક્ત મારા પગાર સીવાય બીજી મને કસાંની આશા નથી."

"અને તેટલાં ઉપર તમે ફેખશરૂ કોટવાલની બેટીને પરણવા માંગતા હતા!"

"સાહેબ, હું મારી ચુક કબુલ કરી ચુક્યો છું."

ફેખશરૂ કોટવાલ ખરેખરા ભલા હતા. તેવણના મનમાં તો ઘણું કે કાલો કાંઇ આડો અવળો જવાબ આપે તો તેની ધુળ કહાડી નાખવાની તક મળે, પણ કાલો તો એટલી નમનતાઈથી અને એવા વાજબી જવાબ આપતો હતો કે ફેખશરૂ મનમાં તેની કદર ખાવા લાગ્યા.

"કાવસજી, તમારા પોતાનાજ બોલવા પ્રમાણે મારા કુટુંબમાં તમારેથી બે મોટાં કારણોને લીધે અવાય તેવું નથી. તમારી માગણી મારી બેટી તરફ એક અપમાન જેવું છે અને તે જો તમારી સાથે પરણી હોત તો પોતાનાં કુટુંબને એબ લગાડત."

"સાહેબ, એટલા બધા સખત શબ્દો વાપરવાની કસી જરૂર નથી."

"એ શબ્દો સખત છે પણ ખરા છે. પુતળી મોટાં કુટુંબમાં ઉછરી છે માટે તેવાંજ કુટુંબમાં પરણવાનો તેણીને હક

છે. તમારી સાથ પરણી તે ગરીબીમાં ગામેગામ તમારી સાથ રખડે એ શું એના હકમાં તમે વાજબી ધારો છો?"

"નહીં, હજાર વખત નહીં. એવણનું સુખ તે મારા જાનનું સુખ છે."

"ત્યારે જે મોહોકાણ વળી છે તેને ટુંકેથીજ ડાહામવામાં તમે મને મદદ કરવી જોઇએ."

"જેમ તમે ફરમાવશો તેમ કરવાને હું રાજી છું." આમ બોલતામાં કાલીની છાતી ફાટી જતી હતી.

"ઠીક છે. ત્યારે આજથી તમોએ અમારે તાંહ નહીં આવવું અને મારી બેટી સાથ ફરીથી એક હરફ વાત નહીં કરવાને તમોએ ગ્રહસ્થ તરીકે વચણ આપવું. ટુંકમાં, આ-જથી તમે અને એ બે એકેકને ઓળખતાં ન હો તેમ રહેવું."

"વારૂં સાહેબ," એમ બોલી કાલીએ પોતાનાં ખીસામાંથી રૂમાલ કાઢયો.

"ત્યારે તમારૂં વચણ છે?"

"સાહેબ મારૂં વચણ તો સ્ટાંપના કાગળ ઉપર લખી આપ્યા કરતાં વધારે છે. તમે મારી અડધી જીંદગી આજે લઈ લીધી છે પણ તમારી બેટીને ખાતર બાકીની અડધીબી આપી દેવાને હું તૈયાર છું."

કેખશરૂ બોલ્યા "શાબાશ છે તમારી સારી સમજણને."

"સાહેબ મારી છેલ્લી એકજ અરજ છે કે હું સેવટનો અ-હીંથી જાઊં તે અગાઉ એક મીનીટ પુતળીબાઇને સલામ કર-વાની મને રજા આપો."

"કે તમે તે નાદાન છોકરી પાસ વચણ લેઓ કેમ?"

"સાહેબ, એક ગ્રહસ્થનું વચણ તે શું તે તો તમે સમજો છો. જેટલું મને લાગેછે તેટલુંજ કદાચ પુતળીનેબી લાગતું હશે માટે એકવાર છેલ્લી સલામ કરવા દેવી જોઇએ."

કાલીનો કકલાટ જોઇ કેખોશરોનું દીલ પીગલ્યું. તેવણ બાહાર ગયા અને પુતળીને ઓરડામાં મોકલી. નહીંજ મોકલી હોત તો ઠીક! આ છુટું પડવું મોહત થાણે કડવું હતું.

કાલી આંખમાં આંસુ લાવીને બોલ્યો "પુતળી, મારા જાન, તુને આ હાલતમાં લાવવા માટે હું તારી પાસ માફ માગુંછું. મારે વધારે વીચાર કરવો હતો. મેં તારા બાપને વચણ આપ્યું છે કે હું હવે તને મલીશ નહીં. ઓ મારા જીવ; જેટલું મને લાગેછ તેટલુંજ તુને પણ લાગતું હોવું જોઇયે."

"મારા કાલી, મારી માએ મને પણ એમજ ફરમાવ્યું છે. ઠીક છે. હું પરણીશ તો તુનેજ પરણીશ ને નહી તો કુમારી રહીશ."

તેઓ બેહુ અકેકને વળગી પડયાં, અને પોતાનાં મીઠાં આંસુઓ અકેકમાં ભેળ્યાં.

કેખોશરો કોટવાલ! દરીઆના પાણી થોભાવવાની તું શું તાકાત ધરાવે છે!

---

## પ્રકરણ—૪.

## અંદરનો સંચો.

"પુતળીબાઈ, તમારાં માયજી તમુને બોલાવેછ." આવા શબ્દોથી હમબાઇએ આવીને આ દુઃખી જોડાંને જગાડયાં. કાલી એક શબ્દ બોલના વના ત્યાંથી ચાલી ગયો, અને પુતળીબાઇ પણ હમબાઇને કાંઇબી કોહું આપ્યા વગર પીઠ ફેરવીને ઉભી.

હમબાઇ મન સાથ બોલી, "ફકર નહીં—એ ત્રણ મહીનામાં એ લોક આ બધી બચાંની રમત ભુલી જશે, અને પછી એ જવાનો કાંહ છે. એવા સાદા છોકરાને પટાવી લેતાં વાર કેટલી. ધીરજ ધર જીવ! ઉતાવલ કરવામાં કાંઇ સાર નથી"

હમબાઇએ જઈને પુતળીના મા જાઇજીને કહ્યું "એ તો પોતાના ઓરડામાં બેસીને આંખપાણી ભરેછ ને નહીં આવતી. નાદાન છે, તમે હમણા અખાડા કરી જાઓ પોતાની મેલે ઠેકાણે આવી જશે."

પણ કેખશરૂ કોટવાલ અને તેની સ્ત્રી ઘણાં નરમ દીલના હતાં. જાઇજી પોતાની દીકરી પાસે ગયાં અને તેને પસવારીને બોલ્યાં "દીકરી મારી, એમ કીધામાં શું તારા હાથમાં આવેછ? જો વીચાર કર, એમાં અમારો શું ઉપાય. તું તો ડાહી છે. મારીજ ચુક થઇ કે મેં પેહલાંથી એ નહીં જોયું, નહીં તો તું આટલી દુઃખી થતે નહીં."

"ચાલો માયજી, હવે એ વાત ફરીથી છેડવામાં કાંઇ હાંસલ નથી." એમ પુતળીએ કરગરીને ઉતર દીધો.

"હા મારી પુત. હવે અમે તારે સારૂં સારાં જેવા સાસરાંની શોધમાંજ રહીશું, અને તુંને આપણા કુટુંબના નામ પ્રમાણે ધામધુમથી મોટે ઘેર પરણાવીશું."

આ ઠેકાણે પુતળીએ પોતાનું રડવાનું છોડી દીધું અને ખડી બેઠી. થોડીક વાર પોતાની મા ગમ ધારીને જોઈ પછી બોલી "તમે તથા બાવાજીએ મને હુકમ કીધો કે કાવસજી સાથ મારે નહીં મળવું તો તે હુકમ મેં મારે માથે ચહડાવ્યો. પણ મારી મરજીની ઉપ્રાંત તમે મને પરણવા કેહશો તે બીજી વાત છે, કેમજે જે વાત મને પસંદ નહીં તેમાં મરતાં સુધી હું પાછી ફરવાની નથી. તે સારૂં કંઈબી કરો તે તપાસીને કરજો."

બાઈજીએ જોયું કે જરા કાચું કપાયું તો ખરૂં. એકતો પુતળી હાલ કાલી સાથ છુટી પડવાથી ફફડી ચટકી રહેલી, તેમાં વળી આ લગણની વાત કહાડી તેમાં વાત બગડી ગઇ. પુતળીનો હાથ પોતાના હાથમાં લઇ તેવણ બોલ્યાં "જો સાંભળ, દીકરા. મારી પોતાની વાત હું તુને કહું. જ્યારે હું નાહાની હતી ત્યારે તારીજ કાની એક જણ ઊપર મારૂં હેત લાગેલું હતું. તે ધણીબી કાલીના જેવોજ ડાહ્યો અને દેખામણો હતો, પણ તેનું કુટુંબ ઘણું હલકું હતું તેથી સઘળી વાત તુટી ગઈ. તે વખતે મારૂં દીલબી એમજ તુટી ગયું, અને હું રાત દીન મોહતની વાટ જોવા લાગી. મેં આકળી પડીને સપત લીધા કે બસ હવે કોઈ સાથ પરણ

નહીં. થોડીક મુદત પછી કેખશરૂ સાથ અમારી ઓળખાણ થઈ–આસતે આસતે તેવણ મને ગમીઆ અને અમે પરણીઆં.”

“ને તેવણની ઉપર તમુને ખરેખરૂં હેત લાગું?” પુતળીએ અચરતીથી પુછ્યું.

“પેલા ધણી ઉપર જેવો જીવ પ્રાણ હતો તેવું તો નહીંજ તો. તારૂં દીલ જેવું કાલી ઉપર છે તેવું કાંઇ ઘડી ઘડી બનતું નથી. પણ તોબી પુતળી હું પરણીને દુઃખી થઇ નથી. એક વાર ઠેકાણે પડયાં કે પછી જીવને એક જાતની નીરાંત થાયછ. જને યાદ રાખજે કે આએ બનાવને લીધે તુને તારી પરણેલી જીંદગી ઓરબી વધારે મીઠી લાગશે.”

પુતળી કાંઇ બોલી નહીં. તે પોતાના મન સાથ સમજીને મુગી રહી, અને જાઈજી પોતાની છોકરી સમજુ છે એમ ધારી મન સાથ મલકાવા લાગ્યાં.

બીજે દાહાડે કાલીનું એક કાગળ કેખશરૂ કોટવાલ ઉપર આવ્યું, તેમાં તેણે પોતાના નસીબ વીશે ઘણો બળાપો કીધો હતો પણ કેખશરૂનો ઠરાવ વાજબી છે એમ ખુલ્લાં દીલથી કબુલ કીધું હતું. આ કાગળમાં તેણે એક ચીઠી પુતળીને માટે પણ મુકી હતી. પણ તે ખુલ્લી રાખી હતી કે કેખશરૂને વાંચવાની ખુશી હોય તો વાંચે. ચીઠીમાં કાંઇ ન હતુ પણ પુતળીને ઓાજરબાહીથી અરજ કરી હતી કે તેણીના માબાપની જેમ ખુશી હોય તે પ્રમાણે ચાલવું.

કેખશરૂએ બેહુ કાગલો પોતાની બેટીને વાંચવા મોકલ્યાં અને પોતે વીચારમાં બેઠા, એવામાં તેવણનાં ધણીઆણી આવ્યાં.

"જાઇ, કેવો મજાનો છોકરો છે! કેવા ઉત્તમ ગુણ એનામાં છે! પણ અફ્સોસ કે કુલ ઘણુંજ હલકું છે."

જાઈજીને પેલાં કાગળોની વાત કાંઇ ખબર ન હતી તેથી તેવણે પુછ્યું, "કીયો છોકરો?"

"કાલી!"

---

## પ્રકરણ—૫.

## મોહોકાણની શરૂઆત—શું મોહોબત આંધળી નથી?

પોતાના નાહાના બેટા ઉપર ગમની ગેરફ્તારીએ આવી જડ ઘાલી છે એવી ધનામાસીને કયાંથી ખબર હોય? અને હોય તોબી તેવણને શું દરકાર હતી? તેવણનું ઘક ધ્યાન તો તેમના વડા બેટા અદીમાં રોકાયલું હતું. પાસેની ગુલી તો હવે તેવણનાં મગજમાંથી જતી રહી હતી. તેવણે અદીને એક વખત ખુબ ખખરાવ્યો હતો કે તેના જેવા એક હવે પછી થનાર મોટા માણસે આવી એક નાહાન છોકરી સાથ વખત કાહાડવાથી તેણે શરમાવું જોઇએ. ધનામાસીને ખુબ બોલવા દઈ અદીએ હસીને જવાબ દીધો "ત્યારે માયજી, જો હું ગુલી સાથ લગન બગન કરૂં તો તમુને તો ગમેજ નહીં, કેમ?"

"નહીંજ તો—તે જાય કે હું જાઊં—એ આટલીક રાંડ દુકતી તે કાંઇ આપરે લાયકની છે?"

"બે ચાલો માય, હું તો અમથો હસુંછ."

આટલા શબ્દોમાં સઘલી વાતનો તે વારતો નીકાલ આવી ગયો. અદીએ ગુલીને મળવાનું મુકી દીધું હોય કે પછી મળતાં વધારે ચોકાશી રાખતો હોય તેતો ઇશ્વર જાણે. વલી થોડાંમાં ઓડું ગુલી પોતાના કાકા કાકી સાથ થોડા માસ મુંબઇ રેહવા ગઇ હતી એટલે ધનામાસીનું સઘલું ગાડું ઘણુંજ સાંત ગબડતું હતું.

પણ ખાનબાહાદુર જમશેદજી કેમ સુઇ રહ્યા હતા? તેવણે પોતાના વારેસ અદીને એકવારબી બેલગામ બોલાવવાની વાત કીધીજ નહીં હતી. આથી ધનામાસીનું ઘણું પાકી આવ્યું અને આખરે પોતેજ એક કાગળ પોતાના જેઠ ઉપર લખ્યો, અને પોતે તથા સાથે અદીને લઇ થોડા દહાડા બેલગામ આવવાની ઇચ્છા જણાવી. પંદરેક દહાડે આસ્તે રહીને જવાબ આવ્યો. "હમણા તો હું જરા શીક છેઉં, જરા સારી પખે થઇશ ત્યારે તમુને લખી જણાવશ."

આ વાતને પણ બીજા બે મહીના નીકળી ગયા, પણ તેડું તો તેડાંને ઠેકાણેજ રહ્યું. તેવણુ રોજ રોજ ટપાલના સીપાઇની આવ્યાની વાત કાગડે ડોળે જુએ પણ ફોકટ.

એક દહાડે સહવારના ધનામાસી અને અદી બારીએ બેઠાં છે. અદી કાંઇ ચોપડી વાંચે છે અને તેની મ.યના ડોળા રસ્તા ગમજ છે. તેવણના હાથમાં સીવવાનું છે, અને આંખે ચશમો ચઢાવ્યો છે. એવામાં ટપાળવાળો તેમના ઘર આગળ ઉભો અને એક કાગળ તેમના નોકર હરીઆના હાથમા મુક્યું. હરીઆએ લાવી તે પોતાના બાઇના હાથમાં મુક્યું. સરના-

મું વાંચતાંજ ધનામાસી ચમકીને, સીવવાનું નાખી દઇ ખડાં થઇ બેઠાં. કાગળ ઉપર સરનામું નીચે પ્રમાણે હતું :—

"ખાનબાહાદુર સરદાર—

અરદેશર દોરાબજી,

નવસારી."

"એ અહી, આખરે થયું ખરૂં—જોઇએ તો ખરાં કાગળમાં શું લખેલું છે."

બેલગામ જુન ૨૨ મી.

**મેહેરબાન શેઠજી સાહેબ,**

મારા પુરાના મીત્ર અને અસલના ઘરાક ખાનબાહાદુર જમશેદજીના ગુજરવાના માઠા સમાચાર તમુને લખવાની મને દલગીરી ભરેલી ફરજ પડી છે. તેવણની તબીઅત લથડેલી તો ઘણી હતી, પણ આમ અચબુચ છેડો આવશે એવું કોઇએ ધાર્યું ન હતું. તમો આવીને સઘળી મીલકતનો અખત્યાર લેવો તેટલાં મેં તમારી તરફથી કેટલોક બંદોબસ્ત રાખ્યો છે.

લા૦ સેવક,

**ડોસાભાઇ રૂશતમજી ડાકટર.**

ધનામાસી તો આભરી ગાભરામાં પડ્યાં. શું કરવું અને કેમ કરવું તેના વીચારમાં ખાધાનું બી સુઝ પડે નહીં. ખાનબાહાદુર અહી તો જાણે કાંઇ બન્યુંજ નહીં હોય તેમ બેસીને ખાયા કરે.

"દીકરા, તારે તમે ક્યારે વધશો?"

"કાંહ? બેલગામ જવા? આઠ દસ દહાડામાં જવશ."

"આઠ દસ દહાડા? ઓ વાય! અધ ઘડી જવું જોઇએ ને આઠ દસ દહાડા શું બરીઆછ."

"મારૂં તાંહ શું કામ છે? કાકા મરવા સુતા હોતે અને મને તેડાવતે તો વાત જુદી હતી. હવે તેવણ તો ગયા એટલે પછી હું દોડાદોડી ખાલી પીલી કરીને શું કરૂં?"

"ઓ લેઓરે, તારે ખેતાબ તે કંઇ અમથા મળતા હોશે—લખો રૂપીઆનો બધો વહીવટ તપાસી લેવાનો ને હજુ કહેજે હું જઈને શું કરૂં!"

"પણ તાંહ ડાકટર દોસાભાઇ છે તેવણ તરત જોશે."

"પણ તુને પોતાને જતાં શું છે. અંહી કીઆં તારાં કામ અટકી પડ્યાંછ!"

"મારી ખુશી આઠ દહાડા સુધી જવાની નથી."

"નથી તો ચુકું. તું નહીં જશે તો હું જવસ."

"અરે તારે તો સો વાતની એક વાત. તમે હરીઆને લઇને જાઓ માય. મારા કરતાં તમે વધારે સારો બંદોબસ્ત કરશો. તમારી પછી બે ચાર દહાડામાં હું આવી પુગુંછ."

પોતાના માનીતા દીકરા ઉપર ધનામાસી જેવાં આજે ચીરડાયાં હતાં તેવાં અગાઉ કોઇવાર ચીરડાયાં ન હશે. અદી ખાનબાહાદુર થાય અને મોટી વાડી વજીફાના માલેક થાય તે માટે તેવણ આંગળી ઉપર દહાડા ગણતાં હતાં—ને જ્યારે તેમ થયું ત્યારે અદી તો તે તરફ ઝાંખીને જોતોબી ન હતો. તેવણના મનમાં તો એમ કે પોતાના બેટાની સાથે ખણખણુ કરતાં શેહેરમાં જઇશું અને લોક બધું જોવા નીકળશે.

"અદી જો તું નહીં આવતો હોય તો હું કાલીને લઇ જાવું."

"હા ઘણું સારૂં. હું હમણા કાલીને તાર કરૂં છ—મારી તરફથી એ બધી મેનીજ કરશે."

અદી એકનો બે થતો નથી એમ નકી જાણી ધનામાસી ફ્ફડી ચટકીને એકલાં સ્ટેશન ઉપર ગયાં. સાથે હરીઆનેબી લઇ નહીં ગયાં. અદીએ કાલીને તાર કરયો કે માયને બેલગામ ખાતે મળીને મરનાર જમશેદજીના વાડી વજીફાઓનો કબજો લેવો.

કાલીને તાર મળ્યો ખરો પણ તેનો અર્થ તે બરાબર સમજ્યો નહીં. "માય બેલગામ તું સાથે, વજીફાઓનો કબજો." આ શબ્દોનો અર્થ શું ? નવસારી જઈને માયને બેલગામ લઇ જવાં કે માયને ત્યાં મળવું ?

કાલી મન સાથ વમાસવા પડયો "હવે શું કરૂં ? માય કોઇને લીધા વગર તો જાયજ નહીં તેવણ મારે સારૂ નવસારીમાં ખોટી હશે; માટે મારે નવસારીજ જવું જોઇએ. અદીતો ક્યારનો બેલગામ ગયલોજ હશે—ગરીબ બચારા કાકા!"

રજા કહડાવીને કાલી નવસારી ભણી વળ્યો. એક મહીનામાં તેનું મોહ ઊતરી ગયું હતું, અને તે લગાર બેધ્યાન થઈ ગયો હતો.

સાંજ પડવા આવી હતી. સ્ટેશન ઉપરથી પોતાની માને ઘર જવા કાલી ચાલતો નીકળ્યો. દુરથી ખેતરમાં કાંઇ લોક ગડબડ કરતાં હોય તેમ તેને કાને સાદ પડયો—અને વીસ પચીસ લોકનું ટોલું આવતું જણાયું.

"એ શું ગડબડ છે આગળ એ ચાર સીપાઈ ચાલેછ—હું ધારૂંછ કે પાસેના ગામમાંથી કોઇ બંધવાને લાવતા હશે." એમ મન સાથ વીચાર કરી કાલી પોતાના ઘરના ચોકમાં દાખલ થયો. ત્યાં સઘળું અંધકાર હતું. "ખરેખર મારે પાધરૂં બેલગામજ જવું હતું—અદી ને માય ને હરીઓ બધાં ત્યાં ગયાં હોશે. તાર એવો કઢંગો લખેલો હતો કે હું શું કરૂં ?"

આ શબ્દો તેના ભેજાંમાંથી પસાર થાય છે એવામાં હરીઆએ બારણું ઉઘાડયું. કાલીને તો જાણે છાટીમાં ગોળી લાગી હોય તેમ ચમક્યો. હરીઆનું મોહ ફીકું ફચ પડી ગયું હતું, અને તે થર થર ધ્રુજતો હતો.

"શું છે હરીઆ, શું છે?"

પોતાના નાહાના શેઠને જોઇ નીમકહલાલ હરીઆએ કપાલ કુટયું "હાય, હાય, અદી છેકે ઓલા મંચી દેહાઇને ગોળી મારી મારી લાએખો."

કાલી તો દબાઇને દરવાજાને અઢેલીને ઉભો—હરીઆનું ભેજું ગયું છે કે શું ? ના—ખરી વાત હતી. અદીએ ઇનજીન ડરાઈવર મંચી દેસાઇને ગોલી મારી હતી અને તે બચારા હરીઆએ નજરે નજર જોયું હતું !

"તે જીવતો છે કે?" કાલીએ જેમ તેમ પુછ્યું.

"ઠાર મરી ગયો—ગોરી પાધરી છાટીમાં લાગી ને તેજ ઘડી પ્રાણ મેળી દીધો. તેનાં મડદાંને પાહેના ગુલબાઈના ઘરમાં લાખેલું છે ને તાં હીપાઈ બેહારેલા છે."

કાલીને ચકર આવી ગયા. તેણે આંખો બંધ કરી પુછયું "ભાઇજી કાંહ છે?"

"તેમને તો હીપાઈઓ ધરી ગીએલા."

કાલીએ હમણા જાણ્યું કે ખેતરમાં જે ટોલું તેના જોવામાં આવ્યું હતું તે તેના ભાઇને પકડી જતા હશે.

---

## પ્રકરણ—૬.

### ખાનબાહાદુર અરદેશર ઉપર તવાઈ.

આ અસાધારણ બનાવથી આસપાસ ગર ગામડાંમાં હોહા થઇ ગઇ. લોક વમાસવા લાગ્યાં કે આ બનાવ અકસમાતથી બન્યો હશે. મંચી દેસાઇ બ્રીટીશ રૈયત, વળી અદી પણ બેલગામનો વઝીફદાર એટલે તેની તપાસ બ્રીટીશ કોરટમાં થનાર હતી. અદીને તરતજ મળેલી દોલત, વળી સાથે એક બાઈનું નામ સંડોવાયલું હતું, એટલે લોકમાં ભારી ચરચા થઇ રહી. એક ડાહ્યો આબરૂદાર ગ્રહસ્થ એમ બંદુક ઉઠાવીને કાંઈ કારણ વગર એકદમ બીજાને ગોળી મારે એ નહીં માનવા જોગ હતું. આ સઘળી ચરચાની વચ્ચે તપાસનો દહાડો નજીક આવી લાગ્યો. વડોદરાના રેઝીડંટની કોર્ટમાં આ તપાસ ચાલનાર હતી.

પણ વાંચનાર, આ ખબરથી ધનામાસીને કેવો ઝટકો લાગ્યો હશે તેનો કાંઇ તને ખ્યાલ છે? જો આ વાર કોઇની

પણ હાલત દયામણી હોય તો તે તેણીની હતી. એક હીંદુ જેમ પોતાની મુર્તીને પુંજે છે તેમ તે આ દીકરાને પુંજતી. મારો દીકરો વાડી વજીફાનો ધણી થશે એવા વીચારમાં તે રાતો દીન ગરક રેહતી—ને આ શું? જ્યારે તેનો બીજો દીકરો કાલી આ વધામણીની ખબર લઈને બેલગામ આવ્યો ત્યારે તેમના મનમાં શું થતું હશે તે વીચારવું મુશકેલ નથી.

અને કાલી! તેના પોતાના ભાઈ ઉપર તેનો કેટલો બધો પ્યાર હતો તે તેણે ખરેખરૂં હમણાજ જાણ્યું. હરીઆથી ખબર સાંભલી તે લથડતો અને ઠોકરાતો ચાવડીમાં ગયો અને પોતાના ભાઈને મલવા માંગ્યું. નાયબ સુબાએ રજા આપ્યાથી બંને ભાઈઓ ચોકીમાં મળ્યા. અદી તો જાણે કસું બનયું નહીં હોય તેમ ઠંડે પેટે બેસીને ચોપડી વાંચતો હતો.

"અરે અદી, તેં આએ શું કીધું?"

"શું છે? મેં જે કીધુંછ તેને માટે હું કાંઇ પસતાતો નથી. એ ધણી એને ફેજે પોંહોચ્યો છે. અગર કાલે એવુંજ કારણ મને ફરીથી મલે તો ફરીથી પણ એમજ કરૂં."

"અરે અદી, જરા સંભાલતો ખરો. આ સીપાઇના દેખતાં શું ભાંગરો વાટેછ?"

"છટ! છટ! હું જેબી કાંઈ કરૂંછ તેને માટે પાછલથી કમુ પસતાતો નથી."

આ ઠેકાણે પોલીસ જમાદારે અદીને વારીઓ "શેઠ સાહેબ, તમે કાંઇ નહી બોલો તે બહુ સારૂં છે. કોણજાણે મુકદમો શી વળાણ લેશે અને નકામું શા સારૂ તમારૂં કામ બગાડો છો?"

"તારી મેહેરબાની થઈ સરફરાજ ખાન, પણ તું જો એમ ધારતો હોય કે હું કોરટમાં નાસુંકેર જઈશ કે એ કામ મે કીધું નથી તો તારી મોટી ભુલ છે."

"કદાચ અકસ્માત બંદુક છુટી ગઇ હશે" બચારા કાલીએ બીહી બીહીને સુચના કીધી.

"નહીં–નહીં–હરીઓ હાજર હતો મેં બંદુક ઊંચકી, ખભે ચઢાવી, ટાંકીને મારી. એમાં અકસ્માત જેવું છેજ નહીં. જો સરફરાજ ખાન, એ ઘણી જાણીજોઇને મોહત માંગવા આવ્યો. મેં એને ચેતવણી આપી હતી કે એક ચોકસ રીતે જો તે ફરીથી બેઅદબી કરશે તો હું તેને ગોળીથી વીંધી નાખશ. તેણે મારી ઠેકડી કીધી અને તેમજ કીધું. પછી મેં એને ગોળી મારી. મારૂં વચન કેમ તોડું?'

સરફરાજ ખાન જમાદાર જે આ કુટુંબને ઓળખતો હતો તે કાલીને કાનમાં પડી કહેવા લાગ્યો "સાબ, અદી શેટકા શીરકુ તો કુચ બીમારી નહીં પાયા હએ?"

કાલીએ ડોકું હલાવ્યું અને અદી ગમ ફરી વળી પાછુ પુછ્યું "પણ અદી મામજી કોણ જાણે કેમ કરશે?"

હવે અદીને ચટકો લાગ્યો તે ખરો. "હા યાર તે લીધેજ હું જરાબી વીચારમાં છું. તેને ખાતરજ હું ઇછુંછ કે આ વાત નહીં બની હતે. કાલી તું પોતે બેલગામ જા ને તેણીને બધી બીનાથી વાકેફ કર."

કેવું કામ બચારા કાલીને માથે! સહવારની પેહેલી ગાડીમાં તે બેલગામ જવા નીકળ્યો. હજુ તે ભરતાંમા જવા

નીકળ્યો હોત તો તેને આ મુસાફરી કરતાં વધારે પસંદ આવત.

કાલીને કલીઆણીમાં દેશી પલટણમાં ડાકટર નેમવામાં આવ્યો હતો. ત્યાં તેને તેના સાથીઓ અને આફીસરો ઘણાજ પસંદ કરતા. તે હવે જરા જરા વધવા લાગ્યો હતો, પણ જો ઇશ્વર ન કરે ને અહી ગુનેહગાર ઠરે તો લશકરી કાયદા પ્રમાણે તેનાથી રીજમીટમાં રેહેવાય એમ નહીં હતું. તેના ભાઇબંધ આફીસરો આથી ઘણા દલગીર હતા, પણ બીજો કાંઇ ઉપાય હતો નહીં. પોતાના ભાઇની મદદે રહેવા અને તેના બચાવની ગોઠવણ કરવાને તેણે ત્રણ માસની રજા મેળવી. બચાવ ! શું બચાવ હોય? જ્યારે કેદી પોતે છડે ચોક કેહતો કે હા મેં બંદુક જાણીજોઇને મારી ?

તપાસનો દીવસ આવ્યો. રેઝીડનસી કોરટમાં સહવારના પોહોરમાંથી ગીરદી થઇ હતી. સઉ કોઇ બંધવાનો ચેહેરો કેવો છે તે જોવાને ઇંતેજાર હતું. ગામમાં વાત ફેલાઈ હતી કે અહી તો તપાસ ચલાવવા દેવાનેબી ના પાડતો હતો. પણ તેની માએ ગુંઠણપર પડી કાકલુદી કીધાથી તેણે કોરટમાં આવી 'નાટ ગીલટી' એકરાર કરવાને જેમ તેમ હા પાડી હતી. કાંઇબી કાયદાની બારીકીથી કદાચ તે છુટી જાય અથવા મોહોતની સજામાંથી બચે એવી તેણીએ આશા રાખી હતી.

અલબતે કોરટમાં હાજર થયલાં લોકોમાં ઇંતેજારી પારવનાની હતી. જડજે બેઠક લીધા બાદ બંધવાને લાવી ઉભો કીધો. સરવે જણે ડોકીઆં તાણી તેને જોવા માંડયું. ઊ-

ચો, ખુબસુરત અને ફેસકી કપડાં પેહેરેલો અદી હસતે ચે-હેરે આવીને પીંજરામાં ઉભો. તેણે માથાં ઉપર મોહોરાની ન-વીજ પાઘડી પેહરેલી હતી, અને જીણા કુમાસની અસ્ત્રી ક-રેલી ડગલી તથા બલુ પાજની ઇજાર પેહેરી હતી. એક આં-ગલાં ઉપર એક મસ મોટા હીરાની વીંટી પેહરી હતી જે આખી કોરટમાં ચમક ચમક થતી હતી. તેના વકીલની પાસે કાલી બેઠો હતો.

મુખ્ય સાક્ષીઓ—ખરૂં બોલીએ તો એખલા સાક્ષીઓ હ-રીઓ અને ગુલબાઇજ માત્ર હતાં. નવસારીના ડાકટરે જુ-બાની આપી કે તેણે મરનારની લાસ તપાસી હતી અને છા-તીમાં ગોલી વાગાથી મરણ નીપજયું હતું. બે સીપાઇઓ-એ પણ નજીવી જેવી સાક્ષી આપી.

સરકાર તરફના તથા અદીના વકીલોના ભાશાણો ઉપર સ-ઘલા બનાવની કેફીયત નીચે મુજબ જણાઇ:—

ખાનબાહાદુર અરદેશરને એક જુવાન પડોસણ બાનુ સાથ ઘણી દોસ્તી હતી. આ બાઇનું નામ ગુલબાઈ હતું, અને જેની આબરૂ અને લાયકી વીસે ગામમાં ઘણો સારો વીચાર હતો. થોડાક માસની વાત ઉપર કાંઇ સંજોગે મરનાર મંચી દેસા-ઇની તેણીના કાકાના ઘરમાં ઓલખાણ થઇ, અને તે ત્યાં આવતો જતો થયો. પછવાડેથી ખબર કાહાડતાં પોલીસને જ-ણાયું કે મરનારની ચાલચલણ સારી નહીં હતી. અલબતે (બંધવાનો વકીલ બોલ્યો) તેથી કાંઇ તેનો જીવ લેવો જોઈયે એમ નહીં હતું. ગુલબાઇની ઘણી મજબુત નાખુશી છતાં આ મંચી તેણીને સતાવવા લાગ્યો, અને એકાદ બે વાર જ-

બરદસ્તીથી તેણીને ચુમ્મીઓ લીધી. આ વાત ગુલબાઈએ અરદેશરને કહી, જે કમભાગ્યે ઘણા આકલા સ્વભાવના હોવાથી પોતાના સ્વભાવને છાજતાજ ઊપાયો લીધો. તેણે આ મંચીને એક દહાડો પકડ્યો અને બહુ ગુસ્સાથી પણ ખુલ્લા શબ્દોમાં જાહેર કીધું કે જો આ પ્રમાણે ફરીથી બન્યું છે તો તે (અરદેશર) તેને ગોળી મારી જાનથી બેજાન કરશે. આટલું છતાં આ કમબખત મનચીએ પોતાનું મોહોત પોતેજ આણ્યું. જે દહાડે ગુલબાઈ મુંબઈથી આવી તેજ દહાડે સાંજના મંચી તેણીને ઘર આવ્યો અને તેણીની પુઠેપુઠ વાડીમાં ગયો અને ત્યાં અરદેશર આવેલો જો ! તેને, ગુલબાઈને પકડીને ઉપરા સાપરી બે ત્રણ ચુમ્મીઓ જબરાનથી લીધી. ગુલબાઇ તાણતોડ કરીને છુટી થઇ અને અરદેશર આગળ દોડી જઇ રડી પડી, એટલે બાપવાએ પોતાની બંદુક જે પાસે પડેલી હતી તે ઉંચકીને મંચીને ઠાર મારયો. કોરટ આગળ જે હકીકત આવી તેનો સાર આ હતો.

હરીઆએ જુબાંની આપી કે તે ઘણાં વરસ થયાં ધનામાસીના કુટુંબમાં નોકરી કરતો હતો. તેનાથી ધ્રુજવા સમેત બરાબર બોલાતું ન હતું. અફસોસ ! તેને સરકાર તરફથી સાક્ષી દાખલ બોલાવેલો હતો. તેની બધી જુબાંની તેનાં શેઠની સાંમે પડી હતી. તેની જુબાંનીનો સાર એ હતો કે :— સાંજના મને શેઠનું કામ પડ્યું એટલે કાંહ છે તે જોવા ગયો તો તેવણ વાડીના દરવાજા આગળ ઉભેલા હતા. ગુલબાઇની વાડીનાં કાંઇ ખટપટ ચાલતી હોય એમ મને લાગ્યું. જરા આગળ જઇ જોયું તો મંચી દેશાઇ અને ગુલબાઈ

હતાં. મંચી તેણીને જબરાઈથી પકડી રહ્યો હતો, અને ગુલબાઈની સાડી વીખેરાઈ ગયલી હતી. જેવી બાઈ છુટી શકી કે મારા શેઠની આગળ દોડી આવી અને તેનાં ગુંઠણ પકડી રડી પડી."

અહીં હરીઓ અચકીને ઉભો. સરકારી વકીલે કહ્યું "ઠીક છે—આગળ ચલાવ—પછી શું થયું?"

"શેઠની બંદુક પાસે પડેલી હતી તે તેવણે ઉપાડી અને મંચી ગમ ટાંકીને છોડી. જેવી તેને ગોળી લાગી કે તે ચીચારી પાડીને ભોંય ઉપર પડ્યો. હું આગળ દોડી ગયો પણ તે વાર તો તેણે પ્રાણ મેલા દીધો હતો. એ ઉપ્રાંત મને બીજું કાંઇ ખબર નથી."

હરીઓ જવા કરતો હતો પણ સરકારી વકીલે તેને અટકાવ્યો. "સબુર, બંદુક બરાબર ટાંકીને બાર કરતાં તેં નજરે જોયો ની?"

"હોવે—આસતેથી ઉપાડીને ટાંકી તો ખરી—પણ કદાચ શેઠના મનમાં એમ હશે કે આ બંદુક ભરેલી નથી. તેવણે મંચીને બીહીવાડવા ફકત આમ કીધું હોય. મારા શેઠ જાણી જોઇને આમ કરે નહીં. એવણ બહુ વીસરભો છે."

કોરટ—સાક્ષી તું જ્યારે તારા શેઠને સોધવા ગયો ત્યારે તુંને શું કામ હતું?

હરીઓ—સાહેબ બેલગામથી એક તાર આવ્યો હતો તે પોહોંચાડવા ગયો હતો.

અંહી અદી મોટે સાદે બોલી ઉઠયો "મારી મા નો તાર હતો કે તેવણ સહીસલામત બેલગામ પોહોતાં હતાં."

**જડજ**—બંધવા, હું જારે તુને પુછું ત્યારે તારે બોલવું—આ સવાલ મેં કાંઈ તુને કીધો નહીં હતો.

**અદી**—શું કરવા નહીં બોલું? જે મને ખબર હોય તે શું કરવા નહીં જાહેર કરૂં. તારમાં શું હતું તે આ બીચારો નોકર શું જાણે?

અદીની આ હીમતથી કોરટમાં જાણે વીજળીનો આંચકો લાગ્યો. બંધવાના વકીલે તેને જેમ તેમ મુગો રાખ્યો. પછી બીજી સાક્ષી ગુલબાઇની હતી. ગુલબાઈ પોતાના કાકાની સાથે કોરટમાં હાજર થઇ હતી. તેણીએ કાળી સાડી પેહરેલી હતી અને ઘણી ઘભરાયલી દીસતી હતી. તેણીનો સાદ પણ જેમ તેમ મોહમાંથી નીકલતો હતો. તેણીની જુબાનીએ કેફીયત ઉપર સેજ વધુ અજવાલું પાડયું.

"મંચી દેશાઇ મને ઘણો કાયર કરતો હતો. તે મારી સાથ પરણવા માંગતો હતો પણ મેં તેને ઘસીને બે ચાર વાર ના પાડી હતી. મારાં કાકી મંચીને ફોકટનું ઉતેજન આપતાં હતાં. તેવણને મંચી ગમતો હતો. તેની નઠારી ચાલ વીશે મારે તાંહ કોઈને ખબર નહીં હતી. મંચીએ બે વાર મને જબરદસ્તીથી (શરમાઈને) ચુમીઓ લીધી હતી અને મેં તે વીશેની ફરીઆદ અરદેશર આગળ કરી હતી જેવણ હમેશ મારા બચાવનાર જેવા હતા. આથી અરદેશર ઘણાજ ગુસ્સે થયા અને તેવણે મંચીને જણાવ્યું કે ફરીથી જો આમ

રશે તો તેને ગોળી મારીને એન્નન કરશે. અરદેશર ફકત ભપકી કરે છે, એમ મંચી સમજ્યો હોય એમ હું માનતી નથી.”

આટલી જુબાની તો ગુલબાઇએ આપી પણ પછી એક શબ્દબી વધુ તેણીની પાસથી કહડાવવાનું મુશકેલ હતું.

સરકારી વકીલે સવાલ કીધા:—તમે મે મહીનામાં નવસારીથી બાહાર ગયાં હતાં તે કાંહ ગયાં હતાં?

“મુંબઈ”

“કેટલું સુધી મુંબઈમાં રહયાં?”

“હું નવસારીથી બરાબર ૪૦ દાહાડા ગેરહાજર હતી.”

“તમે પાછાં ઘર કયારે આવ્યાં—જરા મોટેથી બોલો.”

“જુન મહીનાની ૨૨ મી તારીખે.”

“એટલેજે ખુનને આગલે દહાડે?”

“એ કાંઇ ખુન હતુંજ નહીં—અરદેશરે વાજબીજ કીધું હતું.” ગુલબાઇએ ઉશકેરાઈને ઉતર આપ્યો.

**જડજ**—બાઇ, અહીં તમારૂં મત જોઇતું નથી—તમને જે પુછે તેનો ઉતર આપો.

**વકીલ**—મરનાર મંચી તા૦ ૨૩ મીએ તમારે ત્યાં આવ્યો હતો?

“હાજી, તે દહાડે કાકાના જીવને સારૂં નહીં હતું તેથી તેવણ ઘરમાંજ હતા અને મંચી સાથે વાત કરયા કરતા હતા. ત્યાં મને હેરાંન કરવાને તેને લાગ ફાવ્યો નહીં.”

"પછી તમે વાડીમાં ગયાં?"

"હાજી, મારી પુઠેજ મંચીબી આવ્યો. અરદેશર પોતાના દરવાજા આગળ ઉભા હતા અને હું તેવણુની આગળજ જતી હતી."

"તમે શું મતલબથી તેવણુને મળવા જતાં હતાં?"

(જરા અચકાઇને) "ઘરમાં મંચી આવેલો છે એમ કહેવા."

"તમે મુંબઇથી પાછાં ફરીઆં તે તથા તા૦ ૨૩ મીની સાંહાંજ સુધીમાં તમે અરદેશરને મલ્યાં હતાં કે?"

આનો જવાબ ગુલબાઇએ આપ્યો નહીં.

વકીલ—બાઈ, તમને લજવાવાની કશી જરૂર નથી. તમારે સાફ જવાબ આપવા પડશે.

"હા, તેજ દાહાડે સહવારના અને બ્પોરના હું મળી હતી."

"તે વાર મંચી વીશે કાંઈબી વાત થઇ હતી?"

"એક બોલ નહીં."

"તારે તમે ખામખા કાકાનો ઓરડો છોડી મંચી વીશે તેને કેહવા શી મતલબથી ગયાં?"

ગુલબાઇ અંહી ગભરાઇને રડી પડી.

"હું શું જાણું કે આવું થઇ જશે—હું તો મારી ભોળાઈમાં ગઈ હતી. હું મુંબઇ ગઈ ત્યારે મને એવી આશા હતી કે હવે મંચી નહીં આવશે, પણ તે દાહાડે એ પાછો આવ્યો એટલે મને લાગું કે અરદેશરને જઇને કહું."

"માફ કરજો—પણ તમને એમ નહીં લાગું કે આવાં કામમાં અરદેશરના કરતાં તમારે તમારા કાકા આગળ ફરીયાદ કરવી હતી?"

ગુલબાઈએ ડોકું નીચે નાખી દીધું પણ અરદેશર ગુસ્સાથી બોલી પડયો. "અગાઉ જ્યારે મંચીએ ગુલબાઇને અપમાન આપ્યું ત્યારે મેં તેણીને અરજ કરી હતી કે ફરીથી એમ થાય તો મને ચેતાવવું કેમજે તેવણને હું મારી બેહન પ્રમાણે સમજતો હતો."

કોરટે બંધવાને ચુપ રેહવા ફરમાવ્યું, અને ગુલબાઈની તપાશ આગળ ચાલી.

"જયારે તમે અરદેશર આગલ દોડી ગયાં ત્યારે શું બન્યું?"

"તેવણે મારો હાથ પકડી મને પોતાની પીઠ પાછળ ઉભી રાખી અને પછી બંદુકનો બાર કરયો. આ પછી હું બેભાણ થઇ ગઈ અને મને વધારે કાંઇ માલમ નથી." અહીં ગુલબાઈની તપાસ ખલાસ થઈ અને તેની ખુબસુરતી, સચ્ચાઇ અને છટાથી કોરટને અજાયબીમાં નાખી તે બાહાર ગઈ.

મંચીના એક દોસ્તે સાક્ષી આપી કે અદીએ ગોલી મારવાની ધમકીની વાત મંચીએ તેને કહી હતી. તે ગુલબાઇ ઉપર ખુરબાન હતો અને તેણીની પાછલ પોતાની ચાકરી ગુમાવી દેવાની ધાસ્તીમાં હતો.

આ પછી જડજે સઘલો મુકદમો આસેસરોને સમજાવ્યો. કોરટે ચુકાદો આપ્યો કે "ખુનનો ગુનાહ લાગુ પડે છે પણ તેના ઉપર દયા કરવાની અરજ કરે છે."

કોરટે બંધવાને પુછ્યું કે તેણે કાંઇ કેહવું છે કે કાંય નહીં તેના ઉપર ફાંસીની સજા લાગુ પડે.

અદી બોલ્યો "મેં મારી ફરજ બજાવી છે. મંચી દેશાઇ આંધલો થઇ પોતાની અજલને નજીક લાવયો. નાજુક, નબલી, આબરૂદાર સ્ત્રીઓને નાપાક લેઆનતી લોકથી અપમાન થવા દેવું એ જો માણુસાઇ હોય તો તેવી માણુસાઇ હું સમજતો નથી."

અહીં જડજ બોલ્યા "અને જો દરેક આકલો માણુસ સેજ વાતમાં ઊસકેરાઈ જઈને બીજાને બેજાન કરે તો તે માણુસાઇ હું પણ સમજતો નથી."

જડજે અદીને ફાંસીની ટેંપ મારી, પણ જણાવ્યું કે કોરટે જે દયાની સુચના કીધી છે તે સરકાર ઉપર મોકલવામાં આવશે.

આ પ્રમાણે આ નામીચી તપાસનું સેવટ આવ્યું. પંદર દહાડામાં વડી સરકારનો ઉતર ફરી વળ્યો અને ખાનબાહાદુર અરદેશરને જણુમ દેશનીકાલની સજા થઇ.

એક બત્રીસ વરસના ખાનદાની, ગબરૂ જવાનને એક મીનીટની ઉતાવલી ચાલ માટે જણુમ ટેંપ !

---

## પ્રકરણ—૭.

## કારી જખમ.

બારી આગળ હાથમાં ગુંઠવાનું લઈ પુતળીબાઇ કોટવાલ બેઠેલી છે. તેનું ધ્યાન કોઇ ચોક્કસ જગા ઉપર નથી. તે માત્ર ખ્યાલી ખયાલમાં બેઠી છે. તેનું મોંહ ઉતરી ગયું છે અને ગાલમાં ખાડા પડી, હોઠ ફીકા પડી ગયા છે. તેણીની માંજરી આંખોની ઝમક ઓછી થઇ છે, અને તેણીની સુફેદ સાડી તેણીના રૂખશાર કરતાં વધારે સુફેદ નથી. પુતળીની સાંમે એક બીજી ખુરશી ઉપર હમબાઈ બેસીને ન્યુસપેપર વાંચતી હતી, અને જરા દુર પુતળીના માય જાઇજી બેઠાં બેઠાં સીવતાં હતાં. તેવણ અવારનવાર બાળે ડોળે પોતાની બેટી ગમ જોતાં હતાં. એકવાર પુતળી કમકમી તે જોઇ હાથમાંનું સીવવાનું મુંકી દઈ જાઇજી ચીંતાથી બોલ્યાં "બેટી, વળી તુંને આજે પાછી ટાહાડ વાગતી હોય એવું જણાયછ."

"નહીં માયજી." એટલોજ જવાબ પુતળીએ નરમાશથી આપ્યો.

કાલી સાથની જુદાઇનો જખમ તેણીને જબ્બુન લાગ્યો હતો, પણ તેણીએ જાહેરમાં ચુપકીદી અખત્યાર કરી હતી. કેખશરૂ કોટવાલ અને તેમની ધણીયાંણી મનમાં મઘન થતાં કે તેમની દીકરી કેવી ડાહી છે અને કેવી તેમનાં કહ્યાં સર ચાલે છે. પણ માંહે ભીત્તરમાં શું સત્યાનાશ વળતું હતું તે તે લોક થોડુંજ જાણતાં હતાં. હમબાઇએ તો મનમાં એમજ નક્કી કીધું હતું કે કાલી ઉપર પુતળીનું કાંઇ ખરેખરૂં હેત કોઇ

દાહાડે હતુંજ નહીં. આખી ઠંડીની મોહોસમ પુતળીને જ્યાં તેનાં માબાપ લઈ જતાં ત્યાં તે મુંગે મોહોડે જતી, અને કોઈના સ્વપનામાંભી ન હતું કે આ ગરીબ છોડી મોહોબતની તાવથી જળી જતી હતી.

પણ બાહેરથી ગમે એવું ડોળ ઘાલતાં કાંઇ ખુદરત ઠગાતી નથી. દેખીતાં કારણ વગર તેની આંખે કાજળ પડવા લાગી અને બે ભાગ તે રાતના જમ્યાં વગર માથું દુઃખવાનું બાહાણું કાઢી ભૂખી સુઈ જતી. અકટોબર માસમાં આ સઘળાં ચીન્હોએ વધારે ગંભીર રૂપ પકડયું, અને તેણીને જીણો તાવ લાગુ પડયો. ડાકટરે આવી જાહેર કરયું કે પુતળીને તાઢ વાગીને આંતરીઓ તાવ આવતો હતો.

હશે! ઠંડી લાગી હશે, પવન ખાધો હશે, એવા વીચારમાં કોઈએ પરવાહ કરી નહીં. ગરીબ બચારી પુતળી! જે કડવાં ઔશધ આપ્યાં તે મુગે મોહોડે પીધાં. દજણ બંધ બાટલીઓ કુઇનાઇનની ખલાસ કીધા પછી તાવ તો ગઇ, અને પુતળી બીછાણા પરથી ઉઠવા પામી પણ સઘળું ફોકટ! તેનામાં ચા· લવાની તાકાત ન હતી. શરીરે પાછું અસલ રૂપ પકડવા ન પાડયું અને તે ગળાતીજ ચાલી.

ભલા ફેખશરૂ કોટવાલ અને જાઈજીએ ઠરાવ કીધો હતો કે કોઇ દહાડેભી કાલીનું નામ તેમની છોકરીની હજુરમાં દેવું નહીં. પણ માણસ જેમ ચાહે છે તેમ હમેશ કાંઇ બનતું નથી. અદીને હાથે મંચી દેસાઈ મારયો ગયો, અને અદીની તપાસ થઇ તથા ટંપ મારી તે સઘળું વર્તમાન પત્રોમાં હોહોકાર થઇ ગયું. કોટવાલને ત્યાં કોઇભી મળવા આવે તે અંજાણપણે એજ

વાત કાઢે. આવી અસાધારણ સજા; તેબી વળી જે દહાડે તેને ખાનબાહાધુર સરદારનો એલકાબ મળ્યો તેજ દહાડે, તથા પોતે બેલગામ જવાને બદલે પોતાની માને મોકલી, તે તથા કાલીનું તારની ચુકને લીધે નવસારી જવું એ સઘળું પુતળી આગળ દરરોજ જુદા જુદા આકારમાં આવતું. કાલીનું નામ સાંભળતાંજ પુતળીના દીલમાં ટકોરો વાગતો તે કોઈ જાણતું ન હતું.

અદીનો કીસ્સો ટુકમાં ખલાશ થયો નહીં. ચરચા ઘણી મુદત સુધી ચાલ્યા કીધી, અને કેખશરૂ અને તેમના બાનું ભુલી પણ ગયાં કે આ વાત કીધાથી તેમની બેટીને કાંઇ પણ અસર થતી હશે. એણીમેર હમબાઇનો ગુસ્સો હજુ નરમ પડયો ન હતો. તેણીના મનમાં તો એવુંજ હતું કે કાલી તેણીની સાથ પરણનાર હતો, પણ વચ્ચે પુતળી આવવાથી તેણે દગો કીધો અને ફરી ગયો. તે કાલી ઉપર તો ખફા હતીજ, પણ પોતાનું ચોકઠું બગાડી નાખવા માટે મનમાં પુતળી ઉપર પણ વેર રાખતી હતી. ટુકમાં ખરૂં કહીએ તો કાલી કરતાં અંદરખાનેથી પુતળી ઉપર તેણીને દાંત વધારે હતો. તે મન સાથ ઘણીવાર ધારતી કે હજુ કાંઈ મોડું નથી થયું. હજુબી કાલી કોઇ દહાડે તેણીના હાથમાં આવે. હમબાઈના બીજા કેટલાક દુર્ગુણોમાં એક મોટો દુર્ગુણ એ હતો કે તે ધુતમ ધાતમ અને દોરા ચીઠીને માણુતી હતી. ઠગારા બ્રાહ્મણ અને સાંઇઓ તેણીને હાથે રળી ખાતા હતા. હવે એવું બન્યું કે આ ટાંકણે બ્રહ્મચારી બાવા નામે એક ઠગારો બનારસથી મુંબાઇ આવ્યો અને તેની ખબર હમબાઈને

થઈ. આ દીવસથી આ છોકરીનું માથું ખસી ગયું. આ 'બાવો' પાયધોની આગળ એક મકાંન લઇને રહ્યો હતો, અને ત્યાં હમબાઇ જેવી નાદાન છોકરીઓ હરબાહાંણે જઇ દોરા ચીઠી લાવતી હતીઓ. આથી સમજુ પારસી કુટુંબો તરાહે તરાહે કરી રહ્યાં હતાં. બ્રહ્મચારીના ઘરમાં સહવારથી રાત સુધી ભીડાભીડ પડતી હતી, અને તે ઘણી માહ પવીત્ર રૂષી હોવાનું ડોળ ઘાલી પૈસા લેવાની ના પાડતો, પણ બીજી ત્રીજી જણુસની ભેટ લેતો હતો. એ ધુતારાના ઘરમાં હમબાઈ તો મોટી કરતી કાવરતી થઈ પડી હતી. તેણીનાં હુકમ પ્રમાણે બીજી નાદાન છોકરીઓ ચાલતી અને પેહેલાં છુપાછુપ, પણ પછીથી તો છડેચોક તેઓ ત્યાં જવા લાગ્યાં. એ 'બાવો' ઘણોજ ભલો અને ધર્મીક છે, અને કથા વાંચી સંભળાવે છે તેમાં ખોટું શું છે, એવું બાહાણું કાહાડી આ ચરેલીઓએ ત્યાં પોતાનો પથારો માંડયો હતો.

વાંચનાર જાણીને કદાચ અજબ થશે અથવા કદાચ કમકમશે કે હમબાઈજી હમણા આ પવીત્ર રૂષીને સારૂં ચીરેલાં રેશમનો એક તકીઓ ભરવામાં ગુંતાયાં હતાં.

કેખશરૂ અને જાઇજી આથી બહુજ મુઝાતાં પણ શું કરે! હમબાઈ કાંઇ નાની બુચી ન હતી અને તેણીના ઉપર તેમનું ચલણ ન હતું. એકવાર કેખશરૂએ તેણીને જરા ખખરાવી હતી પણ ફોકટ.

બારી આગળ બેસી પુતળી કમકમી તે આપણે ઉપર કહી ગયા. જાઇજીએ ઉઠીને તેણીને એક શાળ ઓઢાડી એવામાં કેખશરૂ પોતે ઓરડામાં આવ્યા. પોતાની બેટીને આવી સુ-

કાઇ સોહોરાબાઇને ગમગીન બેઠેલી જોઇ તેવણુ બહુજ દુ:ખી થયા અને મમતાથી પુછ્યું "કેમ પુતળ, આજે કેમ લાગેછ?"

"જરા ઠંડી લાગેછ, બાવાજી, બીજું કાંઈ નથી."

"ઠંડી! ગરમીએ જીવ જાયછ ને તુને ઠંડી લાગેછ, દીકરી?"

વાત ફેરવી નાખવાની મતલબથી જાઇજીએ પુછ્યું "કેમ, ગામની કાંઈ ખબર અંતર?"

"ખબર તો એ કે કાલીએ રીજમીટની ચાકરી છોડી દીધી. ગરીબ બચારો!"

"કાંય વારૂં? કેવી મઝેની ચાકરી છોડી દેવાનું કંઈ કારણુ?"

"બીજો ઉપાય નહીં. જેનો ભાઈ એક કામન કેદી તરીકે બતંબે ગીઓ હોય તેનાંથી રીજમીટમાં આપીસર તરીકે રહેવાયજ નહીં. તેને પોતાની નોકરી છોડવીજ જોઇયે, નહીં તો કોઇ તેનાં ભાઈબંધ આપીસરો તેને કોહું આપેજ નહીં એવો લશ્કરી કાયદો છે."

"એનાં ભાઈએ મોહોકાંણુ વાળી તેમાં બચારો એ શું કરે?" હમબાઈએ તાપશી પુરી.

"તે ખરૂં, પણુ લશકરી કાયદો એવોજ છે. એતો એની જીંદગીના છેડા સુધી એના ગમ લોક આંગલી બતાવવાના કે પેલા ખુનીનો આએ ભાઈ."

પુતળીતો પોતાના ગુંઠવાના ઉપર નીચું ડોકું રાખી બેશી રહી, પણુ હમબાઇ મનમાં વીચારવા લાગ્યાં કે કાલી સાથ હવે પરણુવું કે નહીં.

"એ અદીને કાંઇ મોકલ્યોછ?" જાઇજીએ સવાલ નાખ્યો.

"એમ તો કેહછ કે એને યારોડાની જેલમાં મોકલાવ્યોછ. લોક કેહજે એણે પોતાની સઘળી મીલકત, વજીફા બધું પોતાની માયના નામપર કરી આપ્યુંછ. એ જો ખરી વાત હોય તો ખચીત ઘણું શરમ ભરેલું છે, કેમજે બચારો કાલી નાહક રખડી રહ્યો."

ગરીબ બચારી પુતળી! આ વાર તે જાણે ઊંઘતી હોય તેમ પડી રહી હતી પણ તેણીને નરા કાંટા ખુંચતા હતા. આ વાત ચાલે છે એવામાં બાહારથી કોઈ મળવા આવ્યું એટલે કેખશરૂ અને જાઇજી તો ઓરડાની બાહાર ગયાં. જેવી તેમની પીઠ ફરી કે નાકદર હમબાઈ બોલી "પુતળ; જો તું કાલી સાથે પરણેલી હતે તો હમણા કેમ થતે?"

ફીકી પડી ગયલી પુતળીના મોહ ઉપર અચબુચ રતાશ આવી ગઈ. તે ડોળા કાઢીને બોલી "શું થતે?"

"તારી આખી જીંદગી સુધી તને પસતાવો થતે" હમબાઈએ વળી પાછું કહ્યું.

"કંઇ વાત! હું જો તેની ધણીયાણી હતે તો તેના આએ સંકટમાં તેને વધારે વળગી રહી તેને હીમત આપતે અને તેના દુ:ખમાં ભાગ લેઇ તેને દીલાસો દેતે."

"વારૂં ચાલ, પણ હવે આએ ગામમાં બધી ફજેતી થવા પછી તો તું કાલી જેવાને પરણે નહીં, કેમ વારૂં?"

"જો મારાં માય ને બાપ રજા આપે તો આજે પરણું."

"ગાંડી, એ તું શું બકેછ? તારાં કુલની લાજ તો તારે મનથી કાંઇ નથી."

"કોણ પરણાવેછ ને કોણ પરણેછ પણ જ્યારે તું મને નહીં બનવા જેવી વાત પુછેછ તારે હું તુંને તેનો જવાબ આપુંછ. બચારો કાલી અને હું આએ દુન્યામાં તો હવે મળનારજ નથી. મેં મારાં માય બાપને વચન આપેલું છે."

---

## પ્રકરણ—૮.

## ભુલ ભુલામરીની શીરૂઆત.

કમનશીબ ધનામાસી; ગરીબ બચારો કાલી! તેઓના સંતાપનો પાર ન હતો. અદીના આ શા હાલ! વળી સાથે લાગુ કાલીના રોજગાર અને હવે પછીની આશાઓના કેવાં હાલ! તેણે પોતાના ધંધામા નામ કાઢીને પુતળીને થોડી ઘણી વીસારી મેળવાની આશા બાંધી હતી તે સઘળી ધુળ મળી. તેની સર્વે કોઈ દયા કરતાં, તેના રીજમીટના ભાઇબંધ આફીસરોએ તેની ઘણી ઘણી કદર ખાધી પણ કોઈએ એમ નહીં કહ્યું કે તું તારી નોકરી ન છોડ.

સારૂં થયું કે કાલીને હમણા ઘણા કામની રોકાણ આવી પડી હતી અને તેમાં તે જરા જરા પણ પોતાનું દુઃખ ભુલી જતો હતો. નવસારીનું ઘર તથા સરસામણ સઘળો વેચી નાખ્યો હતો. નવસારી છોડતી વેળા ભલો કાલી એકવાર

પાસેની ગુલીને મળવા ગયો. ધનામાસી તો તેણીનું નામ સાંભળીને છેડાઇ પડતાં અને તેણીનું નામ પોતાની હજુરમાં કોઇએ લેવું નહીં એવો હોકમ કહાડયો હતો. તેવણને મનથી તેમના કુટુંબની ખાને ખરાબીનું અસલ મુળ આ છોડી હતી. પણ કાલી મોટાં દીલનો હતો. તે ગુલીને નીરદોશ જાણતો હતો. જ્યારે તે મળવા ગયો ત્યારે ગુલી રડી પડી અને ઘણીજ નખાઇ ગયલી હાલતમાં આવીને કાલી આગળ ઉભી. અદીનું નામ બહાર આવતાંજ તે ધ્રુજવા લાગી અને કાલીને જણાવ્યું કે જો જલદીથી કાંઇ ફેરફાર નહીં થશે તો તે દેવાની થઇ જશે એવો તેણીને ભય લાગતો હતો.

નવસારીથી હરીઆને બેલગામ મોકલ્યો હતો જયાં ધનામાસી અને કાલી જઇને રહેનાર હતાં. કાલી જ્યારે નવસારીમાં બધી ગોઠવણ કરતો હતો ત્યારે ધનામાસી થોડી મુદત પુણાંની આગળ ખપોલી જઇને રહયાં. કાલી મન સાથ અજબ થવા લાગ્યો કે તેવણ આવી અજાણી જગામાં જઈને શા સારૂં રહયાં હશે. શું પોતાનો વાહાલો બેટો યારોડાની જેલમાં પથરા ભાંજતો હતો તેની જેમ બને તેમ આગળ રહેવાની તેમની મતલબ હશે?

તેમજ હતું. અદીને યારોડા જેલમાં રાખ્યો હતો અને તેની મા જેમ બને તેમ તેની આગળ રહેવા માંગતી હતી. કામકાજ ખલાસ થયા પછી કાલી ખપોલી આવ્યો તો જોયું કે ધનામાસીએ એક નાહાનું પણ ગીચ વાડીવાળું મકાંન ભાડે રાખ્યું હતું, અને પોતે પોતાનું નામ બદલીને કોઈ બીજું ભલતુંજ રાખ્યું હતું. તેવણે કાલીને લખ્યું હતું કે

તેઓ જો ખપોલી આવે તો પોતે કોણ છે તે જાહેર ન કરતાં કોઈ બીજે નામે આવે. તે બધું તો ખરૂં પણ તેવણ આવી કંગાળ જગામાં શા સારૂં રહેતાં હશે?

"તેની તુંને શું પંચાત? હું છેઉં ને મારો જીવ છે." આવો જવાબ ધનામાસીએ આપ્યો.

ધનામાસીબી ઉતરી ગયાં હતાં. તેવણનું ખાસ્સું માતેલું બદન ઝુલી ગયું હતું. ઘરમાં તેવણની જુની દાસી ભીખી જેણે બાળઅવસ્થામાં અદીને ધવાડયો હતો તે સીવાય બીજું કોઇ નહીં હતું.

"માયજી, ગુસ્સો ના કરો. હું તો તમારી સગવડને સારૂ કહું છું. પૈસાની તો હવે આપણુને તુંભા નથી. એક બીજું માણસ તો રાખો."

"ચુપ રહે. અદીના પૈસા સાથ તુંને શું કામ છે? બેલગામનાં વજીફાને સારી રીતે રાખવાને જે ખરચ થશે તે ઉપરાંત એક પૈ હું ખરચવાની નથી. મારો અદી આવીને પછી ગમે તેમ કરે."

કાલી મન સાથ બળાપો કરવા લાગ્યો કે માયનું માથું જરા ગયુંછ કે શું? ફાંસીની સજા ઘટાડીને જણુમ ટેંપની કીધેલી તે વળી પાછો કાંહથી આવતો હશે?

ઘરડી ભીખી ઘણું તો પચાસથી પંચાવણ વરસની હશે. લગભગ ચાલીશ વરસ થયાં તે ધનામાસીને ત્યાં નવસારીમાં અદીને ધવાડવા રહી હતી, અને તેણીને ધનામાસી સાથે એટલો પડોશ પડી ગયો હતો કે એક નોકર

કરતાં ઘરના માણસ દાખલ જણાતી. તે જાતની ભાઠેલી હતી પણ અદી ઉપર તેણીનો જીવ પ્રાણ હતો. તેણીનો ઘરડો વર નવસારીમાં દસતુરજીના વજીફામાં માલીનું કામ કરતો હતો.

આ નવી જગામાં બે ચાર દાહાડા રહ્યા પછી કાલીને જણાયું કે ઘરમાં કાંઈ છુપી મસલહત, કાંઈ છુપી ગરબડ ચાલતી હતી. જ્યારે જોય ત્યારે ધનામાસી ને ભીખી ઘુસઘુસ વાતો કરતાં અને ઓરડાને માંહેથી બંધ કરતાં. અવારનવાર ભીખી જાણે છુપાઇ ભરાઇને બાહાર જતી હોય તેમ લાગતું. એ શું હશે? કાલી બહુજ અંદેશામાં પડયો પણ તેની માને તે અકારો હતો તેથી તેવણ વળી મીજાજ ખોઈ દે એ બીકથી તુરત કાંઇ બોલ્યો નહીં.

એક દાહાડે રાતના આઠ વાગતે ભીખીએ આવીને કહ્યું કે કોઇ આવ્યું છે તે બાઇને મલવા બોલાવે છે. ધનામાસીને ખપોલીમાં કોઇ ઓળખતું ન હતું તેથી આ ઘણી કોણ હશે તેના વીચારમાં કાલી પડયો પણ ધનામાસીએ જરાબી અચરતી બતાવી નહીં અને મુંગા મુંગા ઉઠીને ઓટલા ઉપર ગયાં. કાલીએ છુપી રીતે જોયું તો આ મલવા આવનાર એક વાણીઓ હતો અને તે જાણે પોતાનું મોહ છુપાવવા માંગતો હોય તેમ તેણે પાઘડીની ઉપર વેરથી મોટી પીછોડી વીંટાળી હતી.

ધનામાસી અને તેના વચ્ચે લગભગ અડધો કલાક વાત થઈ હશે. જ્યારે ધનામાસી માંહે આવ્યાં ત્યારે કાલીએ પુછ્યું,

"માજી એ કોણ હતું?"

"મારૂં કાંઇ ખાનગી કામ છે તે સારૂં મેં એને બોલાવ્યો હતો." આટલો જવાબ આપી તેવણે વધુ પુછપરછ દાબી નાખી.

દહાડા નીકળી ચાલ્યા. ધનામાસી બોલે ચાલે નહીં પણ પોતાનાજ મન સાથ વીચાર કરયા કરે. કાલી ઘણુંબી ઇચ્છે કે તેની માય તેની સાથ દીલ ખોલીને વાત કરે પણ ધનામાસીની એવું કશું કરવાની મતલબ હતીજ નહીં.

ચોમાસું પુર જોરમાં હતું. સપટેમબર મહીનાનો મારમારનો વરસાદ હતો. કાલીએ ઘણી વાર વીચાર કીધો હતો કે એકવાર યારોડા જઇને તે જગા કેવી છે તેની તપાશ કરી આવવી. તેની છાતી ન ચાલતી હતી પણ આખરે એક દીને મકમ જીવ કરી તે ગયો. મોટી તુરંગની બહાર તે ઉભો રહી દલગીર મન સાથ વમાસવા લાગ્યો કે આહ! ફક્ત તેનાથી થોડા વાર દુર તેનો ભાઈ મજબુત દેવાલની પછવાડે એક સાધારણ કેદી દાખલ કામ કરતો હશે. અફસોસ! અદી! તારી એ શું કમબખ્તી!

તેણે પાછું ફરવા માંડયું ત્યારે સાંજ પડવા માંડી હતી. એકવાર જેલ ગમ ફરીને જોવા જાય છે તો દેવાલના ખુણામાં કોઈ બે જણ હળવે મસલહત કરતું હોય તેમ સંભળાયું. કાલી જરા આગળ ગયો. તેને બરાબર દીસતુ ન હતું પણ તેની પુરી ખાત્રી હતી કે આ વાત કરનારમાં એકતો ભીખી હતી અને બીજું પેલો મલવા આવનાર વાણીઓ હતો.

ઓ! હવે તેને સમજ પડી. જાંહ છે તાંહ તેના મા જેલના દારોગા સાથ કાંઈ બંદોબસ્ત કરતાં હતાં કે છુપી રીતે અદીને સંધેસા મોકલાઇ શકાય અથવા ખાધા પીધાની જણસો પોંચાડી શકાય. બરાબર! એમજ! પણ એમ હોય તો કાલીથી છુપું રાખવાની જરૂર શું?

જ્યારે તે ઘર આવ્યો ત્યારે ભીખી તો રાબેતા મુજબ ઘરનું કામ કરતી હતી.

"માય, મેં આજે ભીખીને કોઇ બીજે ઠેકાણે અછરતી જોઈ" કાલીએ કહ્યું.

"મેં મારે કામે મોકલીતી."

"પણ મેં એને યારોડાની જેલ આગળ જોઇ."

આ વાર ધનામાસીના હાથમાં ટંબલર હતું તે તેવણે એટલાં જોરથી ટેબલ ઉપર મેલી દીધું કે તે ભાગીને કકડા થઈ ગયું. "તું યારોડા ગયો તો? યારોડા? અરે તું વાંકો વળેરે!"

કાલી અચરતીથી ઉઠીને ઉભો થયો. તેના માય પાછાં ગુસ્સે થયાં હતાં પણ શા સારૂં તે તે સમજી શકયો નહીં. "માજી, હું ઘણા દાહાડા થયા વીચાર કરયા કરતો હતો પણ મારી હીમત ચાલી નહીં."

"પણ તારી મગદુર શું કે તું મને પુછયા વગર ત્યાં જાય?"

"કાંય તેમાં શું થયું? મારો વીચાર ફરીથીબી જવાનો છે. જો બનશે તો રજા મેળવી હું અદીને મળશ."

ધનામાસી તો આ સાંભળીને નરાં ઘેલાં જેવાં થઇ ગયાં— "નહીં કાલી, ખબરદાર, મારો હુકમ છે કે તારે તાંહ જવું નહીં. સમજ્યો? તું બધો ધાન વાળી નાખશે. જો તું જાય તો તુને મારા સમ છે."

"વારૂં, પણ એટલું બધું શું છે?"

"ચુપ રેહ. તું બસ કાલનો કાલ અંહીથી કરાહ. તારૂં અહીં કંઇ કામ નથી. સાંબો મને માથે પડયોછ. ચાલી ચલાવીને તાંહ ગયો! તારી સુધ બુધ કાંહ ઉડી ગેઈતી? બસ કાલનો કાલ અંહીથી જા—તારૂં કાળું કેડેબી કર."

"પણ માયજી, એ તે કેઇ જાતનો ગેર ઇનસાફ? તમે મને શું છે તે ભેદ ખોલીને કહેતાં કેમ નથી? શું હું તમારો ઓછો મદદગાર છું કે અદીનો દુશમન છું? ભીખી તાંહ શું કરવા ગઇ હતી તેની મને કાંઇક સમજ પડેછ. મેં તેને એક દારોગા સાથે વાત કરતાં જોઇ. હું ધારૂંછ કે તેજ વાણીઓ તે દહાડે રાતના અંહી આવ્યો હતો. હું તેજ ઘડીએ બધું સમજી ગયો——

"શ—શ—શ—ચુપ! એક બોલ વધારે બોલતો ના."

"જેમ તમારી મરજી" કાલીને ઘણુંજ દુ:ખ લાગું હતું. તે ગુપચુપ ન્યુસપેપર વાંચવા બેઠો. થોડીજવારમાં બંદુકના બાર થતા સંભળાયા. કાલી તો કાંઇ બોલ્યો નહીં પણ ધનામાસી તો ઉઠીને મોટા ધબરાટમાં આમથી તેમ દોડવા લાગ્યાં.

"માય, એ તોપો શાની છુટેછ?" કાલીએ પુછયું.

ધનામાસીએ કશો જવાબ આપ્યો નહીં પણ જાણે તેજ ઘડી હીસટીરીઆ થઇ આવવાનો હોય તેમ ચમકવા માંડયું. એવાંમાં ઘભરાયલી ભીખી માહે આવી અને કાલીની દરકાર કરવા વગર બોલી પડી "બીહો ના—આ કાંઇ તેને માટે નથી. એ તો કોઇ બીજું હશે. આપણું કામ તો હજી પાકીયું થયું નથી."

હવે કાલીને સમજ પડી કે આ તોપના બાર તો યારોડાથી કોઇ બંધવા નાહાશી જવાને લીધે સંભળાતા હતા. પણ ભીખીના અચાનક બોલવાથી તેની નજર ઉઘડી ગઈ. તે લોક અદીને જેલમાં સુખથી રાખવા નહીં પણ તેને છટકાવવાની સઘળી પેરવી કરતાં હતાં.

છટકાવવાની! આ વીચારથી કાલીની છાતીમાં એકાએક સરક મારી આવી. તેણે દુઃખને મારે પોતાનું મોહ કુમળાવ્યું. કાંય વારૂ? તે સારી પેઠે જાણતો હતો કે આ રીતે કેદી-ઓ નાહાશી જવાની જ્યારેબી તજવીજ કરતા ત્યારે બે ભાગ તેઓ સંત્રીની ગોળીથી મારીઆ જતા હતા, અથવા તો પાછા પકડાતા હતા. આ વિચાર કાલીના મન ઉપર એટલો ઠસી ગયો હતો કે તેની આગળ જાણે તેના ભાઇનું રવાન આવીને પડયું હોય એવું તેને લાગતું હતું.

ઓરડાની બાહાર ભીખીના જવા પછી કાલી કરગરીને બોલ્યો "માયજી, હવે મને બધી સમજ પડી. હું તો પે-હલાં ધારતો હતો કે અદીને જરા સુખમાં રાખવાની તમે તજવીજ કરતાં હશો પણ આ તો વધારે ભયંકાર વાત છે."

કાલીનો ઝરદ ચેહરો જોઇ તેની મા બોલી "શું છે? તું એમ અકરાયછ શાનો?"

"માય, આય વાત સાંભળી મારી તબીયત બગડી આવી છે. હું દાદાર હોરમઝદ પાસે વીંનતી કરૂંછ કે અદી આવી બેવકુફાઇ ભરેલું કામ નહીં કરે."

"પણ કાંય નહીં?" ધનામાસીએ ઉસકેરાઈને પુછ્યું.

"કાંયજે સો વસા આવી વેળાએ હુલરાઈ કરનાર મારીઓ જાય છે."

"પણ સોમા એકબી છટકેછ કેની? મારા હીમતવાન અદીને કાંઈ થવાનું નથી. તું તો હીચકારો છે."

કાલીએ પોતાની આંખો બંધ કરી. તેને સઘળું ભયંકાર દીસતું હતું. ઘડીભર અદી જીવતો છટકવા પામે તોબી શું! તેની આખી જીંદગી કેવી ગુજરે. એ પાછો પકડાંઈ જાય તેની ધાસ્તીમાં રાત દહાડો કહાડવાનો—બળ્યું એવું છુટાપણું! કોઈ સાથ બોલાય, ચલાય, મળાય નહીં એ કરતાં તો હમણાનું કેદખાનું બેહતર!

ધનામાસી બોલ્યાં "દુકતા, હું તારી ગત સમજુંછ. તું અદીને જાવેદાન સુધી તાંહ ચાંપી રાખવા માંગેછ કે તું તેની દોલતનો ધણી થાય."

કાલીને જબરદસ્ત ચટકો લાગો. તે રડી પડયો અને બોલ્યો, "બળ્યા એ પૈસા ને બળી એ જીંદગી. જો અદીને તેની અસલ હાલતમાં મુકવાને મારી જીંદગી જોઇતી હોય તો હું આપવા તૈયાર છું. હું તે વળી કાંહ સુખી છેઊં. મને

કોઇના પૈસા જોઇતા નથી. માટે, માયજી, તમારે ગમે તે બંદોબસ્ત કરજો, કેમજે અદીની એક પઇને હું હાથ લગાડનાર નથી."

બીજે દીને સહવારના યારોડાની સઘળી કેફીયત માલમ પડી. ફક્ત એક કેદીએ નાહાસવાની તજવીજ કરી હતી પણ પુઠે ચોકીદારો શેકારી કુતરાની પેઠે લાગી તેને પકડયો હતો. ધનામાસી પોતાનાં જીવ સાથ ધીરજ લેવા લાગ્યાં કે જ્યાં છે ત્યાં ચોકઠું બરાબર નહીં રચેલું. ઘણા દહાડા બીજા નીકળી ગયા. કાલીને લાગું કે ધનામાસીએ નીરાશ થઇ પોતાનો ખ્યાલ છોડી મુકેલો હોવો જોઇએ. તોબી અવારનવાર ધનામાસી અને બીબી વચ્ચે છુપી ગોફતેગુ તો ચાલુજ હતી અને પેલો વાણીઓબી ફરીથી બે વાર રાતનેજ વખતે મલવા આવ્યો હતો.

---

## પ્રકરણ—૯.

### છટકવાની તજવીજ—અદીનું મારયું જવું.

પોતાની માની રજા લઇ કાલી બે ત્રણ દાહાડા પુને ગયો. પોતાના ભાઇની બેલગામની મોટી મીલકત બાબે પોતાના વકીલ વેનકતરાવ સાથે કાંઇ બંદોબસ્ત કરવાનો હતો. બે ત્રણ દાહાડા રેહવાનો હોવાથી તેણે પુનાની ધરમશાળામાં ઉતારો લીધો હતો. તે ઓટલા ઉપર બેશીને વાંચતો હતો એવામાં સામેથી કેખશરૂ કોટવાલ આવ્યા. કાલીના મનમાં તો એવું

કે ફેખશરૂ અખાડા કરીને ચાલી જશે. પણ નહીં—તેવણ હસતે ચેહેરે આગળ આવ્યા અને ફાલી સાથ શેકહાંડ કરીને ખબર અંતર પુછી.

"કેમ, તમારી કંઈ તબીઅત સારી દીસતી નથી ફાત્રસજી, તમારૂં મોહોડું ઉતરી ગયલું લાગેછ. તમારા ભાઇનો ગમ હજુ તમે વીસરયા નથી, એ ઠીક નહીં."

"સાહેબ, એ ગમ કાંઈ વીસરાય તેવો નથી. હું પોતાને ઘણોજ કમબખ્ત પુરૂશ મારે મનથી સમજું છું. જેમ તે કીરતારનો હુકમ."

થોડીક બીજી વાતચીત કીધા પછી ફેખશરૂ બાહાર ગયા. ફાલી પછવાડેની વરંડાહ ગમ ગયો તો સામેથી એક જુવાન બાઈ પસાર થઇ જતી હતી.

"ઓ પુતળી!"

"ઓ ફાલી!"

ખુશાલીને મારે આ બન્ને જણાના મોહમાંથી ઉપલા શબ્દો આમણુ સામણુ નીકળી પડયા. તેઓએ એક બીજાને ભુલી જવાને નક્કી ઠરાવ કીધો હતો, પણ ખરા મોહોબતના આતશ આગળ આવા ઠરાવ મોમ મીસાલે છે. તેઓએ વધુ વાત નહીં કરવી જોઈયે અને ચાલી જવું જોઇયે એવું તેઓ બન્ને જાણતાં હતાં પણ અરે જીવ! એક એકનો હાથ પકડીને તેઓ ઉભાં હતાં એટલે એમ કેમ બને?

પુતળી ઘણીજ આજારી દીસ્તી હતી. તેનાથી બરાબર ઉભુંબી રેહવાતું ન હતું, અને આંખે અંધારાં આવતાં હતાં.

"મને હમણાજ તારા બાવા મળ્યા—પુતળી, પણ મને નહીં ખબર કે તું બી અંહી સાથે છે."

"અમે કાલેજ આયાં અને આવતી કાલે જવાનાં છૈયે. માયબી અમારી સાથે છે."

"પુતળી એ તારા શું હાલ?"

"હા, મને તાપ લાગુ પડી હતી અને ઘણાં દહાડા ખાટલે પડીતી. પણ કાલી તારાબી શું હાલ?"

"મને તાપ તો નહીં આવી હતી પણ તે કરતાં નપેતર બીમારીથી હું બળી જાઉં છું."

"કાલી, તારાં સંકટો સાંભળીને મારૂં દીલ બળી જતું હતું. પણ હું શું કરૂં."

તેઓ એક બીજા ગમ ઘણાં પ્રીતથી જોતાં હતાં. પુતળીની આંખમાં રહેમનાં આંસુ હતાં અને કાળીની આંખો પ્રેમથી ચળકતી હતી. તેઓ છુટાં પડવા માંગે નહીં પણ બીજો ઇલાજ નહીં હતો. આખરે પુતળી બોલી—

"કાલી—તું તારૂં દુઃખ ભુલી જજે."

"પુતળી, મારાં બધાં સંકટમાં એકજ ધીરજ મને છે કે તારી સાથે પરણીને મેં તુને ફસાવી નહીં. નહીં તો આ ફજેતીથી તારી ખુરાબી હું કરતે."

"એમ ના બોલ, હું તારૂં દુઃખ અડધું ઓછું કરતે. તુને ખુશી રાખવામાં હું મગરૂરી લેતે."

"ઓ મારા જાન!"

જેવા આ શબ્દો કાલીના મોંહમાંથી નીકળ્યા કે તેણે કેખશરૂ કોટવાલને આપેલું વચન યાદ આવ્યું. ખરૂં પુછો તો તેણે પુતળી સાથ વાતજ કરવી ન હતી.

"પુતળી, ખોદા મને મારી ચુક માફ કરે."

પુતળી આ શબ્દોનો અર્થ સમજી ગઇ. તે પોતે પણ પોતાનું વચન ભુલી ગઇ હતી.

"પુતળી, ખોદા તારો નીઘેબાન થાવો—હું જાઊંછ."

"ઓ કાલી, થોભ, એક મીનીટ થોભ, હું તુને ભુલી ગઇ નથી—હું તને કધુ ભુલી જનાર નથી. તે કીરતાર ઉપર ભરૂશો રાખ—હું બીજું કાંઇ કેહતી નથી."

તેઓ બે છુટાં પડ્યાં અને તે બન્નેને મનથી સુરજનું તેજ ઓછું થયું.

બીજે દીને સહવારના કાલી ઓટલા ઉપર બેશી મુંબઇથી આવેલાં વર્તમાન પત્રો ઊખેડતો હતો. કેખશરૂ અને તેનું કુટુંબતો ગયું હતું. પત્રમાં ડોકું ઘાલતાંજ કાલીએ જીની ચીચારી પાડી. તે કુદીને ઉભો થયો. કાળા અક્ષરથી નીચલું મથાલું તેના વાંચવામાં આવ્યું:—

## ચારોડા જેલમાંથી એક બંધવાની નાહાસી જવાની તજવીજ-બંધવા સરદાર ખાનબાહાદુર અરદેશરનું મરણ.

કાલીએ વર્તમાન પત્ર મુકી દઇ પોતાની આંખે આવતા ચકર બંધ કરવાને મોહ ઢાંકયું. અફ્સોસ! આખરે આ

બન્યું ખઇ. એ જણે છટકવાની તજવીજ કરી હતી. અદી અને પેશુ કરી એક બીજો બંધવા. તેઓ દેવાલ કુદાવી બહાર પડવા પામ્યા ખરા, પણ સંત્રીઓ અને રખેવાલો તેમની પુઠે લાગ્યા અને એક સંત્રીએ ગોળીનો બાર કીધો તે અદીને લાગી. પેશુ તો ખબર મળવા પ્રમાણે છટકવા પામ્યો હતો. ગમે તે બન્યું હોય પણ અદી તો મરણ પામ્યો હતો એ વાત ખરી.

"મેં પેહેલાંથી કહ્યું હતું કે એમ બનશે. ઓ માય તમારૂં શું ભલું થશે."

એવામાં વેનકતરાવ વકીલ હાથમાં ટાઇમ્સ લઇને આવી પોહોંચ્યા, પણ કાલીનો ચેહેરો જોઇને ચેતી ગયા "ઓહો તારે તમુનેબી ખબર પડી?"

"ઓ ભાઈ, કોઈબી રીતે આ ખબર ખોટી હોય?"

"અરદેશર શેઠ તો મારીઆ ગયા એ વાતમાં તો હવે કાંઈ કહેવાનું રહ્યું નહીં. બીજી વીગત તો હવે પછી મળે તારે."

"તોબાહ! તોબાહ!"

"જોની કાવસજી શેઠ, તમારા ભાઇમાં જરા મગજની કસર હતી. નહીં તો તેવણ મંચી દેશાઇને આમ મારતે શું કામ? અને કીઓ દેવાનો યારોડાની જેલમાંથી છટકવાની તજવીજ કરે? ખાનબાહાદુર કાવસજી—

આ શબ્દો સાંભલી કાલી ચોંકયો.

"જી, તમે હવે સરદાર થયા—"

"ના બોલો એમ ના બોલો, મારા બાલેબાલ ઉભા થાય છે."

"ગમે તે થાઓ પણ બેલગામનાં વાડી વજીફા અને ખેતાબ હવે તમારાંજ તો. મારૂં કંઇ કામકાજ હોય તો સુખે ફરમાવજો. હું તમારા વકીલ દાખલ નહીં પણ મીત્ર દાખલ અરજ કરૂં છું."

"ઘણી મેહરબાની થઇ. હાલ મારૂં ભેજુ ઠેકાણે નથી. અબ ઘડી મને મારી મા પાસે જવું જોઇએ, સાહેબ મેહરબાન,

ખપોલી આવતાં શું તેની માનો સંતાપ ! ધનામાસી તો છેકજ ફસડઇ ગયાં હતાં. તેવણ કાલીને ઠપકો આપવા લાગ્યાં કે શા માટે તેણે વધારે જીદ કરી તેવણને અટકાવ્યાં નહીં. વધુ વીગત એમ જણાઇ કે અદ્દી અને પેસુ બંને નાહાસતાં અદ્દીને ગોલી લાગી અને માર્યો ગયો અને પેસી છટકી ગયો પણ દેવાલ કુદાવતાં તેનો પગ ભાગી ગયો હતો. અદ્દીએ નાહાસતી વેળાએ એક સંત્રીની બંદુક ઝુંટાવી લીધી હતી અને પોતાની પાછળ લાગેલા એક દારોગાને ઠાર કરી પછી પોતે મુવો હતો.

ખબર કાહાડતાં માલમ પડયું કે અદ્દીના રવાંનને તેનાં કુટુંબને સ્વાધીન કરવાની જેલના સત્તાવાલાઓએ ખુશી દેખાડી હતી. ધનમાસીએ સઘળી તૈયારી કરવાને કાલીને પુને મોકલ્યો અને પોતે રવાનની સાથે પછવાડેથી આવ્યાં. પુને આવ્યાં પછી કોઈને સેજદો કરવા દીધો નહીં કેમજે સેજદો કરવા જેવી હાલત હતી નહીં અને સુંઠાયલાં રવાંનને આજાદ ન કરવાને તેનાં માની ખુશી હતી.

એક જુવાન જમાન પુરૂશની આ શી અવસ્થા!

પણ લોક કહેવા લાગ્યું કે જે બન્યું તે ઠીકજ છે!

## પ્રકરણ—૧૦.

## નસીબની ઉથલ પાથલ.

પતેતી ! સાલ મુબારક ! ઇસ્કી વસ્ત્રો સજી લોક બજારમાં આમ તેમ ફરે છે. વાજાંવાળા પોતાના બાપ બપાવાનું ભેજું ખાઇ જાય છે. શેઠના શીરીનબાઇ બબે આની આપી પોતાના ઘરના આંગણામાં વાજાંની ધામધુમ ચાલુ રાખે છે. ચલકતાં ખોખાં પેહેરેલા પારસીઓ એક બીજાને ભેટી હમાજોર લીએ છે. સર્વે ખુસી ખુશાળી પંથરાઇ રહી છે પણ તે સઘળાની વચ્ચે એક પુરૂષ નામુરાદ જીવે રસ્તા વચ્ચે ફરતો દેખાય છે. તે પુરૂષ સોવામણો છે અને સારી રીતે કપડાં પેહરેલાં છે પણ નીચેથી ઉપર જોતો નથી. આપણો મીત્ર કાલી પુનાના મેન સ્ટ્રીટમાં ફરે છે.

અદીના ભયંકાર કમોહોતે બહુજ ખીન થઇ ધનામાસી બેલગામ જઇને જમશેદ વજીફામાં પડ્યાં હતાં. તેવણ કાલીને જોવાની પણ ના પાડતાં અને પોતાનું જમવાનું પોતાનો ઓરડો બંધ કરીને લેતાં. તેવણે કાલીને જણાવ્યું હતું કે તેની ખુશી પડે તો થોડા દાહાડા બાહાર જઇ આવે. આ ઉપરથી કાલી ફરતો ફરતો પુને આવી પોંચ્યો હતો, અને પતેતીને સપરમે દાહાડે આપણને રસ્તામાં ફરતો જણાયો હતો.

તેની જીંદગી તેને મનથી ઘણી રીતે ધુળ મળી ગઇ હતી. પુતળીની મુરતી તેના અંગમાં પેવસ થઇ તેને કોતરી ખાતી હતી. તે દીને સાંજના કાલી ફરતો ફરતો 'ધરણુ' ઉપર જઇ

લાગ્યો. ત્યાં ઘણાક પારસી શેઠો અને બાનુઓ ત્યાંના મોટા બગીચામાં ફરતાં હતાં. તેણે આઘેથી જોયું તો બે બાઇઓ ઝાડના છાયામાં બાજઠ ઉપર બેઠેલી હતી. કાલીના પગ પોતાની મેળે ઉભા થઇ રહ્યા. તેઓ જાઇજી અને પુતળીબાઈ હતાં.

તોબાહ! શું પુતળીનો ચેહરો! તે કેવી બીમાર દીસતી હતી. તેને જોઇને કાલીના દીલમાં જે ઉમંગનો ધપકારો થયો હતો તે તેણીનો સોહોરાયલો ચેહરો જોઇને ઠંડો પડી ગયો. આંખ આગળ કાજળ પડેલી, હોથ ઉજળા તવાઇ ગયલા. એકવાર કાલીએ મન સાથ ધાર્યું કે આગળ જઇને તેણીની ખબર અંતર પુછે પણ કેખશરૂ કોટવાલને આપેલું વચણ તેને વળી પાછું આડું આવ્યું. આ વાર પુતળીએ જાણે માથું દુખતું હોય તેમ પોતાની અઠેલી ઉપર પોતાનું સર ટેકાવ્યું હતું અને ઝુમી ગઇ હતી. કાલી નીસાસો નાખીને ત્યાંથી ચાલી ગયો. થોડું આગળ ચાલ્યો હશે એટલે "સલામ સાબ" કરી કોઈએ વળી તેને આવકાર દીધો.

પુતળીની આયા! આ નીમકહલાલ ઓરત આસરે ચાલીશ વરસની હતી અને પુતળીના જણમથી કેખશરૂ કોટવાલની નોકરીમાં હતી.

"કેમ છે આયા? મેં હમણા તારાં બાઇ અને તેમના બેટીને વાડીમાં બેઠેલાં જોયાં. તમે લોક પુનામાં રેહવાના છેઓ કે?"

"હાજી, અબતો અમ લોક દીલ્લી આગરા ફીરનેકુ જાનેવાળાથા, લેકીન પુતળીબાઇકી તબીઅત બહોત ખરાબ ચલતી ઉસ લીએ શેઠને ઓ બીચાર છોડ દીઆ."

કાલીએ નરમાસથી પુછ્યું "પુતળીબાઈને શું છે?"

"શું છે? સાબ, ઇનકા દીલ તુટ ગયા હય. ઇનકા જીકા ઝરા સબ સુક ગયા—ઔર કયા—મેં સબ બાત સમજતા હું—એ છોકરી મર જાયગી."

કાલી આ જવાબ સાંભળી શરમાયો.

"ઇનકા મા બાપ અબી સમજ રહ્યા હય કે ઉનોકી બેટી ખરાબ મીલેગી. અબતો એ લોક ગભરાયા હય."

"પણ એટલું બધું થવાનું કંઇ કારણ?" કાલીએ અજાણ્યા થઇ પુછ્યું.

"અમ કયા જાણે સાબ, કારણ આપકુ માલુમ, આપ જાકે ઉનકો દીલાસા દેના ચાહીયે."

"તે ખરૂં આયા, પણ મારૂં જવું તારાં શેઠ બાઇને પસંદ નહીં આવે તેનું કેમ?"

"કયા અફસોસકી બાત હય. શેઠ બાઇકુ પસંદ નહીં આવે ઇસ વાસતે છોકરીકુ મરને દેના!"

આટલું બોલી ફફડી ચટકીને આયા ત્યાંથી ચાલી ગઇ. કાલી પણ વીચારમાંને વીચારમાં પોતાના ઉતારાની જગાએ ગયો. તેણે પોતાના મન સાથ એક નકી ઠરાવ કીધો હતો.

કેખશરૂ કોટવાલ તે દીને સાંજના પોતાના બંગલાના ઓટલા ઉપર ગમગીન વીચારમાં બેઠા હતા તેટલાં કોઇએ આવી તેવણને એક ચીઠી આપી. આ વાર કેખશરૂની આંખોમાં પાણી હતાં. તેમની એકપુરી બેટી છેકજ મરણ કાંઠે આવી

હતી. કંઈ ગેબી તલેસમથીજ તે બચે, નહીં તો થોડા મહી-નામાં તેણીનો આંકો આવે એવો મામલો આવી લાગ્યો હતો. હવે આ ધણી ધણીઆણીને સમજ પડી હતી કે આ પ્રમાણે કાલી સાથ તેણીને તરછોડી નાખવામાં તેઓએ ઉતાવલથી લગાર ધાટકીપણું કીધું હતું.

વીચારમાંથી ફારેગ થાઇ, રૂમાલે પોતાની આંખો લુછી કેખશરૂએ પેલું કાગળ ઉખેડયું. અહો! આ કેઇ જાતની હોનારત! કાગળ અને તે નીચે સહી જોઇ તેવણ મન સાથે બોલ્યા "જે તલેસમની હું આરજુ રાખુંછું તે આવ્યું કે શું?"

આ કાગળ કાલીએ લખેલો હતો તેમાં તેણે જાહેર કીધું હતું કે "આજે અકસમાત દુરથી મેં તમારી દીકરીને જોઈ છે, અને તેણીની હાલત જોઇ મારૂં અંગ કમકમયું છે. આયાથી હું વાકેફ થયોછું કે તેણીની જીવવાની ઝાઝી આશા નથી. હું બીહુંછું કે રખે ગયા મેં માસના બનાવથી એવ-ણુના મન ઉપર અસર થઇ હોય."

આ પછી કાલીએ પોતાની મીલકત તથા હાલની હાલતનો હેવાલ આપ્યો હતો અને એક વાર ફરીથી પુતળીના હાથની માગણી કરી હતી.

ત્રણ વાર ધણીજ સંભાળથી કેખશરૂએ આ કાગળ વાંચ્યો અને પછી જાઈજીને બોલાવ્યાં.

"એનું કુટુંબ ઘણું સાધારણ છે, અને એના ભાઇની મોહોકાણ હજુ તાજી છે પણ—પણ—પુતળીની જીંદગીની જારે વાત આવીછ તારે—

"ખરી વાત—તાંહ કાંઇ આપરો એલાજ નથી" બાઇજી- એ તાપશી પુરી.

કેખશરૂ બોલ્યા "છોકરો ઘણો દાહાયો એમાં ફેર નહીં. કેવું સભ્યતાથી કાગળ લખ્યું છે. વળી હમણા ખાનબાહાદુર થયો ને મોટા વજીફાનો ધણી છે. કોઇ બીજો મુર્ખ હતે તો બારોબાર પુતળીને લખતે. કેમ તારૂં શું મત ?"

"હા, ખરી વાત છે. કેટલીક અડચણો છે ખરી પણ પુ-તળીની તબીઅત જોઇ મને ધસકો પડેછે. હવે તો જે બને તે ખરૂં."

"તારે હું કાલીને તેડાઉં ?"

બીજે દીને તેમના વચે મેલાપ થયો. કેખશરૂએ પોતાનાં મનની વાત ખોલ્લે ખોલ્લી કહી દીધી.

"મારી દીકરીને બચાવવાનો એજ ઉપાય છે. તમારા ઉપર તેણીનો ઘણોજ જીવ છે એ વાત દેખીતી છે. હું મારા મનથી વીચારજ કરતો હતો કે કંઇ ચમતકારથીજ એનો જીવ બચે. ડાકટરોએ મત આપ્યું છે કે એના મગજ ઉપર દબાંણ છે તેથી દવાથી કસું વળવાનું નથી. હું એ વીચારમાં હતો તેટલાં તમારૂં કાગળ આવ્યું.

"સાહેબ, જો એ તમારી છોકરી મારે સ્વાધીન કરો તો મારા લોહીનાં છેલ્લાં ટીપાં સુધી હું એની બરદાસત લઇશ. તેણીનાં સુખનો છેડો આવ્યો તે સાથે મારાં પણ સુખનો છેડો આવ્યો છે, પણ હું મરદ હોવાથી ખમવાને વધારે શકતીવાન હતો અને એ નાજુક ફુલ કરમાઇ ગયું છે."

"જો બા, મારાં મનની ખરી વાત છે તે હું તુંને ખુલ્લે ખુલ્લી કેહુંછ. તારો ભાઇ જીવતો હતે તો કબી હું મારી છોકરી તુંને આપતે નહીં. તારા પોતાનાં વીશે મારૂં મત ઉંચું છે, પણ તારો ભાઇ જેલમાં છતે અમારી દીકરી તારે ઘેર જાય તે કરતાં તો તે મુએલી બેહેતર."

"સાહેબ, જો મારો કમનસીબ ભાઈ જીવતો હતે તો પુતળીના હાથની માંગણી હું કરતેજ નહીં."

"બરાબર છે. તારા આવા વીચારથી હું ખુશી છું. તારા ભાઇએ પોતાની હુલડાઈની સજા ખમી છે અને હવે વખત જતાં એ દાઘ ધોવાઇ જશે. આવા ખ્યાલથી અમોએ તારી બીજી વારની માંગણી કબુલ રાખી છે. પુતળીને મરવા દીધાં કરતાં એ માર્ગ બેહેતર દીસે છે."

કાલીએ ખેન્જલતને મારે પોતાનાં હોઠ કરડયા. પણ તે બચારાને બધી જાતનાં તાણાં ખમવાંની ટેવ પડી હતી. તોપણુ તેનું મોંહ જોઇ કેખશરૂ પામી ગયા કે તેને દુઃખ લાગું હતું.

"કાલી, તુંને કોઇબી રીતે દુઃખી કરવાની મતલબથી આમ હું બોલતો નથી. કદાચ તુંને મારા સખુન કડવા લાગતા હશે અને તે વીશે હું દલગીર છું. એકવાર ખોલાસો કીધા પછી હું કહુંછ કે જે બન્યું તે સારૂં મેં અથવા જાઇજીએ કોઇવારબી તારો વાંક કહાડયો નથી. તારા ભાઈએ હુલડાઇ કીધી તેમાં તું શું કરે. તારે ખાતર હમે તો ઘણાંજ દલગીર થયાં હતાં. વાસ્તે હવે જે બની તે બની. મરનારનું નામ હવે ફરીથી આપણે લેવું નહીં."

"જેમ સાહેબનો હુકમ."

"ઠીક છે તારે, તું પુતળીને જોવા માંગેછ?"

"હાજી, હું અહીં આયોછ એમ તેને ખબર છે કે?"

"નહીં. અમને એમ લાગ્યું કે પેહેલાં તારી સાથ વાત કરી જોઇયે. તું પોતેજ જઇને વાત કર. પણ એને ઘણી ઉશકેરતો ના—એ ઘણીજ નબલી થઈ ગઇછ."

પોતાનાં ઓરડામાં પુતળી સોફા કોચ ઉપર ગમગીન અઢેલીને પડી હતી. તેણીની આંખમાં પાણી હતાં અને તે છેકજ તુટેલાં દીલથી મોહોત માંગતી હોય તેમ લાગતું હતું.

હલવેથી બારણું ઉઘડયું અને કાલી દાખલ થયો. મીનીટ બે એક સુધી તે મુંગો મુંગો ઉભો રહ્યો પછી ધીમે સાદે બોલ્યો.

"પુતળી!"

આ સાદ સાંભળતાંજ પુતળી સોફા ઉપરથી ઝબકીને ઉઠી અને કાલીને જોતાં વગર પુછવે પરછવે તેને વળગી પડી અને તેની છાતીમાં માથું દાબી ડુસ્કે ડુસ્કે રડી પડી.

"પુતળી—મારી પુતળી—આ તારા શું હાલ! કાલે મેં તુંને બાગમાં જોઇ ત્યારે મારો જીવ એટલો ખાટો થઈ ગયો કે જાણે મારે મનથી દુનીયાં અંધારી થઇ ગઇ."

"હું માયજી સાથ કાલે બાગમાં ગેઇ હતી—મને તાપ લાગુ પડીછ તે બસ છોડતીજ નહીં."

"બીજું કાંઇજ કારણ નથી?"

પુતળીના ચેહેરા ઉપર લોહીનો જોશ અચણુચ ચહડી આવ્યો.

"મને લાગું કે કંઇ બીજું કારણ હશે અને તે કારણ મેં તારા બાવાજીને સમજાવ્યું છે. તેવણ મારા મત સાથ એકમળતા થાયછે."

"પણ કાલી, તું અહીં કેમ આયો? બાવા જાણશે તો ગુસ્સો કરશે."

"નહીં, મારા જાન. મેં પેહેલાં તારા બાવાજીને લખ્યું હતું અને તેવણની રજાથી હું આવ્યો છું."

તેઓ સોફા ઉપર પાસેપાસે બેઠાં. "બોલ, પુતળી, તું સાહાજી કેમ નથી થતી તે મને સમજાવ."

"હું કેમ સમજાઉં—મને કંઇ સમજ નથી પડતી. મને કંઇ મરવા ગમેછ?"

"તારે તુંને સારી કરવામાં-મારૂં કંઇ કામ નહીં પડે?"

"એમાં તું શું કરશે—કાલી?"

"તારા ઉપર હેત કરૂં—તારી સારવાર કરૂં—તુંને મારી ધણીયાંણી કરૂં તો પછી?"

"કાલી, આ વખત મારી મશકરી કરવાનો છે? મારી તબીયત એટલી લથડી ગેઈ છે કે મારામાં હસવાનીબી તાકાત નથી."

"હું મશકરી કરતો નથી—પુતળ—આજથી તું મારી ધણીયાંણી છે—ધ્રુજેછ શું કામ—આવ મારા પાસામાં—તારા માબાપની રજાથી હું આ ખુશ ખબર તુને કહેવા આવેલો છું.

હવે તારી બીમારી બધી નાહાશી જશે અને આપણે સુખમાં દહાડા કાહાડીશું."

આમ બોલી કાલીએ પોતાનાં ખીસામાંથી એક મોટી બીલીઆનની વીંટી કાહાડી પુતળીને આંગલે પેહેરાવી.

---

## પ્રકરણ—૧૧.

## બેવડો સંતાપ—ધનામાસીનો બોફ.

કાલી રજા લઇ જતો હતો એવામાં સામેથી જાઇજી મળયાં. તેવણે ઘણા હેતથી તેને ઓવરણા લીધાં અને બોલયાં "મારી એકપુરી દીકરી તમુને સોંપી છે. હવે એને મારવું જીવાડવું તમારા હાથમાં છે."

"તમારે બોલવાની કસી જરૂર નથી. મારો જીવ જો એના જીવથી જુદો હતે તો આવી એની મરણ કાંઠેની હાલતમાં હું એની સાથ પરણુતેજ શું કામ?"

આ બે જણના વાત કરવાનો સાદ પાસેના ઓરડામાં પોંચ્યો હશે કેમજે તુરત હમબાઇજી નીકળી આવ્યાં. કાલી તો સેજ ડોકું નમાવી ચાલી ગયો, પણ હમબાઇ ડોળા તાણીને અચરતીથી જોવા લાગી.

"એ કોણ? એ અહીં કાંહથી આયો? શું એને પાછું અહીં આવવા જવાની છુટ મુકીછ કે?"

"હા, પુતળીને આજે રૂપીઆ પેહેરાવ્યા."

"રૂપીઆ પેહેરાવ્યા ? કોણે પેહેરાવ્યા ?"

"કાલી સાથ એને અદરાવીછ. લે ચાલ, મને જરા હમણા કામ છે—"

જાઇજી ઉઠીને ચાલી જતાં હતાં પણ તેમને રોકીને હમબાઈ બોલી "પણ એમ કેમ બને ? તમે તો ઘસીને ના પાડતાં હતાં ને મોટું રમખાણ કરી મુકયું ને હવે એમ કેમ ?"

"વાય હમબાઇ, એમ ચાવી ચાવીને વાત પુછવાની તુને એવી કેવી ટેપ—એટલુંબી સમજતી નહી ? એ હવે સરકારી ઓધેદાર થયો—વળી પાંચ પૈસે સુખી છે ને પુતળીની ગમબી જોવું જોઇએ કેની ? જોની એના કેવા હાલ પડી ગયાછ તે."

હમબાઇ પોતાનો જીવ ગમખાર કરીને પોતાના ઓરડામાં ગઇ અને મન સાથ આ નવાં જોડાંને હજારો હજાર શ્રાપ દીધા. છેલી આશાબી ગઇ. કાલી જારે હશે ત્યારે તેણીની આગળ આવશે એવી તેણીએ પકકી આશા બાંધી હતી તે સઘળી પવન મીશાળે ઉડી ગઇ. તેબી વળી કયારે ! જયારે કાલી માન પાન પામ્યો ત્યારે !

આરસીમાં મોહોડું ઠીક ઠાક કરી તે પછી બેસવાના ઓરડામાં ગઇ, જયાં કેખશરૂ કોટવાલ પોતાના ઘણીઆણી સાથ તે દીવસના બનાવની વાત કરતા હતા.

"પણ તમારાં આખખાં કુટુંબને મોટી એબ લાગશે તેનો કંઇ વીચાર કીધો ?" હમબાઇએ આગ લાકડાં લગાડવાનું કીધું.

"તેટલું બધું કંઇ નથી, હુમબાઇ," કેખશરૂ બોલ્યા "કોઇબી સમજુ માણસ–એવો અર્થ ઊઠાડશે નહીં. વળી પુતળીની તબીયતને ખાતર એટલી ઢીલી દોરી મુકવા શીવાય છુટકો શું હતો. એ બે જણા વચ્ચે એવું હેત છે કે એવું મેં કોઇ વખત જોયું નથી."

હુમબાઈએ ચીડમાં આવી પોતાના હોઠ કરડયા. "જે માણસનો ભાઇ ખુની–અને જે જેલમાંથી નાહાસી જતાં મારીઓ ગયલો તેના કુટુંબમાં પુતળી પરણે! હાય બા!"

કેખશરૂનું ઘણું પાકી આવ્યું હતું તેથી એટલુંજ બોલ્યા કે "હુમબાઇ; મુવા પાછળ એમ બોલીએ નહીં."

હુમબાઇ ઘણી અકળાયલી દીસ્તી હતી. પણ આ સાદાં જોડાંએ ધાર્યું કે પુતળીને થકી તે જીવ બાળતી હશે.

જાઇજી બોલ્યાં "પણ કાલીની સામે તો કાંઇ બોલવા જેવું નથી? એતો ખરેખરો લાયક છોકરો છે. એને પુતળીની તરફ઼માં ટ્રસ્ટ કરવા ધાર્યું છે તેબી ઠીક છે."

"વળી દોલતમાં એટલા બધા તે શું કીડા પડે છે કે ટ્રસ્ટ કરશે?" હુમબાઇ બોલી.

"કાંય શું છે? ખાસસા દર માસે બાવીસ સો રૂપીઆની ઉપજ છે. વળી આપરે તે કીઆં શીવલાલ મોતીલાલ છીએ?"

"પણ દોલત ગમજ જોવાનું છે કે? બીજું બધું તપાસીયું? એની ચાલચલણનું કેમ?"

"ચાલચલણને શું છે?" જાઇજી ખબરીને બોલ્યાં.

હમબાઇએ અડાવ્યું કે "મેં ઘણે ઠેકાણેથી સાંભળ્યું છે કે એની નીતી સારી નથી."

"છટ, હું માનતો નથી." કેખશરૂ બોલી ઊઠયા "હું કશું માનુ નહી, એ બધા એના દુશમનોના કારેસતાન."

રાતના સાત વાગ્યા અને કેખશરૂના ઇજનથી કાલી જમવા આવ્યો. ઘણી મુદતે આજે પેહેલીજવાર પુતળી ટેબલ ઊપર જમવા આવી હતી.

તેણીએ તારા રોકી કસબી કોરનું પસતાઇ રંગનું હોજરીયું પેહેરીયું હતું અને ગાલ ઊપર જરા સેજ રતાશ આવ્યો હતો. ગમે તે હો પણ તે દીલમાં ખુશી અને મધન દીસતી હતી. જયારે કાલી અને પુતળી કોચ ઊપર વાત કરવા બેઠાં ત્યારે હમબાઇ જાણે માથું દુખતું હોય તેમ આંખ ધાંકીને બેઠી.

કેખશરૂ અને તેમના ધણીયાણી મનમાં મધન થઇ આ ખુશી જોડાંને નીહાલીને જોતાં બેઠાં હતાં. "જાઈ, ગમે તે કર, પણ પુતળી નસીબવાન તો ખરી. જોની એના મોહોડાં ઊપર અત્યારથીજ રંગ આવી ગીયોછે તે. કાલીની ચીઠી કાલે રાતના આવી અને આજે કેટલો ફેરફાર ?"

અલબતે આ સઘલાં ઉપર હમબાઇથી આંખ કેમ ધંકાય ? સઘલું સાંભલીને તેણીને છાતીમાં ચુંથાઇ આવતું હતું. તેણીનો તે દીવસ માહ કંગાળ ગયો અને અડધું ખાઇને રાતના ભુખી સુઇ ગઇ.

શાદી જેમ બને તેમ તાકીદે કરવાનો ઠરાવ થયો હતો. માત્ર પુતળીને જરા તટાર થવાની વાર હતી. તે દરરોજ સુ-

ધરતી જવા લાગી. તેણીની ભુખ વધી; હસવાનું પાછું આવ્યું અને ફેબ્રુઆરી માસમાં શાદી કરવાનું નક્કી થયું. કાલીએ પોતાના વકીલને લખીને ટ્રસ્ટ તૈયાર કરવાની વર્દી આપી. કાલીએ આ સઘલું તુરત વેલા પોતાના માથી છુપું રાખ્યું હતું પણ હવે તેને લખવાની ફરજ પડી. તે જાણતો હતો કે આ ખબર ધનામાસીને જરા ગમનાર નથી. અને તેમજ બન્યું. તેવણે કાલીને કાંઇબી ઊતર વાલ્યો નહીં.

કાલી આથી ઘણો મુંઝાગો પણ ફરીથી લખ્યું નહીં. તેની માએ તેને એોવાર નીવાર કરી મુકયો હતો એટલે તેણે પણ વધારે તકરાર કરવાનું મુકી દીધું. શાદી લગાર થોડી મુદત પછી થતે તો કાલીને વધારે ગમતે, પણ પુતળીનો વીચાર કરવાનો હતો. તેણે મનથી ધારી મુકયું હતું કે શાદી પછી વરસ એક દાહાડો સુધી બેલગામ જવુંજ નહીં—પણ પુના, માહાબલેશવર, માથેરાન, મુંબઇ એમ પુતળીની સાથે ફરીઆ કરવું.

આ પ્રમાણે જાનેવારીનું પણ સેવટ આવ્યું. પુતળી તો રોજ બરોજ લાકડી જેવી થતી જવા લાગી અને હમબાઇજી પણ ત્યાંજ રહી રોજ પોતાનું શેર લોહી સુકવતી. તા૰ ૨૦મી ફેબ્રુઆરીએ લગણ હતાં. કાલીને લાગ્યું કે શાદી થવા પછી બાહાર ફરવા નીકલે તે અગાઉ એકવાર માયને મળવાની જરૂર હતી. તેણે ધનામાસીને લખીને મળવા આવવાની રજા પુછાવી. તેવણે તો ધસીને ના લખ્યું કે "હમણા આવવું નહીં—કેમજે હમણા મને કોઇની ગંધ ગમતી નથી." ઘણો વાર વીચાર કરી કાલીએ ઠરાવ્યું કે ગમે તે હોય પણ એક

વાર મલીને ખરૂં નરૂં કરવું તો જોઇએ. તેણે ફરીથી લખ્યું અને તેવણુનો હુકમ તોડવા માટે માફ માગી જણાવયું કે તેને બેલગામ આવવાની જરૂર છે.

બીજે દાહાડે સાંજના તે બેલગામ આવી પોંચ્યો. જેવો વજીફામાં દાખલ થાયછ કે સામો હરીઓ મલ્યો. તે કાલીને જોઇને ઘણોજ અચરત થયો હોય એમ દેખાયું.

"માએજી કેમ છે, હરીઆ? હું આવવાનો હતો તેની તેવણુને ખબર છે કેની?"

"પણુ કાલે તેવણે તમુને તાર કીધો હતો કે તમારે હમણા આવવું નહીં."

દીવાનખાનામાં ધનામાસી ચોખા ચુંટતાં હતાં. કાલીને જોઇ તેવણુ જીણી ચીશ પાડીને ઉઠયાં અને હાથમાંથી હાલી નાખી દીધી.

"મેં તુને ખરી ખંખારીને ના લખ્યું અને કાલે તાર મોકલ્યો તોબી તું આયો? તારે શું હું ઘાસ બા..ર કાપુંછ કે?"

"માયજી, મને કોઈ તાર મલ્યો નથી."

"તારો તાંટીઓ એક ગમ ઠરીને રેહ તો તુને મલે કેની? મેં ના લખ્યું તું કે હમણુ મારે તાંહ કોઇની ગરબડ જોઇતી નથી."

"પણુ હું કાંઇ કોઇ છેઉ? ચાલો તમારી ખુશી નથી તો ખેર. હું કાલે પાછો જવશ."

"હા.—બને તો આજેજ જા."

"કેમ વારૂં માય, તમે એકદમ એ પ્રમાણે કરોછ? મેં શું તમારી ચોરી કીધી? હું શું તમુંને નડુંછ કે મારા ઘેરમાંથી મનેજ એમ હાડમાર કરીને કાહાડી મુકોછ?"

"તારો કાંઈ વાંક નથી. પણ હમણા, બસ, મને કોઈનું મોહોનું જોવા ગમતું નથી, મારી આગલ કોઈ આવેછ તારે મને કંઈ થઇ આવેછ."

કાલીએ જોયું કે આટલી બધી વાત થવા છતાં તેના માએ લગણ વીશે કાંઈજ એસારો કીધો નહીં. તેથી આખરે તેણે વાત છેડી. ભરમ તો એ નીકળ્યો કે કાલીનો કાગળ ધનામાસીને મળ્યો હતોજ નહી.

જ્યારે કાલીએ શાદીની વાત કરી ત્યારે ધનામાસી તો બહુજ ચોંકયા.

"શાદી! લગણ! તારા ભાઇને હજુતો છમસી થઇ નથી તેટલાં લગણ! નહીં કાલી, હું રજા આપનાર નથી. એ કામથી હું ખુશી નથી."

કાલીએ ઘણુંબી સમજાવ્યું. પુતળીની તબીઅત વીશે ખોલાસો કીધો. પણ ફોકટ.—તેના માયે કાંઈબી સાંભળવાની ના પાડી અને બહુજ ખફા થઇ રીસાઇ બેઠાં. તેવંણુ એટલાં તો કોઇ અંદેસામાં ગીરફતાર રેહતાં કે કાલીને લાગ્યું કે જ્યાં છે ત્યાં એવંણુની ખફગીમાં કાંઇ ભરમછે.

"માયજી, તમે કંઇ ઘણા ઘભરાયલાં દીસોછો. તેનું કારણ મને કેહો તો હું તમુને ધીરજ આપશ."

"હું મુશકેલીમાતો છેઉં. પણ તેં મારી મુશકેલી બેવડી વધારી આપીછે."

"શું મારાં લગણુથી એ મુશકેલી વધીછ? તેમ હોય તો હું ઘણોજ દલગીર છું."

"હાલ મને કાંઇ બોલવું નથી, તારેથી થાય તે કર."

કાલી વીચારમાં પડયો કે એ શું હશે. માયે કરજ તો કીધું ન હોય? તેમ તો બનવાજોગ ન હતું. માને ખરચ ઘણોજ કમતી હતો. તેવણુ પોતાના બેટાને બેલગામથી દુર રાખવાને શા સારૂં ચાહતાં હતાં?

"માજી, ભીખી કાંહ છે? ભીખી કેમ દીસતી નથી."

"ભીખી! તેને તો મેં રજા આપી. મને તેનું કામ નહી હતું. બધી વાતની તુને કેવી ચાવાચીવી?"

કાલીને એકથી વધારે વાર મનમાં આવ્યું હતું કે એવણુ જાણે તેની ખરી માય ન હોય તેમ કાંય કરતાં હશે?

---

## પ્રકરણ—૧૨.

## એ છુપો ભેદ છે શું?

જે સહવારના કાલી રવાના થનાર હતો તે દાહાડે હરીઓ ઓરડામાં ચાહે લઇ આવ્યો.

"હરીઆ, માયજી ઘણા ચીંતામાં દેખાયછ તેનું કંઇ કારણ તને ખબર છે?" કાલીએ અચબુચ પુછ્યું.

"હાજી, મનેબી તેમ લાગેછ પણ તેનું શું કારણ છે તે હું જાણુતો નથી."

"અંહી તમે જમશેદ વાડીમાં કેટલા નોકરો હમણા છેઓ ?"

"હું ને એક ચાકરડી ને બે માલીઓ છે સાહેબ."

"બસ ? આવા મોટા બગીચામાં એટલાં માણુસોથી કેમ ચાલેછ ?"

હરીઓ ગુંચવાવા લાગ્યો "તે તો, સાહેબ, બાઇ જાણે. એવણુ કેહેછ કે ખરચ ઘણો થાયછ."

હરીઓ ઘણોજ પુરાણો—કાલીની બચપણથી—નોકર હતો તેથી કાલી તેના આગળ કાંઇબી અંદાજો રાખતો નહીં.

"છટ, છટ, ખરચ શું ને વાત શું ? આપરે નસારીમાં જેટલાં માણુસ રાખતાં હતાં તેટલાંબી અંહી નથી. ને અગાઉની આપરી આવક કાંહ ને હમણાની કાંહ ? માયજીએ કંઈ કરજ તો કીધું નહીં હોય ?"

"કોણુ જાણે સાહેબ, હોયબી ! એવણુના પૈસા કેથે વપરાયછ ખરા. વખતે બેહેસ્તી કંઈ કરજ પોતાની પાછળ મુકી ગયા હોય ?"

"નહીં હરીઆ, તેમ હોય નહીં. કેમજે અદીબાનું કંઈબી કરજ હોય તે પેહલાં એસતેટમાંથી પગાર થઇ પછી બાકી રેહ તે મારા હાથમાં આવે. મને વેનકતરાવ વકીલે કહ્યું કે કંઇ કરજ બેહેસ્તીનું નહીં હતું."

"પણ પછવાડેથી કંઈ નીકળી આવ્યું હોય તો ?"

"એમ માનવાનો તુંને સબબ શું ?"

"તે તો હું બરાબર કહી શકતો નથી. પણ એક દાહાડે બાઇ ઘણાજ બેચેન હતાં તારે મેં પુછ્યું કે બાઇ શું છે શું ? તેવણ એટલુંજ બોલ્યાં કે ફકર ને ચીંતા તો જીવે લાગીછ. જે દાહાડે પેલો વાણીઓ મલવા આયોતો તે દાહાડે એ વાત બની."

"વાણીઓ ! વાણીઓ કોણ ?"

"હું તેનું નામ જાણતો નથી સાહેબ. તે સાંજના આયો અને બાઈને મળવા માંગયું. બાઇ કોઇને મળવા રાજી નહીં હતાં તેથી મેં કહ્યું કે તેવણ ઊંઘાયલાં છે. પણ વાણીઓ કહેજે આ ચીઠી તેવણને આપ કે પછી મને તુરત બોલાવશે. આ વાણીઆએ ફકત પોતાનું નામ એક કાગળના કકડા ઉપર લખ્યું અને ગુદરથી તે બંધ કરી મને આપ્યું. બાઈને લઈ જઇને મેં તે આપ્યું એટલે તેવણ પેહલાં તો ઘણા ગુસ્સે થઈ ગયાં પણ જારે તેવણે ચીઠી ઉખેડીને નામ વાંચ્યું ત્યારે ઘણાજ ઘભરાટમાં પડીને તેને માલપર બોલાવી બે કલાક સુધી વાત કીધી."

કાલીને આ વાત ઘણીજ નવાઈ જેવી લાગી "તે કેવો ધણી હતો, હરીઆ ?"

"સારાં સોજાં કપડાં પેહેરેલાં હતાં, અને માથે લાલ પાઘડી હતી. તેણે પોતાનો હાથ ઝોલીમાં ટકાવી રાખ્યો હતો—જાણે કાંઈ વાગું હોય તેમ."

"તેનું કંઇ નામ તુંને ખબર પડયું ?"

"નહી જી, નામ તો નહીં સાંભળ્યું, પણ મારા સાંભળવામાં અચ્છડતું આવ્યું કે તમારી મીલકતનો હીસાબ રાખવાની નોકરી તે માંગતો હતો."

"મીલકતનો હીસાબ? એટલું બધું તે શું વહી જાયછ કે વળી તે સારૂ ખાસ કારભારી જોઇએ?"

"ખોદા માલમ, પણ તેના જવા પછી બાઇ એમ બોલ્યાં કે મારાં તોરાંની મેનીજ કરવા એક કારભારીની જરૂર છે."

"એ વાત બનવાને કેટલી મુદત થઈ?"

"એક મહીનો થયો હશે, પણ ત્યાર પછી એ વાણીયાને ફરીથી આવેલો મેં જોયો નથી. મને એમ લાગું કે અદી શેઠ ઉપર આ વાણીયાનું કંઇ લેહણું હોય."

કાલીએ જરા વાર વિચાર કરી કહ્યું "હરીઆ, માય કેમ છે, અને ઘેરમાં બધું કેમ ચાલેછ તે અવાર નવાર મને લખીયા કરજે."

"મારી આંખોથી સાહેબ."

"ને કંઇ ઘરમાં બીમારી કે સંકટ પડે તો મને જરૂર જલદીથી જણાવજે."

આટલી વાત થવા પછી હરીઓ ગયો.

કાલી બાહાર નીકળવા જાય છે એવામાં એક નોકરે આવીને ખબર આપી કે બાઇ બોલાવે છે.

ધનામાસી માથે પાટો બાંધી બેઠાં હતાં. રડવાથી તેવણની આંખ લાલ થઇ આવી હોય એવું લાગતું હતું.

"કાલી બારણું અંદરથી બંધ કર. આજે બે દહાડા થયા હું ઘણીજ અંદેશામાં પડીછ કે જે મુશકેલીમાં હું છેઉ તે તુને કેહુ કે નહીં. ને આખરે મેં કહેવાનો ઠરાવ કીધોછ."

"માયજી, તમારી મેહેરબાની થશે."

"સબર, પેહેલાં જાણીને પછી બોલ. તારે પોતાને ખાતર મેં અત્યાર સુધી એ ભેદ તુને કહ્યો નહીં. તુંને લાગું હશે કે માય મારી સાથ વાંકા ચાલેછ પણ મારૂં દીલ અંદરથી તારે સારૂં બળતું હતું. તુંને બેલગામથી દુરનો દુર રાખ્યો તેમાં મારી મુળ મતલબ એજ હતી કે જે ચીંતાથી હું બળી મરૂંછ તે ચીંતા તારેથી જાંહ સુધી બને તાંહ સુધી દુર રાખવી."

"પણ તે મને કહો તો ખરાં. કદાચ તમે ધારોછ એટલી મોટી તે મને નહીં લાગે."

"પણ તે કહેતાં મને ધ્રુજરાં છુટેછ. કદાચ તે સાંભળી તું હારી ખાઇ જશે."

"માય, અત્યાર સુધી જે બે ચાર ઘા મેં ખાધા છે તે કરતાં તો વધારે નપેતર એ નહીં હોય."

"તારે સાંભળ, એ બધી આપદા ઉભી કરનાર તરીકે મારા ઉપર તારો ગુસ્સો ઉતરશે. અને તું ગુસ્સો કરશે તો તે વાજબી છે. હું કહુંછ તે કંઇ નબલી સુની વાત નથી. પણ જે બની તે બની."

ધનામાસી ઉઠયાં અને બારણું ઉઘાડી એણી મેર પેલી મેર જોયું કે કોઈ સાંભળતું તો નથી. "હું જાણુંછકે અહીં કોણ સાંભળવા આવેછ, પણ આ વાત ઘણીજ જીવ સતોસટની છે. બેસ કાલી."

કાલી બેઠો.

"સોગન ખા કે આ વાત મારી રજા વગર તુંએ **કોઈ માણસ જાતને** કેહેવી નહીં."

"માયજી, એટલી બધી ચોકાશીની જરૂર છે?"

"હા, તું સોગન ખાશે નહીં તાં સુધી મારેથી તું કંઇ પામવાનો નથી."

કાલીએ સોગંદ લીધા. પછી ધનામાસી ફકત ચાર શબ્દ બોલ્યાં.

ફકત ચાર શબ્દો! પણ તે સાંભળી કાલી ચીચારી મારીને ઉઠયો. જેમ મંચી દેસાઈને ગોલી વાગી ને તે ઉછળયો હતો તેમ કાલી તીર વાગયો હોય તેમ ચમકયો.

"માય એ શું બોલોછ? એમ કયુ હોયજ નહીં."

---

## પ્રકરણ—૧૩.

### ધારના જેવો ધસકો—ગરીબ બીચારો કાલી.

ધનામાસીએ જે ગુપ્ત વાત કહી તેથી કાલી એટલો તો ચમકયો અને એવી તો ચીશ પાડી કે ધનામાસીએ ઉઠીને તેના મોહ ઉપર હાથ ધાંકયા "ચુપ રેહ—ચુપ રેહ—કોઇ સાંભળશે. બધાં ઘેર ઘેલાં કરી તું શું મારી કમબખ્તી કરવા બેઠોછ?"

કાલીની તો છાતીજ દબાઇ ગઇ હતી. "પણ માએજી, મેં એક નીરદોશ છોકરી સાથ પરણવાનું વચણ આપ્યું તેની અગાઉ આએ વાત તમોએ મને જણાવવી હતી."

"પણુ મને શું ખબર કે તું પરણવાનો છે? જારે આજે તેં મને કહ્યું તારે આએ છુપી વાત તુને કેહવા વગર મને ચાલ્યું નહીં."

"તારે શું એ વાત તમે મારેથી હમેંશ છુપી રાખવાનાં હતાં?"

"તે તો હવે ખોદાને હાથ વાત હતી. પણુ હવે જે બની તે બની હવે તો પેહલાંથી છેલ્લાં સુધી બધી વાત તુને કેહવી જોઈએ."

આ પછી મા દીકરાં બંધ બારણે ત્રણ કલાક સુધી ગુફતેગોમા રોકાયાં. જયારે કાલી ઓરડામાંથી બાહાર પડયો ત્યારે તે જાણે ઘરડો થઈ ગયો હોય તેમ નખાઈ ગયલો હતો. પોતે ગમે એવી જફા ખમવાને તૈયાર હતો પણ આ મુશકેલીનું કેમ કરવું? તેની માએ જે વાત તેને કહી હતી તેથી તો તેના ધારેલાં લગણમાં વધ્નણુ પડે એવું થઇ ગયું.

તે આખી રાત જાગ્યો અને શું કરવું તેના વીચારમાં દેવાના જેવો ફરયા કરયો. તે સારી પેઠે જાણતો હતો કે આ ગુપ્ત વાત એક ગ્રહસ્થ દાખલ તેણે પુતળીને અને તેણીના બાપને કેહવી જોઇએ. પણુ તે કેમ બને? વળી તેણે પોતાની મા આગળ સોગંદ લીધા હતા. તેણે પોતાની માને એસારો કરી જોયો "માજી, કંઇ સેહજ—ઘણોજ સેહજ—ઇસારો પુતળીને કરૂં તો? પછી એને ગમે તો મને પરણે ને ગમે તો ના કેહે."

પણુ આ સાંભળીને માજી તો એવાં ખબરી પડયાં અને જીવપર ફરવા નીકળ્યાં કે કાલી તો મુગો થઇ ગયો. હવે

કરવું કેમ! કરવું કેમ! કેખશરૂ કોટવાલને કાંઈ બાહાણું લખી કાજ તોડી નાખું? તોબાહ! તે લોક મારે વીશે શું ધારશે? અને ગરીબ બચારી પુતળીના શા હાલ! તેનું જાણી જોઈને ખુન કીધા જેવું થાય! તેણીનો જીવ બચાવવા તો આ લગણ કરવા તેણીનાં માત પીતાએ કબુલયું. તેણીના વાગા તૈયાર થતા હતા, કસબીદોરો કામે વળગ્યા હતા, તે વાર આમ હીચકારાની પેઠે તેણીને ફેંકી દેવી! કબુ નહી બને! કાલી ખરેખરો ગ્રહસ્થ હતો પણ આ પેચમાંથી નીકળવાનો માર્ગ તેને દીસ્યો નહીં. પુતળીની છાતીમાં પોતાને હાથે ખંજર મારવાને તેના હાથ ઉપડે એ બનવા જોગ ન હતું. પણ હવે આ છુપી વાત જણાયા પછી પુતળીને પોતાની ધણીઆણી કરવી એ તેણીની સાથ દગો રમીઆ જેવું હતું. હવે! કરવું કેમ! પોતાના ધભરાટ વચ્ચે તે પાક પરવરદેગારને તેણે યાદ કીધો અને પલંગ ઊપર માથું નાખી મદદને માટે તેની આજુજી કરી. આહ! આ જમાનાના છોકરાઓ ગમે તો હસો! પણ ખરાં સંકટની વખતે તે દાદગરની પનાહ માગી જુઓ પછી તમે સમજશો કે તે શું છે!

કાલી બંદગી કરી રહ્યો એવામાં હરીઆએ બારણું ઉઘાડયું. ટરેન ઉપડવાને પા કલાકની વાર હતી. પોતાની માની રજા લીધા વગર તે ત્યાંથી નીકલી ચાલ્યો અને પુને આવી ઉભો. પોતાના ઉતારા ઉપર જવા અગાઉ તે કેખશરૂને ઘર દોડયો અને પુતળીને ખાનગી મલવા ચાહયું. તેને એવી બશારત થઇ હતી કે પુતળીનો જાન બચાવવા થકી તેણે પોતાની સાચવટનો ભોગ આપવો જોઇએ. એટલે જે જો પુતળી કબુલ કરે તો.

પુતળીના ચેહેરા ઉપર રતાશ આવી હતી. તે હસતાં હસતાં બોલી કે "અમે તો બધાં એમ સમજ્યાં કે તું તો વટાણા વાવી ગયો-હવે પાછો આવેજ નહી."

પણ કાલીનો ગમગીન અને ઉતરેલો ચેહેરો જોઈ ચતુર પુતળી સમજી ગઇ. તે કાલીના ખભાં ઉપર હાથ મુકી બોલી "કાંય! એમ કાંય કરેછ? શું છે? કાંઇ મારો વાંક પડયો?"

કાલી બોલ્યો "પુતળી, અગર સમજ કે હું ખરેખરજ તુને મુકીને જતો રહું તો?"

"તો હું કેહું કે ભસે, ફરીથી આવજો!" પુતળી રમતમાં બોલી. તેના દીલમાં એવી કાંઈ ભ્રાંતી હતીજ નહીં.

"પુતળી, મારા જીવના હાર! આએ રમુજ કરવાનો વખત નથી. મારા દીલ ઉપર મોટી ચીંતા બેઠી છે. તું જોઈએ તો માન કે ન માન પણ એક વખત તુને છોડી જવાની અણી ઉપર હું આવ્યો હતો."

પુતળીએ જવાબ દીધો નહીં. પણ કાલીના શબ્દોએ શું અસર કરી હતી તે તેણીના મોહ ઉપર દેખાતી હતી. તે ઉજળી પુની જેવી થઈ ગઇ અને જો કાલીએ તેને ધરી ન હોત તો તે નકી ભોંય ઉપર પડી જાત.

"બેસ, પુતળી, ને સાંભળ. થોડી ઘણી વાત તો મારે તુને કેહવીજ જોઈએ."

કાલીએ થોડી-ઘણીજ થોડી-વાત અસેમસે કહી. તે બોલ્યો "મારા ઊપર મોટું સંકટ આવી પડયું છે જેનો હું ખોલાસો કરી શકતો નથી. તે લીધે મારી દોલતનો મોટો ભાગ

ઘસડાઇ જશે, અને ખરૂં જોતાં તે કારણુથી આપણા લગણ પણ અટકવાં જોઈએ. હું શું કરૂં તેની મને સમજ પડતી નથી. જો તારી સાથ પરણુંછ તો હું તારાં માત પીતા તથા તારી સાથ દગો રમુછ—જો નથી પરણુતો તો હું તારૂં ખુન કરૂં છ. અફસોસ! મને સલાહ આપનાર કોઇ નથી તેથી મે તારા ઉપર બધું સોપ્યુંછ. તારે ગમે તેમ કર."

કાલીએ આંખમાં પાણી આવી જવાથી પોતાનો રૂમાલ મોહ ઉપર ઢાંકયો. પુતળી બોલી "કાલી, મને એક વાત કેહ. આ સંકટને વાસતે તું બોલેછ તે સંકટ તારી પોતાની કંઈ ગેરચાલનું પરીણામ છે?"

"નહીં! જેવી તું હમણા અજાણી છે તેવોજ હું ગઇ કાલ સુધી આ સંકટથી અજાણો હતો. પુતળી હું કમનશીબ છું પણ બદમાશ નથી."

"તારે કાલી તું શું મને એવી બદમાશ સમજેછ? જાંહ તારો વાંક નહીં તાંહ હું તુને છોડી દેઉં એવી શું હું છેકજ બેખુનીઆદ છેઉં? કાલી, તેં આવો શક મારા ઉપર લાવવો-જ નહીં હતો.'

"મારી વાહાલી, જરા હવે પછીનો વીચાર કર. ખોદા કરે ને એ વધણુના કંઈ બીજાં વધારે નરસાં પરીણામ નહીં આવે. આ વાત જો બાહાર જણુાઇછ તો તારી ને મારી બે-હુની બેઆબરૂ થશે."

"જે થાય તે. તારો વાંક નહીં તાંહ તું શું કરશે? હું કંઈ હવે તારાથી જુદી પડનાર નથી."

"મારી આંખોના રતન! તારે માટે મને શક નથી. પણ તારાં મા બાપ શું ધારશે? તે લોક મને હીણુશે તારે મારેથી કેમ જોવાશે?"

"મારા કાલી, એમ ના બોલ. જ્યાં સુધી તું પોતે સાચવટ રાખશે ત્યાં સુધી મને બીજાં કસાંની દરકાર નથી. મારા મા બાપ તુને હીણુસે તો તે મને હીણુયા બરાબર છે. તે દાહાડેથી તે લોક મારાં મા બાપ નહીં. તું ચીંતા શું કામ કરેછ? પૈસાદાર અને માન અકરામ હોય તોજ ધણી ને નહીં તો નહીં? ધણી ધણીઆણી વચેની મોહબતની તારી કસોટી આએજ કે?"

"દાદાર હોરમઝદ તારૂં ભલું કરે, પુતળી, અને મારે હાથે તું સુખી થાય." આટલા શબ્દો બોલી કાલીએ તેણીને પોતાની પાસે લીધી અને તેની આંખમાંથી આંસુ ટપકાને પુતળીના ગાલ ઉપર પડયાં.

---

## પ્રકરણ—૧૪.

### ધનામાસીનો અંત.

મારચની અધવચમાં, એટલે જે કાલી અને પુતળીના લગણ થવાની એક માસ પછી તે લોક માહાબલેશવર હતાં તેટલાં હરીઆનો તાર આવ્યો કે ધનામાસી તાવથી ઘણા બેહાલ છે અને તેવણની બચવાની આશા નથી. તેઓ ઝડપથી પુને આવ્યાં જયાં જાઇજી અને હમબાઈ હજુ રહેલાં હતાં. કેખશરૂ તો કામસર મુંબઇ ગયલા હતા. પુતળીને તો પુનેજ

રાખવાનું કાલીએ ઠરાવ્યું હતું કેમકે વખતે તેણીને તાવ ઉડે એવી તેણે બીક દેખાડી. ખરી વાત તો એ હતી કે તેણીને બેલગામ લઇ જવાની તેની હીમત ચાલી નહીં. પુતળી તો ખીલીને પરીઆં જેવી થઇ હતી. બાઇજી તો તેણીને જોઇ મધન મધન થતાં હતાં. "સારૂં થયું જે એ લોકને પરણાવ્યાં" તેવણ હમબાઇ ગમ જોઈને બોલ્યાં પણ હમબાઇએ ડોકું ફેરવ્યા શીવાય બીજો કાંઇ ઉતર આપ્યો નહીં.

કાલીની રૂખશદ લેતી વખતે પુતળી રડીને બોલી "કાલી વેહલો આવજે અં; તારા વગર હું કેમ કરશ—કાલી, જો મને સાથે લઈ જા."

આ તેમનું પેહલું છુટું પડવું તે લોકને ઘણુંજ ભારી લાગ્યું. કાલી બેલગામ આવી પુગયો. તેના માય જરા જરા સુધરવા માંડયાં હતાં પણ હજી ઉઠાતું બેસાતું ન હતું. ડોસાભાઈ ડાકટરે ધમકી આપી હતી કે એવણનો ભરૂસો નહીં. તેવણને ચીંતાને મારે જીણો તાવ લાગુ પડયો હતો, અને તદન નખાઇ ગયાં હતાં. પુનેથી અવારનવાર મોટા ડાકટર પીટરને બોલાવ્યામાં આવ્યો હતો પણ તેણે ડાકટર ડોસાભાઇની દવા વગેરે પસંદ કીધું હતું.

કાલીએ આ બધી વીગત પુને પુતળીને લખી અને તરત પાછું નહીં અવાય તે સારૂં દલગીરી બતાવી. પુતળીએ પાછું લખયું કે ઉતાવલ નહીં કરવી પણ પોતે બેલગામ આવી સાસુજીની સાહારવાર કરવાની પોતાની ઘણીજ ઉલટ બતાવી.

કાલીની મતલબ પુતળીને બોલાવવાની હતીજ નહીં, કેમકે પેલો છુપો મામલો ઓરબી વધારે બગડી ગયો હતો. ધનામાસી

કોઈ વાર તાવની ઝુમમાં કાચ્યું કાપી દેતાં હતાં તે જો પુતળીના સાંભળવામાં આવે તો મોહોકાન વળી જાય. કાલી પોતાની માની આગળનો આગળ બેસી રેહતો પણુ તેવણુના મોહમાથી પેલી છુપી વાતજ નીકળયા કરતી હતી. સારાંશ કે ડોસાં એ ચીંતાથી મરણુ કાંઠે આવ્યાં હતાં. કાલીના પોતાના મગજ ઉપર બોજો કાંઇ થોડો ન હતો. ગમે તે કરતાં પણુ એ વાતનોજ વીચાર તેને આવ્યા કરે. તેને લાગતું કે મેં પુતળી સાથ પરણુવામાં મોટી ભુલ કરી છે. ડાકટર ડોસાભાઇ જારે આવે તારે કાલી આગળનો આગળ ભમ્યા કરે. ડાકટરે મત આપ્યું કે ડોસાંએ અદીના મરણુનો ગમ એટલો હઇડે ધર્યો છે કે તેવણુને બચવાની આશા નથી.

કાલી સમજતો હતો કે ડાકટર ઘણી મોટી ભુલ કરે છે. અદીને માટે ધનમાસીનો ગમ ભારે હતો એ ખરી વાત પણુ હમણા તેમની બીમારીનું કારણુ બીજુંજ હતું.

આસતે આસતે દાહાડા જવા લાગ્યા અને ધનામાસી દીન પર દીન ગળાતાં ચાલ્યાં. તેવણુની હુશીયારી બધી પાછી આવી હતી અને મરતાં મરતાંબી છુપી ખટપટ કરતાં હતાં. હજીબી બધી વાત તેવણે કાલીને કહી ન હતી. જે દાહાડે ગુપ્ત વાત કાલીને પેહલ વેહલી કેહવામાં આવી તે દાહાડે તેણે પુછ્યું હતું કે ધનામાસીને જે વાણીઓ મલવા આવ્યા કરતો હતો તે કોણુ હતો. માસીએ જવાબ આપવાની ના પાડી અને ફકત બોલ્યાં કે "એ વાણીઆનું નામ "માણેકલાલ" છે અને તે આપણા એસટેટના કારભારીની ચાકરી માગે છે."

હરીઆએ કાલીને ખબર આપી હતી કે જે દાહાડે કાલી બેલગામ છોડી ગયો તે દાહાડે આ વાણીઓ વળી પાછો આવ્યો હતો અને બે ત્રણ કલાક બાઇ સાથ વાત કરી હતી. અને તેના જવા પછીજ બાઇ વધારે માંદાં પડયાં હતાં.

અજબ જેવું! ઘણું અજબ જેવું! કાલીને હવે ખબર પડી કે માણેકલાલને કારભારી નેમવામાં આવ્યો હતો, અને જમશેદ વાડીની પાસે એક નાહાની બંગલીમાં તેને રેહવાની જગા કરી આપી હતી. આ ખબર સાંભળી કાલી તો ડંગ થઈ ગયો. આમાં કાંઇબી ભેદ છે. એવી તેની છુપી ખાત્રી હતી પણ મા તરફથી કંઈ ખોલાસો વધુ મળે એ બનવા જોગ ન હતું.

તેવણ ફકત એકનો એકજ જવાબ આપતાં કે "હું આવી ખાટલે પડેલી છું અને તું તો બાહારનો બાહાર ફ-રીયા કરે તારે પછી આપરાં ભારાં તોરાંની સંભાલ કોણ લે". આ પ્રમાણે માણેકલાલ આવીને ગગરીયા અને કાંઈબી સામે થવાની કાલીની હીમત નહીં ચાલી.

કાલીની ઘણીજ અજાયબી વચ્ચે પુતળીનું કાગળ મું-બઇથી આવ્યું. તેઓ બધાં પુના છોડીને મુંબઇ ગયાં હતાં. કાલી મન સાથ રાત દીન દુવા માગતો કે પુતળી અધીરી પડીને બેલગામ નહીં આવે તો સારૂં. તે ઘડી ઘડી ભપકી આપતો કે તાપ ઘણી ખરાબ જાતની છે તેથી તે લોકોએ આવવાનો વીચાર કરવોજ નહીં. કાલી પોતેબી ઘણોજ ન-ખાઈ ગયો હતો અને ચીંતાને મારે તેનું અંગ દીનપર દીન સુકાતું જતું હતું.

ધારતી રાખવા પ્રમાણેજ બન્યું. ધનામાસી ગુજરી ગયાં. તેવણુ મરતીવાર એકનો એકજ બોલ ધરી બેઠાં હતાં "બસ મને એક આઠ દાહાડા બીજા જીવાડો—બસ આઠ દાહાડા ! મારૂં કામ તેટલામાં ખલાસ થશે—બસ આઠ દાહાડા". પણ ઈશ્વરે તેમની આજીજી સ્વીકારી નહી.

કાલીએ પાછું મુંબઇ જવાનો વીચાર કીધો. એક દાહાડે માણેકલાલ મળવા આવ્યો અને તેના સાથ કાલીને કલાકેક સુધી ખાનગી વાત થઈ. જવાને દીવસે હરીઆએ પુછ્યું "શેઠજી, આએ માણેકલાલ આપના કારભારી રહેશે કે ?"

"હા, હરીઆ; માયજીએ એને કબુલાત આપીછ એટલે હવે શું કરૂં ? વળી હું બાહાર ફરતો હરતો રેહું એટલે અંહી કોઈ હોય તો સારૂં".

કાલી એમ બોલ્યો ખરો પણુ તેને આ માણેકલાલ ઘણો ખખરતો હતો. એ પીડા પગે વલગી હતી. તે કોણ હતો અને તેને શા સારૂં તેના માએ નીમ્યો હશે એ કસું તેને ખબર ન હતું. ધનામાસીએ તેનું સાળીઆણું ઠરાવ્યું હતું અને કાલીએ તે મુગે મોહોડે પગાર કરવાનું ધાર્યું હતું. વાંચનાર પુછશે કે એમ કાંય? એટલાજ માટે કે ધનામાસી-ની ગુપત વાત આ ધણીને ખબર હતી.

આખરે કાલી મુંબઇ ગયો. પુતળી તેને જોઇને ચીશ પાડી ઉઠી. તે એટલો બધો તો દબાઈ ગયો હતો કે તેને પેહલાં ઓળખ્યોબી નહીં. કાલીએ બાહાણું કાડયું તેથી પુતળી રાજી થઇ પણુ હમબાઇ ઘણી તીક્ષણુ હતી. તેણીને બે વાતનો ખોલાસો જોઇતો હતો. કાલી આટલા બધા દાહાડા બેલગામ શું કરતો હતો અને પુતળીને બેલગામથી દુર શા સારૂં રાખી ?

## પ્રકરણ—૧૫

## ભુલ ભુલામરીનો દરવાજો.

બેલગામ મધે સરદાર જમશેદજી વાલી મોટી વાડી આખાં શેહરમાં તેની સુંદરતાને માટે મશહુર હતી. મોટા મોટા છાવ વાલાં ઝાડોની ઘટા એવી હતી કે ખરી બપોરના ટડકાનું નામબી નહીં હતું. આ બગીચાએ લગભગ દસ એકર જગા રોકી હશે. બગીચાથી પા મૈલ દુર બજાર હતું અને તેથી જરા આગળ રેલવેનું સ્ટેશન હતું. મોટાં માણુસોની વસ્તી થોડી હતી. અગીઆરીના પંથકી જમશેદજી, ડાકટર ડોસાભાઈ અને વેનકટરાવ વકીલ એ જાણીતા ગ્રહસ્થોમાં ગણાતા હતા.

બંગલો માલવાલો હતો અને તેની એક બારીએ પુતળીના મા જાઇજી અને હમબાઈજી કરી વાતે બેઠાં હતાં. જાઈજીના હાથમાં પુતળીનું તુરતજ આવેલું એક કાગળ પકડેલું હતું તેમાં જાહેર કીધું હતું કે કાલી અને તે હવે બે ચાર દાહાડામાં આવી પોંચશે.

હમબાઈ બેલગામ કેમ આવી તેનો ખોલાસો કરવાની જરૂર છે. પુતળીની તબીઅત હમણા એટલી સુધરી ગઈ હતી કે તેણીને બાહાર ફ્રીઆ કરવાની હવે કસી જરૂર ન હતી તે છતાં કાલી તેણીને બાહારની બાહાર રખડાવીઆ કરતો હતો. હમબાઈએ આથી જાઇજીના કાન ભંભેરીઆ કે પુતળીને બેલગામથી દુર રાખવામાં જાંહ છે તાંહ કાલીની કંઈ મતલબ છે. જાઇજી જરા કાચા કાનના હતાં તેથી ચમકીઆ

અને કેખશરૂ પાસે કાલીને લખાવયું કે હવે તો તેઓ ઘેર આવે તો સારૂં. કાલીએ આનાકાની કીધી કે ચાકર નફરો બરાબર નથી તેથી હાલ આવવાનો વીચાર નથી પણ જાઈજીએ લખયું કે "તેની કસી ચીંતા કરવી નહીં. હું ને હમબાઇ અગાઉથી જઈને ચાકરો રાખશું." હવે કાલી શું કરે ! તેણે હા પાડી અને તે લીધે જાઈજી અને હમબાઇ બેલગામ આવ્યાં.

વજીફો નીમકહલાલ હરીઆના સ્વાધીનમાં હતો. સાથે બે માલીઓ હતા. હમબાઈએ બે છોકરીઓ એક મસાલ અને એક બબરચી શોધી કાહાડયો. તેવણને ફરસુદ ઘણી હતી એટલે એણીમેર પેલીમેર સુંધારા લેવા માંડયા. તેવણની મરજી કંઈબી કરીને પેલા બ્રહમચારી ઠગારાને બેલગામ બોલાવવાની હતી કેમજે મુંબઇમાં તેવણ જે હાકમી ભોગવતાં હતાં તે અંહી ન હોવાથી તેવણને અકર વકર થતી હતી.

કોણ જાણે શું હતું કે પેહલે દાહાડેથીજ હમબાઇ અને જમશેદજી પંથકી વચે અણગમો પેદા થયો હતો. હમબાઇને જોઇનેજ જમશેદજી ફફડતા. તેવણ ઘણા લાયકીવાલા હતા. તેવણની આગલી સ્ત્રીને પેટની એક છોકરી નામે દીનબાઈ બચારી લકવાથી મરી ગઇ હતી અને બીજી સ્ત્રીની બે છોકરીઓ એવી ચવીત્રી હતી કે બાપને ગણકાવતી નહી. જમશેદદારૂબી બીજી બઇરી નહીં લાયા હતા પણ બડું પાપ લાયા હતા.

આ મામલો ચાલતો હતો એવામાં કાગલ આવ્યું કે કેખશરૂના જીવને ઠીક નથી એટલે જાઈજી તો તુરત મુંબાઇ જવા નીકલ્યાં. હમબાઇને એખલી રાખી જવાને તેવણ અચકાયાં પણ હમબાઇએ ખુશીથી એખલું રેહવા માંગ્યું એટલે

જાઇજીએ કાંઇ અડચણ નહીં જોઇ. વળી કાલી અને પુતળીબી હવે એકાદ બે દીવસમાં આવવામાં.

જાઈજી તો ગયાં અને બ્રહમચારી આવે તેને કાંઇ ઉતારો આપવો તેની શોધમાં હમબાઇ આમથી તેમ બજારમાં ફરવા લાગ્યાં. બજાર આગળથી દુર એક ગલી હતી જેમાં દીવસે જવલેજ કોઇ ફરતું જોવામાં આવતું. આ ગલીમાં એક નાહાનો બંગલો હતો તે ઘણોજ નાહાનો હતો અને એટલી મોટી અને એવી ગીચ વાડીમાં હતો કે બંગલો તો દીસતોજ ન હતો. આ બગીચાનું નામ 'ભુલ ભુલામરી' અથવા ટુંકમાં 'ભુલામરી' કરી હતું કેમજે તેના દરવાજામાં કોઇ અજાણ્યું દાખલ થતું તો તે ઝાડીઓમાં એવું ગુંચવાઇ જતું કે કોઈની મદદ વગર બાહાર નીકલવા પામતું નહીં. આ બગીચાને ભારી મોટા, ઊંચા, લોઢાંના દરવાજા મુકેલા હતા. અને તેના કટેરામાંથી કોઇ જોય તો માંહે ગીચ ઝાડીને લીધે કાંઈ દીસતું ન હતું.

આ રસતેથી પસાર થતાં ઘણી વાર હમબાઇને નવાઈ લાગી હતી કે આ બંગલો કોણનો હશે અને એમાં કોણ રેહતું હશે. શા સારૂં એનું બારણું બંધતું બંધ રેહતું હશે. ઈત્યાદી. સામેની બંગલીમાં માણેકલાલ રેહતો હતો તે આ 'ભુલામરી'માં રેહનાર ભાડુતોને ઓળખતો હશે કે નહીં? હમબાઇજી ઘણી નવાઇથી આ દરવાજામાં જોય છે એવામાં ત્યાંનો એક પોરીઓ ત્યાં રમતો હતો, તેને હમબાઈએ પુછયું:—

"છોકરા, આ વાડીમા બંગલો છે કે?"

"હોવવે, એનું નામ ભુરામરી."

"અં! એ કોણનો છે?"

"એમાં તો કેસુ કાકા રેહતાથા તે આંઝ ઉલા તે મરી ગીઆ."

"એનું નામ 'ભુલામરી' કાંય ?"

"એમાં જે જાય તે પાછો ની આવે. એમાં પચાહ હજાર ઝાડો છે ને એવી કરામત છે કે જેને છુપો રહતો માલમ હોય તેજ બંગલાને પોંચી હકે."

"ને જેને રસ્તો નહીં માલમ હોય તો?"

"તો પછી ગોલને ગોલ—ગોલને ગોલ ફરીઆજ કરે ને પાછો બારણાની આગળનો આગળ આવે—બંગલા ભણી જવા પામેજ નહીં."

હમબાઇ વમાસીને બોલ્યાં, "ઘણી નવાઇ જેવું—કોઇ જાણે કે એમાં ચોરીઆ લોક રેહતા હશે!".

તેવણે બારણું હલાવી જોયું પણ મુંબઈનું દેવલ હીલે તો એ હીલે!

"છોકરા તારૂં નામ શું?"

"જી મારૂં નામ દેવજી."

"અંહી 'ભુલામરી'માં કોણ રહે છે, દેવજી?"

"એક જુવાન પારહણ બાઇ."

"પારસણ બાઈ? ઓહો! બીજું કોણ?"

"બીજું કોઇ નહીં."

"એ શું બકેછ? બાઇ એખલી રેહછે?"

"હાવવે, એક ડાહ્યા માલી છે ને એક ચાકરડી છે."

"એ પારસણબાઈ પરણેલી છે કે?"

"કાણ જાણે. ઘરમાં કાઈ માટીડા દીહતા તા નથી."

"એ બાઈનું નામ તુને ખબર છે?"

"નહીં."

"તે કેવી છે?"

"કાણુ જાણે—મેં તા કાઈ દાહાડે જોયાં નથી. કાઇ દાહાડે બહાર આવતાંજ નહીં."

"તારે બજાર હાથનું કેમ થાયછ?"

"પેલી ડાહી ચાકરડી છે તે બજારમાં આવેછ. ને પાંઉવાલા પાંઉ પોહોંચારવા આવેછ તે લેવાબી તે ડાહીજ દરવાજા ઉપર આવેછ."

"ઠીક, એક જુવાન પારસણ બાઈને અંહી રેહવાનો સબબ શું? લાકની નજરથી છુપાવા હશે."

"મારી માએ એક દાહારે તેવણુને ભુલમાં જોયાં તે કેહકે નરી ચાંદના જેવી રૂપારી છે."

હમબાઈજી આ પ્રમાણે પુછપરછ કરે છે એવામાં માણેકલાલ પોતાની બંગલીમાંથી પરદાની પછવાડે છુપાઇને આ સઘળી રચના ઘણી બારીકાથી જુએ છે.

હમબાઈએ વળી પાછું દેવલાને પુછવું શીરૂ કીધું "ને આએ નાહાલી બંગલીમાં કાણ રહે છે?"

"એ તા બાઇનો કારભારી વાણીઓ છે."

બાઇનો વાણીઓ મન સાથ વીચાર કરેછ કે આ વીછણુ અંહી કાંઇ ફુંફારા મારવા આવી હશે. માણેકલાલ તપકીર સુંઘતા સુંઘતા બાહાર આવ્યા અને હમબાઇજી સામા જઈ ઉભાં.

"કેમ મેહતાજી, કેવી ખબર? કાંઇ ગામ ગપાટા?"

"નાજી, બધુંએ સારૂં છે."

"આએ 'ભુલામરી' ઘણી નવાઇ જેવી જગા છે?"

"હાજી, બધી 'ભુલામરી'ઓ નવાઈ જેવીજ હોયતો."

"આંહી એક પારસી બાઇ રેહછ, નહીં?"

"હાજી, એમ કેહછ તો ખરા—મેં એ બાઇને જોયલાંછે."

"એહેં?"

"હું સરદાર કાવશજીનું બીલ લઇ ભાડું ઉઘડાવવા ગયે મહીને ગયો ત્યારે જોયાં હતાં."

"ઓહો! તારે એ મકાનબી કાવશજીનું છે? એ બાઇ કોણ છે?"

"કોણ જાણે—કોઇ ધનબાઇજી કરીને તો કેહછ."

"પરણેલાં છે કે?"

"હાજી—"

"તારે એવણનો ધણીબી સાથેજ છે કે?"

"નાજી, મેં તો સાંભલ્યું કે તેવણ તો પરદેશમાં વેપાર કરતા છે."

"બાઇ કેવાં છે?"

"પેટની વાત તો હું કેમ જાણું પણ દેખાવે તો નરાં અદમ જેવાં છે."

"વાહ! પણ તારે આમ છુપાઇ રહેવાનું કંઈ કારણ?"

"હશે—તેમના જીવની વાત તેવણ જાણે—આપણે શી પા-રકી પંચાત."

"ખરી વાત, મેહતાજી, પણ કોઇને આસપાસ મળવા ભેટ-વા જાયછે કેની?"

"ના—કોઈ દાહાડે નહીં—મેં તો કોઇ દાહાડે જોયાં ન. રવીવારે બંધ ગાડીમાં કોઈ વાર જાય છે. ઘરમાં ફક્ત બેજ નોકરો છે."

"એ તમારા હાથને શું થયું. તમે હંમેશ ઝોલીમાં કેમ રાખોછ?"

"એક વાર એ હાથ ઉતરી ગયો હતો તેથી નબલો પડી ગયો છે અને તે લીધે બાંધેલો રાખવો પડેછ."

આટલી વાત થવા પછી હમબાઇજીએ રજા લીધી. તેવણ-નું ધક ધ્યાન 'ભુલામરી' અને તેમા રેહતી પારસણબાઇ ઉપર ચોંટયું હતું. એ કોણ છે કોણ?



## પ્રકરણ—૧૬.

### ભુલામરીના દરવાજો ઉઘડયો ખરો.

કમસમજ હમબાઇના ભેજા ઉપર હમણાં એકથી વધુ બોજો પડેલો હતો. સુંદર જમશેદવાડીના ફુલોથી ઝુલાતા ફીઆરાઓ અને ફુલોથી ઝુમાતાં ઝાડો જોઈ તે નીસાસા નાખતી કે "આહ! જો પુતળી વચમાં આવી નહીં હતે તો આ સઘલાંની ધણીઆણી હું થતે!" વાંચનારને કેહવાની તો જરૂર ન હશે કે આ ગણત્રીમાં તે કેટલી ઠગાતી હતી.

હમબાઇનું બીજું ચેતક પેલો ઠગારો બ્રહમચારી બાવો હતું. પોતાના જેવીજ બીજી પાંચ છ ચવીત્રી છોડીઓ સાથ મસલહત કરી તેણીએ આ પાપીને બેલગામ બોલાવવાનો ઘાટ રચ્યો હતો. તેને માટે એક નાહાનુ પણ સગવડવાળું ઘર તે લોકોએ ભાડે લઇ રાખ્યું હતું, અને તેને ચમનમાં રાખવા સારૂં પોતપોતામા ઉઘરાણું કરી એક રકમ ઉભી કરી હતી આ નવાં ચેતકમા છુપી રીતે ડોસાભાઇ ડાકટરની બેટી સીલ્લા અને જમશેદજી પંથકીની નાહાની બેટી જરી પણ સામેલ હતાં.

આજે સાંજનાં ચાર વાગતે ખાનબાહાદુર સરદાર કાવશજી અને તેની બાનુ પુતળીબાઈ આવી પોહોચ્યાં. અલબતે તેઓ ઘણું હરખથી હમબાઇને ભેટયાં. પણ હમબાઇની ચતુર નજર ઠગાય એવી ન હતી. તેણીએ જોયું કે પુતળી પોતાની ખુશાલીના પુર બાહારમાં હતી પણ કાલી ઘબરાયલો અને અકલાયલો દીસતો હતો. પુતળી નાચતી કુદતી આખું મકાન

જોઇ વળી, અને તે માંહેના સરસામાણથી ઘણીજ મગન થઇ બોલ્યા કરતી કે "હું હવે અંહીથી કશ્યુ જવાની નથી."

આમ બધી રચના જોતાં કાલી અને પુતળી એકેકનાં ખભાં ઉપર હાથ મુકી બારીએ ઉભેલાં હતાં. આ બારીએથી "ભુલ ભુલામરી" ની ગીચ વાડી દુરથી દીસતી હતી. પુતળીએ પુછ્યું "ડીઅર, આએ બગીચો દુર દેખાયછ તે શાનો ?"

"એ એક નાહાનો બંગલો છે."

"બંગલો ? અંદર કોઇ રહેછ કે ? કોઇ સારાં પડોસી હોય તો સારૂં કે અવાર નવાર આવવા જવાનું થાય."

"હું—હું—ધારૂંછ કે એમાં કોઈ રહેછ—હું બી તરતનોજ અંહી આયોછ તેથી મને કસી વાતની બરાબર ખબર નથી. ચાલ હવે કપડાં બપડાં બદલેછ કેની ?"

"ઉભો રેહની, ઉતાવળ શું છે ? કાલી, મને આવાં મજાંના મકાનની તેં ધણીઆણી બનાવી તે માટે હું તારી ખરીજ ઉપકારી છેઊં. આપરે કેવાં હંઇ ખુશી અને સુખી રહીશું—કેમ ?"

"ખોદાનું ચાહાવું હશે તો તેમ થશે."

કાલીએ આ જવાબ આપતી વેળાએ પોતાનું મોહ કુમલાવ્યું. પણ તે પુતળીના જોવામાં નહીં આવ્યું. પુતળી તો ત્યાંથી કપડાં બદલવા પોતાના ઓરડામાં ગઈ અને ખુશાલીને મારે ગીત ગાવા લાગી. ગરીબ બચારી પુતળી !

રાતના જમવા બેઠાં ત્યારે પુતળીજ એખલી વાત કરયા કરે. હમબાઇનો તો ઠોબડો ચહડેલો હતો અને કાલી પોતાના કાંઇ વીચારમાં ખુબ મશગુલ હતો. કાલીની આ નવી ટેવની હવે તો પુતળીને આદત પડી ગઈ હતી એટલે તેણીને કાંઇ નવાઇ જેવું લાગતું ન હતું. તે જાણુતી હતી કે પરણીઆની અગાઉ જે મુશકેલીનો એસારો કાલીએ કીધો હતો તેના સંબંધમાં કાલી બેચેન રહેતો હશે. આખરે હમબાઇએ વાત છેડી. તે બ્રહમચારી બાવાની ખુબ વખાણુ કરવા લાગી અને તે કેવો માહ પંડીત છે અને ફીલસુફી કેવી સરસ રીતે સમજાવે છે તે બધું કહ્યું. પુતળીએ સાંભળીને હસ્યા કીધું પણુ જ્યારે હમબાઇએ જણાવ્યું કે તે થોડા દાહાડા બેલગામ આવનાર છે ત્યારે કાલીએ ભવાંનો ધુમટો ચહડાવ્યો.

"શું—હમબાઇ—જે ઘર તમોએ ભાડે રાખ્યુંછ તે મારી જમીન ઉપર છે?"

"હા—તમારી જમીન ઉપર છે, પણુ તે જમીન તો ભાણા પટેલે ફરજંદાર રાખેલી છે તેથી હમે તો ઘેર તેની પાસેથી ભાડે લીધું."

"ઠીક છે, પણુ તમે લોક કંઇબી કરો તો ખુબ સંભાળીને કરજો. મારી એટલીજ સલાહ છે."

હમબાઇ ફફડીને બોલી, "એક સારાં માણુસને ઓળખ્યા પીછાણુવા વગર તેને સારૂં મત બાંધવું વાજબી નથી. ધણી કેવો પવીત્ર છે અને કેવી સારી વાતો કરે છે. જો એક વખત તમે જુઓ તો ફરીથી એમ નહીં બોલો. તે ગરીબોની દવા દારૂ કરેછ ને શાસ્રો વાંચીને સમજાવેછ."

"હશે—પણ ઘણું કરીને એ જાતના લોક ઠગારા હોય છે તે વાત ભુલી જવી નહીં જોઈએ."

અહીં વાત બંધ પડી, અને કાલી કાંઈ કામને સર માંહે ગયો તેટલાં હમબાઈ અને પુતળી બારીએ વાત કરતાં ઉભાં.

"હમબાઇ, હવે તો આએ શેહેરથી તું તો બધી વાતે વાકેફ થઇ હશે. આએ પેલો દુર ગીચ બગીચો દેખાયછ તે શું છે? અહીં કોઈ રહેછ કે?"

"હા, મેં સાંભળ્યું કે અહીં કોઈ પારસણ એકલી રહેછ ને તે કોઇને પોતાનું મોહોડું બતાવતી નથી."

"ખરેખર? મેં કાલીને પુછ્યું તે કહેજે મને બી બરાબર ખબર નથી. પણ આજે મારૂં માથું જરા દુખેછ તેથી હું તો જઈને સુઇ જાઉંછ. કાલી તો કાગળ લખવા બેઠોછ તે પુરૂં કરીને પછી સુઇ જશે."

પુતળી ગયા પછી કાલીને હમબાઇએ પુછ્યું, "બાહાર ચંદણી ખુબ સરસ પડેછ, આવોની પાંચ મીનીટ ફરીએ."

કાલી બોલ્યો, "હું જરૂર આવતે પણ મને બીજાં કાગળો લખવાના છે ને બાહાર ઠાર પડેછ તેથી મને લાગેછ કે આજે તમેબી બાહાર નહીં ફરો તો સારૂં."

હમબાઇનું તો ઘણુંજ ઉભાઇ આવ્યું હતું. કાલી તેહુનીની જરાબી દરકાર કરતો ન હતો. કાગળ આએ વખત શાના લખવાના હોય? ટપાલ તો બે કલાકનો જઈ ચુકયો હતો. કાલીના ના કેહવા છતાં તે બાહાર પડી અને રસ્તા ઉ-

પર આસતે આસતે ફરતાં ફરતાં ચાલવા માંડયું. કુદરતી રીતેજ તેણીના પગલાં "ભુલામરી" ગમ વળયાં. આ શું જગા છે તે જાણવાને તે ઇંતેજાર હતી, અને તેના વીચારો રાત દન તેણીના મનમાં ભમ્યા કરતા હતા. મોહોટા લોઢાના દરવાજા આગલ આવી પોંચતાં કોઇના પગલાં સંભળાયાં. રખે કોઇ એવડી રાતે એખલી ફરતાં જોય તો ખરાબ લાગે એવા વીચારથી તે ઝાડના ઓથામાં ભરાઈને ઉભી. પેલાં પગલાં હવે વધારે નજીક આવ્યાં અને એક પલમાં કોણ ત્યાંથી ચાલી ગયું ?

કાલી!

તે ખોલાસાથી ચાલતો ન હતો પણ અંધારામાં ઝાડોને ઓથે ઓથે ભરાઇને ચાલતો હોય એમ લાગતું હતું. જયારે "ભુલામરી"ના દરવાજા આગલ આવી લાગ્યો ત્યારે પેહલાં એણીમેર પેલીમેર જોયું કે કોઇ જોતું તો નથી. પછી પોતાના ખીસામાંથી એક નાહાની કુંચી કાહાડી, અને તેનાથી દરવાજો ઉઘાડી માહે પેઠો, અને અંદરથી પાછી કળ દઈ "ભુલામરી"મા ગેબ થઇ ગયો!

આ વાર હમબાઈના ડોળા તણાઇને બહાર નીકલી પડવાની તૈયારીમાં હતા એમ કેહવું ખોટું ગણાશે નહીં. આનો અર્થ શું ? તેણે પુતળીને તો એમ સમજાવ્યું હતું કે અંહી કોણ રહેછ તેની તેને ખબર નથી! અને તે છતાં ખાનગી કુંચીથી પોતાના આવ્યાની પેહલીજ રાતે આવી છુપી રીતે દાખલ થવાનો ભેદ શું ? કાલીને તો કાગળો લખવાના હતાં તેનું શું થયું ? મને એ વાસ્તેજ સુવા જવા કેહતો હતો કે ? ઠીક! ઠીક! જોઈશું.

અંદર શું ભરમછે તે કોઇ રીતે શોધી કાહાડવાની મારી ફરજછે. કાવસજી બા! તમે બી ઘણાં ઉંડા પાણીમા ફરતા દેખું!

હમબાઇ ત્યાંથી ગઇ, પણ તેણીને થોડીજ ખબર હતી કે સામેની પોતાની છાપડીમાથી માણેકલાલ કારભારી છુપાઇને આ બધી રચના જોતો હતો.

---

## પ્રકરણ—૧૭.

## હમબાઇજી ભુલામરીમા પેઠાં.

સહવારના પુતળી ઉઠીને ઘર સંસારી ધામધુમ કરવા પડી. કાલીએ તેણીને એકથી વધુ વાર નીચલા શબ્દોથી ચેતાવી હતી. "પુતળી, મારાં માથાં ઉપર એક છુપો બોજોછે તેની વાત મેં તુને પરણીઆ અગાઉ કહેલીછે. તે બોજો હવે પછીબી વધારે ભારી પડે એમ છે માટે બધું સંભાલીને કામ લેજે. પૈસાને પૈસા કરીને ગણુવાની અતીઘણી જરૂર છે."

આ શીખામણ ધ્યાનમા રાખી પુતળીએ ઘરનો ખરચ ઘણો ઓછો રાખ્યો હતો. સહવારનો નાસતો કરી કાલી અને પુતળી તો બાહાર ફરવા ગયાં અને હમબાઇ પેલું ભાડે રાખેલું ઘર જરા ઠીક ઠાક કરવા ગઇ. રસતામા "ભુલામરી" ના દરવાજા આગળ આવતાં દરવાજો ઉઘાડેલો! એક ડોસી ત્યાં ઉભી રહી પાંઉવાળા છોકરા પાસેથી પાંઉ લેતી હતી! છોકરાએ પૈસા માંગ્યા.

"પૈસા! ખરી વાતજે—પૈસા લાવતાં તો હું ભુલી ગઈ. જરા ઉભો રેહ હમણા લઇ આઉંછ." આમ બોલી બારણું

અલગું બંધ કરીને ડોસી માંહે ગઇ. જેવી તેણીની પીઠ ફરી કે લાગ જોઈને હમબાઇ માંહે પેઠી, અને ડોસી પૈસા આપીને પાછી જાય ત્યાં સુધી એક ઝાડની પછવાડે છુપાઈ રહી.

ડોસીએ છોકરાને પૈસા આપ્યા, અને બારણાને કળ દઇને માંહે જતી રહી.

આપણે જ્યારે કાંઇ ખોટું કામ કરનાર હોઇએ ત્યારે આપણી સુધ બરાબર ઠેકાણે રહેતી નથી. તેમજ બારણું બંધ થઈ જશે એવું ભાન હમબાઇને રહ્યું નહીં. હવે સપડાઇ તો ખરી—જોઇએ શું થાય છે.

તે આમથી તેમ ઝાડોની વચ્ચે ફરવા લાગી, અને ગમે એટલુંબી ચાલે પણ આવી આવીને પાછી દરવાજા પરજ આવે. તેણીને હવે પેલા દેવજી પોરીઆના શબ્દો યાદ આવ્યા, કે જે કોઇ માંહે જાય તે પાછો બાહાર આવવા પામેજ નહીં. કલાકેક સુધી રખડયા પછી રસતો નહીં જડયો એટલે હમબાઇ ઠાકી. હવે બાહાર કેમ નીકળવું તેનો વીચાર પડયો. ધભરાટને મારે તેણીને ઝરાં છુટવા લાગ્યાં. તેણીએ રસતો શોધી કાહાડવાને એકવાર ફરીથી યત્ન કીધો, પણ ફોકટ.

"હવે કેમ કરૂં?" આવા શબ્દો તેના મોહોમાંથી નીકળી પડયા. એવામાં તેણીના સાંભળવામાં આવ્યું કે ઝાડીની પેલી મેર કોઇ વાત કરે છે. એક સ્ત્રીનો કોમળ સાદ આવ્યો:—

"લે ચાલની હમણાં છાંટા પડે તેમ દેખાયછે, કપડાં ઉંચકી લેની."

"વારૂં બાઈજી—હમણા આવી." દાસીએ ઉતર દીધો.

હવે હમબાઇના પેટમાં જરા જીવ આવ્યો. કાંઇ ભેદ ખુલ્લો થાય ખરો. તે હળવે હળવે આગળ વધી, અને છુપાઈને જોયછ તો બગીચાની બરાબર અધવચમાં એક નાહાનો લાલ રંગનો સુંદર બંગલો હતો. બારીએ પક્ષીઓના પીંજરાં લટકાવેલાં હતાં, અને પોરટીકો આગળ બહુજ સુંદર કુયારા કરેલા હતા. ઝાડો સાથ દોરી બાંધીને સફેદ કપડાં સુકાવા નાખેલાં હતાં તે ડોસી ઉચકતી હતી. એક ઘરડો માલી કમરમાંથી લગભગ બેવડો વળી ગયલો વાડીમાં કામ કરતો હતો. આ માલી ઘરડો સાથે ખુંધો હતો, અને મોહમાંના એકેએક દાંત પડી ગયા હતા.

હમબાઇ મન સાથ વમાસવા લાગી. "આ તે કંઈ જાતનું કૌતક ! આ બાઈને આવી રીતે રહેવાનો સબબ શું હશે ? આ ઘરડો ખખ માલી ને ડોસી શીવાય બીજું કોઇ માણુસ નહીં ! જાંહ છે તાંહ એમાં કાંઈ ઊંડો ભેદ છે."

પણ સબર ! આ કોણ વાડીમાં ઉતરયું ? ઓહો ! ઘરની બાઇ પોતે ! હમબાઇ છુપાઇને જોયછ તો એક જુવાન પરી સરખી બાઈ, ગુલાબી ગાલવાલી અને હરણી સરખી આંખવાલી, હસ્તી વાડીમાં ફુલો તોડે છે. તેણીના બાલ સુધારાવાલીની પેઠે 'ફ્રીનજ' કાપેલા છે, અંગમાં બહુ શોભાયમાન ઝાલરનો પોલકો પેહરેલો છે, અને કમરે કસબી પટો બાંધેલો છે. પગમાં કસબી સ્લીપરો પેહેરી છે, અને જાણે ગ્રીક માહાસુબ હોય તેવી દેખાય છે.

"ઓ મારા ખોદાય ! કેવી સોવામણી ! પેલો મેહતો કેહતો હતો કે 'ધનબાઈજી' કરીને છે તે એજ બાઇ હશે કે ?"

આ પ્રશનો હમબાઇ પોતાના મન સાથ ઉપરા સાપરી પુછવા લાગી. એવામા ઉપલી સોવામણી છોડીનો પીઆનો વજાડી ગાવાનો સાધ આવ્યો.

એશકકો તેરે હોય ગમ
દીલસે જુદા હુવા—હુવા—

આહ! એશક! જુદાઇ! સાબાશ! નાટક તો ઠીક ચાલી રહ્યો છે. પણ હવે છટકી જવું જોઇએ. હમબાઇ ગુપચુપ પાછી દરવાજા આગળ જવા લાગી, અને સામેથી ડોસીને આવતી જોઇ ખામખા તેની આડે પડી.

એક ડાકણ સામે આવીને ઉભી રહેત તેથી આ દાસી અજબ થાત તે થાને વધારે હમબાઇને વાડીમા જોઈને તે અજબ થઇ. હમબાઈએ જેવો તેવો ખોલાસો કર્યો કે ફરતાં ફરતાં બારણું ઉઘાડું જોઇ વાડી જોવાની તેણીની ઇછા થઇ તેથી તે આવી હતી, ઇત્યાદી.

ડોસી સમજી ગઈ કે પાંઉવાળા પોરીઆને સારૂં પૈસા લેવા ગઇ તેટલામાં એ માંહે દાખલ થઈ હશે.

"ચાલો! હું તમુને બાહાર કાહાડું" એમ બોલી ઘરડી વાડીમાથી ઝડપ ઝડપ ચાલવા લાગી. હમબાઈએ ઘણી તજવીજ કરી કે રસતો ધ્યાનમા રાખે, પણ તે બનવાજોગ ન હતું. બધી વલાણુ એકસરખી હતી, અને ડોસી તેણીને ગુચવાવી નાખવા સારૂ વેહલી વેહલી ચાલતી. વળી પાછો હમબાઈનો કીડો ચવડીઓ.

"ડોસાં, તમારાં બાઇ અંહી એખલાંજ રહેછ કે?"

"હા માએ, હું ને મારો ધણી એમની નોકરીમાં છીએ."

"તમારો ધણી!"

"હોવે, મારો વર. તે વાડીમાં માલીનું કામ કરે."

"અંહ—તેને તો મેં કામ કરતાં જોયો. તે તો ઘણોજ ઘરડો થઇ ગયોછ, હવે તેનાથી કામ શું થતું હશે?"

"એતો એમ દેખાય—જી—હજુ તો એ બહુ કામનો છે."

"તારાં શેઠાણીને એમ એખલું સોહોવાયછ કેમ?"

"સોહોવાય નહીં તો શું છે? આખો દાહાડો ગાય, વજાડે ને ચીકન ભરે."

"એવણનું નામ ધનબાઇજી, નહીં વારૂં?"

"હોવે."

"ને એવણના ધણી કાંહ છે?"

"ધણી? ધણીતો—આપરે—છેતે—અહીં નથી."

હમબાઈએ જોયું કે આ ઉતર આપતાં ડોસી ગુંચવાયલી દીસતી હતી.

"પણ સાહાજા તો છે કેની?"

"અરે હારે, બાહાર ગામ પધારેલા."

તેઓ લોહોડાંના મોટા દરવાજા આગળ આવી લાગ્યાં. ડોસાંએ ખીસામાંથી નાહાની કુંચી કાહાડીને દરવાજો ઉઘાડયો. કાલીએ પોતાના ખીસામાંથી જેવી કુંચી કાહાડી હતી તેની જોડીજ આ બીજી હતી.

ઘર જતાં હમબાઇ ઘણી ગુંચવાડામાં પડી. આ સુંદર પરી સમાન જુવાન બાઈ આ પ્રમાણે બે માણસો સાથે એખલી અતુલી રહે એ કાંઇ ન સમજ પડે એવું હતું. તેણીનો ઘણી બાહાર મુસાફરી કરવા ગયો હોય, પણ આમ છુપાઇ રહેવાનુ કારણ કાંઇબી હોવું જોઇએ. પણ સર્વેથી વધારે અજાયબી ભરેલું તો એ હતું કે કાલી છુપાઈને માંહે શા સારૂં ગયો!

હવે બીજી મેર પુતળીએ પોતાની સહવાર કેમ કાઢી તે જણાવવાની જરૂર છે. જમશેદજી પંથકીની વડી બેટી દીનુ જે લકવાથી અડીને ખાટલો સેહવતી હતી તે પુતળીની દોસ્તદાર હતાં. પુતળી તેણીને મળવા ગઈ. બચારી દીનબાઈ એક કોચ ઉપર પડીને ગુંઠતી હતી.

"દીનુ, આએ તારા શું હાલ?"

"ઓ પુતળી! તમે લોક ક્યારે આવ્યાં? બેસ મારી આગળ. મારા હાલ બળીઆ! હવે તો ખોદાનો જેમ હુકમ."

દીનુ ઉમરે આસરે ત્રીસ વર્ષની હશે. દુઃખે તે છેક કોટલાં જેવી થઇ ગઈ હતી, અને જાણે કેટલાં વર્ષની ઘરડી હોય તેમ દીસતી હતી.

પુતળી ઘણી કચવાઈ. "તોબાહ! તોબાહ! એ તારા ઉપર શું જુલમ! કાંઈ જરાબી ઉઠાયછ બેસાયછ કે?"

"બીલકુલ નહીં. રાતના ઊંચકીને ધોલીઆ પર સુવાડેછ તારે."

"પણ એટલું બધું તે શું છે? એનો કંઇજ ઉપાય નથી?"

"નહીં. બાવાએ મુંબઈ વેરથી મોટા ખરચ કરીને મોટો ડાકટર બોલાવ્યો હતો તેણેબી એવુંજ મત આપ્યું કે ડાકટર ડોસાભાઈ કહેચ તેમ હવે હું કોઈ દાહાડેબી ઉઠીને ફરવા પામનાર નથી."

"પણ દીનું, એવું હતું તો તે વાત તુને જણાવવી નહીં હતી. આશા મોટી ચીજ છે."

"એ લોકોએ તો મારી આગલથી આ વાત છુપાવી હતી, પણ મને ખબર પડી ગઇ."

અલબતે દીનુએ આ પ્રમાણે ભરમમાં કહ્યું. પણ ખરી વાતતો એ હતી કે તેની સાવકી માએ તેણીને જાણી જોઇને ખીજવવાને આ વાત તે બીચારીને કહી હતી.

"હું મારે સારૂં બલાપો કરતી નથી, પણ મારા બાવાને થકી મારો જીવ બલી જાય છે. તેવણ બચારા છેક હારી ખાઈ ગીઆછ. પણ હું શું કરૂં ? મારા હાથપગ નહીં મળે એટલે નાચાર છું."

"હું આએ સાંભરીને ઘણી દલગીર છું. ખોદા તુને ધીરજ આપે."

"ધીરજ તો ઘણીછે. એક દાહાડે હું એખલી પડી પડી મારા મન સાથ કદુવા દેતી હતી તેટલાં બાવાજી આવી ગીઆ. તેવણ મારી આગળ બેટા અને બોલયા "દીકરી, આએ તારા ઉપર જફા પડેછ તે પાક પરવરદેગારનો હુકમ છે એટલું તો તારે સમજવું જોઈએ." તે દાહાડે રાતના હું પેહેલીવાર સમજવા લાગી કે તે દાદગરની જારે એવીજ ખુસી છે

તારે મારે શું કરવા નકામો જીવ બાળવો જોઇએ. તેની મરજીને શરણ થવાની મારી ફરજ છે. બસ, તે દાહાડેથી મારો જીવ ખુલ્લો પડી ગયોછે, અને હું મારે મનથી એમજ સમજુછુ કે તેનો છાંયો મારા ઉપર છે. તે દાહાડેથી મને મારૂં દુઃખ હલકું લાગે છે."

"વારૂં, એટલુંબી ગણીમત છે—તારો દાહાડો કેમ જાયછે?"

"હું વાંચુંછ, ભરૂંછ કોઇ વખત જરા તરા લખુંછ—આસેપાસેના છોકરાં ગરીબ લોકનાં કોઇ વખત આવેછ તેઓને વાંચવા શીખવુંછ. પણ ચાલ, હવે તારી તો કંઈ વાત કેહ. તું તો સુખી છે કેની?"

પુતળીએ શરમાઇને પોતાની બધી વાત માંડીને કહી.

બપોરના જ્યારે કાલી, પુતળી અને હમબાઇ જમવાની મેજ ઉપર ભેગાં મળ્યાં, ત્યારે કાલીએ જાહેર કીધું કે તે આવતી કાલે ચોકશ અગતના કામ સારૂં બે દાહાડા મુંબઈ જનાર છે. હમબાઇએ હસતાં હસતાં 'ભુલામરી' ની વાત કાહાડી. તે ઓચીંતી કેમ દાખલ થવા પામી, અને કેમ ભુલી પડી, અને ડોસીએ કેમ પાછી બાહાર કાહાડી તે સઘલું કહ્યું. પણ પેલી રૂપસુંદરીને જોઇ હતી તે વાત કેહવાના અખાડા કીધા. તેણીએ હસતાં હસતાં પેલા ખુંધા માલીની ઠેકડી કરી.

હમબાઈએ જોયું કે આ સાંભળતાંને વાર કાલીનો ચેહરો ઉજલો સપ થઇ ગયો. તેણે વાત ફેરવા તોલવાની ઘણીબી યુકતી કરી, પણ હમબાઇએ તે વાત ચાલુજ રાખી.

"કાવસજી, એ 'ભુલામરી' કોઇ દાહાડે તમે જોઈછ કે?"

"હા—કોઇ વખત જોઈછ ખરી."

"ને એમાં રેહછ તે બાઇને?"

"હા" કાલીએ ટુકમાં જવાબ આપ્યો.

"અં? કાહારે?"

"તેવણુને બંગલામાં કાંઇ રીપેર કરાવવાનું હતું તે સારૂં ચીઠી લખી હતી તે જોવા ગયો હતો."

"આવી એક જુવાન બાઇ આવાં મથકમાં એખલી રેહ એ જરા અજબ જેવું છે, નહીં?"

"જરાબી નહીં—મેં સાંભલયું કે એવણુનો ધણી બાહાર ગયલો છે ને એવણુને એકાંત ગમતું હશે."

"તમુને તે લોક સાથ ઓલખાણુ નથી?" વળી હમબાઈએ ભાર મુકીને પુછ્યું.

"નહીં."

આહ! કેવું જુઠ્ઠું! પોતાના ગજવામાં કુંચી રાખીને છુપી રીતે મળવા જાય, અને કેહ કે મને ઓળખાણુ નથી. કાલીએ આ વાર જબરદસતીથી વાત ફેરવી નાખી. હમબાઇ પણ સમજી ગઈ. પણ એટલું બધું કાંય? સબર કરો, હું એ શોધી કાહાડીશ, નહી તો મારૂં નામ હમબાઇ નહીં.

---

## પ્રકરણ—૧૮.

### "ભુલામરી"માં કાલીનું જવું.

"પુતળી, એક દાહાડો તું બ્રહમચારી બાવાને જવા આવની."

"નહીં—હમબાઇ—મને લાગેછ કે હું આઉં તો કાલીને તે ગમે નહીં."

"પણ કાલી તો હમણા મુંબાઇ છે?"

"તેથી શું થયું? જે ચીજ તેને અણગમતી હોય તેને તેની હાજરી અથવા ગેરહાજરી સાથ કસું લાગતું વલગતું નથી."

"તારે શું તારી આખી જીંદગીમાં કાલીનો દાખલો ધરશે કે?"

સાદી પુતળી આ ફટકાનો અર્થ સમજી નહીં, તે માત્ર એટલુંજ બોલી "મારા ધણીને જે ચીજનો વાંધો હોય તેવું ખોદા કરેને મારેથી નહીં થાય."

"ગરીબ બચારી મુર્ખ પુતળી" હમબાઈ બડબડવા લાગી. "કાલી આટલા વીશ્વાસને લાયક નથી."

રાતના કાલી મુંબઇથી આવી પોંચ્યો. તે રાબેતા કરતાં ઘણી ખુશીમાં હતો. અલબતે આ મોટી બાયડીની એકેક સાથની મોહબત હમબાઇને મનથી કારી બાણ જેવું હતું. કાલીને વલી પાછો ચુપ કરવા તે બોલી "એ પેલો માણેક લાલ કોણ છે?"

"કોણ જાણે !"

"કોણ જાણે ? વાહ ! એ તમારો કારભારી ને વળી દોસ્ત છે કેની ?"

કાલી હવે ચમકયો "દોસ્ત ! હું એને બરાબર ઓળખતોબી નથી. મેં એને પુરો પાધરો જોયોબી નથી."

"મેં સાંભળ્યું કે તમારાં કુટુંબ સાથ એને ઘણી દોસ્તી છે ?"

"હશે, માય સાથ એને કાંઈ સેજસાજ ઓળખાણ હતી ખરી, ને તેવણેજ એને ચાકરી રાખ્યો હતો. હું બારનોબાર ફરીઆ કરૂં એટલે કોઈ કારભાર કરનારૂં જોઇયે એવો માયનો વીચાર હતો."

"તારે, હવે એની સાથે વધારે ઓળખાણ પાડોની. એ કોઇ સારો માણસ દેખાયછ."

"ઠીક છે, જોઈશું" આમ બોલી કાલી લગાર ફફડેલે ચેહેરે ત્યાંથી ચાલ્યો ગયો. હમબાઇ પણ બાહાર વાડીમાં નીકલી ફરવા લાગી. થોડે વારે કાલીનો સાદ વાડીની બીજી બાજુએ સંભળાયો.

"હરીઆ, તપાસજે હો, ખુબ સંભાળ રાખજે."

"સાહેબ, મારે સારૂ તમારે બીવું નહીં. તમારૂં નીમક આટલાં વર્ષ ખાધું અને હવે નીમકહરામ થઇશ ?"

"નહીં હરીઆ, મારો તારા ઉપર પુરતો એતબાર છે."

આટલી વાત કરીને તેઓ ત્યાંથી ચાલી ગયા. હમબાઇએ બધી વાત સાંભલી અને તેનો અર્થ શો તેનો વીચાર કરવા

લાગી. કાલી અને તેના નોકર હરીઆ વચે કાંઇ છુપી સમજુતી છે ખરી. થોડીવારમા કાલી અંદર આવ્યો અને બોલ્યો—"પુતળી, હું જરા અરધો મૈલ—ચાલી આઉં ?"

"હા, જા કાલી."

હમબાઇ વીચારવા લાગી "એવણ જાંહછે તાંહ પાછા 'ભુલામરી' તરફ જવાનાછે. હું એવણની પુઠે જાઉં. જોઇયે તો ખરાં—પુતળીને ખાતર મારે આએ વાતની સફાઇ કરવાની જરૂર છે."

આમ ઠરાવ કરી હમબાઇ કાલીની પુઠે લાગી. તે પાધરીજ 'ભુલામરી' આગળ ગઇ અને ઝાડની પછવાડે રાહ જોતી ઉભી.

થોડીવારે ખરેખાત! કાલી આવી લાગ્યો, અને આગળની માફક આસપાસ જોઈ પછી ખીસામાંથી કુંચી કાહાડીને માંહે પેઠો. આ વાર તેણે ટરકીશ તોપી પેહરેલી હતી. પણ આ વાર તે એખલો ન હતો. દરવાજામાં દાખલ થતાંજ પેલી જુવાન ખુબસુરત બાનુએ તેનો હાથ ધર્યો, અને બોલી, "કાલી, તું આયો કે? હું કાગરે ડોલે તારી વાત જોતી હતી."

હમબાઇ ડોકું હીલવી મન સાથ બોલી "ઓહો! કાવશજી, તમે તો 'ભુલામરી'માં રેહનારાંઓને ઓલખતાજ નથીની?"

"હા આજેજ આયો," કાલીએ કહ્યું, "મને રસ્તામાં ડોરા મલ્યાં તેવણે તુંને કહ્યું હશે. પણ તું આજે છેક દરવાજા પર કેમ આવી? જો, તું તપાસ રાખતી નથી? બધાંની ફજેતી કરાવવા માંગેછ?"

"હું શું કરૂં—તારા આવવાની હું ઘણીજ અધીરાઇથી વાટ જોતી હતી. ને વરી કાલી——

આ પછીના શબ્દો તે એટલા હળવે બોલી કે કાન તાણીને તૈયાર રહેલી હમબાઈના સાંભળવામાં તે આવ્યા નહીં. તેઓ ઘણાંજ હળવે વાત કરતાં હતાં અને કાલીએ પેલી રૂપેરી નાઝનીનનો હાથ ધર્યો હતો. થોડી વારમાં તેઓ ગીચ ઝાડીમાં બેમાલુમ થઈ ગયાં.

હમબાઇ તો બસ સજ્જડ થઇ ગઇ! આ બંગલામાં દોજખખાનું ચાલતું હતું તે જાણે દીવાની જોત જેવું ખુલ્લું થઈ ગયું. 'ભુલામરી'માંની કેટલીક વાત જે તેણીને સમજાતી ન હતી તે હવે સમજ પડી ગઈ. આહ! લુચ્છા કાલી, ભોલાઇ અને ભલાઈનો સાહાયો પેહરી તું આ શું કરતો હતો? તારા ઉપર વીશ્વાસ રાખનારી નીરદોશ પુતળીના પ્યારનો આએ બદલો કે?

આખરે હમબાઈ ત્યાંથી ગઇ. હવે જોવાનું કાંઇ બાકી રહ્યું ન હતું. તે માથે હાથ દઇ વીચાર કરતી બેઠી. હવે માર્ગ શું ધરવો? પુતળીને આ મોહોકાનથી વાકેફ તો કરવી જોઈએ. આ નાપાક પોરીઆએ બચારીને ફસાવી તેનો હવે કાંઇ પણ રસતો થવો જોઇએ.

આ ઠેકાણે એટલું તો જણાવવું જોઇએ કે આ વાર હમબાઈના દીલમાં કાલી માટે જેમ કેહેર ભરાયો હતો તેમ પુતળીને માટે દયા પણ ઉતપન થઇ હતી. આ પાપી છોકરા સાથ પુતળીને ફરવા દેવી એ જાણે પોતે પાપમાં ભાગ લીધા બરાબર તે સમજતી હતી.

"ઓ દાદગર, હું જો આ વાત પુતળીથી છુપાઊં તો હું ધુનાહમાં જાઊંછ. હવે શું કરૂં?"

તે વીચારમાંને વીચારમાં ઘર ગઇ. પુતળી બતી આગળ બેસીને વાંચતી હતી.

"કેમ પુતળી હજુ સુતી નહીં કે?"

"નહીં, ઊંઘ નહીં આવતી—કાલી કેહજે જરા ફરીને આઊંછ. તે આવે ને પછી જઇએ."

હમબાઈની જબાં અંહી વેર ઉપડી હતી કે કહી દઊં, પણ તે ખામોશ કરી ગઇ. હમણા નહીં. હજુ જરા વધારે ખબર મેળવવી જોઈએ.

ઓ! ઠગારી દુનીઆં! ઓ નાદાન પુતળી! તું કોણના ઉપર તારો જીવ આપે છે. મેં કેખશરૂ કોટવાલને અગાઉથીજ ચેતાવીઆ હતા કે એ કાલીના ચલણ સારાં નથી, પણ તે વાર એ લોકોએ મારૂં માન્યું નહીં.

---

## પ્રકરણ—૧૯.

## પુતળીબાઇ આગલ ભરમ ફુટો.

શું કરવું! શું કરવું! એ વિચારમાંને વિચારમાં હમબાઈ અડધી ઘેલી જેવી થઇ હતી. આએ લુચ્છા કાલીનુ પાપ છુપાવી રાખવું એ તેનાં પાપમાં જવા બરાબર તે સમજતી. તેની અંદરખાંનેની મતલબ તો એવી કે આ બે જણ વચે 'બીટા ફુટ' થાય તો બસ! વીચારમાંને વીચારમાં

તે સારી રાત સુતી નહીં, અને તેને લીધે સહવારના માથું દુ:ખતું લઇને હમબાઇ ઉઠી.

"ચીંતા નહીં, હવે તો જે બને તે ખરી—આજે બધી વાત પુતળીને કહી દેવાનાં મેં સોગંદ લીધા છે—કેમ કહેવું, કેટલું કહેવું અને શું કહેવું તે બધું મારાં મગજમાં રમી રહ્યું છે. હવે તો પેલો બહાર કહરાય ને વાત. હવે એ 'ભુલામરી' આગળ જવું ને દોજખ આગળ જવું બરાબર છે. હજુ બીચારો આએ માણેકલાલ કોઈ ભલો માણુસ દેખાયછ."

આ વીચાર કરતી વેળાએ હમબાઇ માણેકલાલની બંગલી આગળજ ફરતી હતી તેટલાં આ કારભારીજ બાહાર આવ્યા. રાબેતા પ્રમાણે તેમને હાથ ઝોલીમાં લટકાવેલોજ હતો. પેલી નજીસ વાત બાબે વધુ ખબર કાઢવાની આ તક ઠીક હતી.

"મેહેતાજી, આએ બાઈ એકલી રહેછ તેને સોવાતું કેમ હશે? કેટલીક મુદત થઈ અહીં રહેછ વારૂ?"

"મુદત કે? હું જાણુંછ કે ધનામાસી ગુજરી ગયાં તેની થોડુંક આગળ એઓ રહેવા આવ્યાં."

"અં! તે વખત કાલી શેઠ તો અહીં રહેતા હતા, નહીં વારૂ?"

"હા, હું ધારૂં છ કે રહેતા હતા ખરા."

માણેકલાલ આ વાર હમબાઇ ગમ બહુ બારીકીથી જોતા હતા. હમબાઇ મનથી સમજી કે આ કારભારીને બધું માલમ છે પણ અખાડા કરે છે. આખરે તે બોલી.

"માણેકલાલ, તમે મારી ઉપર વીશ્વાસ રાખજો. એ બાઇને અહીં કોણે લાવી રાખીછ તે આપણે બંને જણ સારી

પેઠે જાણીએછ. પણ કાલી આવું કરે એમ મેં એનાથી વકી રાખી નહીં હતી."

માણેકલાલે આ વાર ખરેખરી અચરતી બતાવી.

"તમે અજબ થતા હશો કે મેં કેમ જાણ્યું" હમબાઇ બોલી.

"નાજી, તમે શું કહેવા માંગોછો તેની મને જરાએ સમજ પડતી નથી."

"નહીં, તમુને સમજ ક્યાંથી હોય. હું એટલુંજ કહુંછ કે કાલીએ પોતાની ચાલથી શરમાવું જોઇયે."

હવે માણેકલાલ સમજ્યા કે હમબાઇ શું કહેવા માંગે છે. તેવણ લગાર મુછમાં હસ્યા. "બેહેન, એવી ચીજને ઢાંકેલીજ રાખવામાં સાર છે. આપણે શું; જે કરે તે ભોગવે."

"પણ પોતાની આવી નજીસ બદીથી એ બીજાંને ગેરઇનસાફ કરેછ તેનું કેમ?"

"જેનો વાંક હશે તેને ભગવાન પુછશે." એટલું બોલી માણેકલાલે તો તુરત પતાવ્યું. હમબાઇનો નાસતાનો વખત થતો હતો તેથી તેવણે પણ રૂખશદ લીધી. તેવણનાં મનમાં જરાબી સંકા હોત તો તે આ માણેકલાલથી દુર થઇ. પોતાની આંખે જોયલું, કાંને સાંભળેલું અને વળી માણેકલાલની જુબાંની, એ ત્રણે ખોટાં તો હોયજ નહીં!

ઘર જતાં તે મન સાથે બરબડવા લાગી "હવે મને મારી ફરજ બજાવવી જોઇયે. હું કોણ જે એ વાત મારા પેટમાં છુપી રાખું. શું કરવા છુપી રાખું. અલબત, પુતળી રાજી તો થશેજ નહીં, પણ ઉપાય નહીં."

આ વાર તેણીને કોઈ એમ પુછનાર ન હતુ કે "બાઇ, રાતના છુપી રીતે ઘરની બાહાર જવાનું તને કામ શું ? જેના ઘરમાં તું નીમક ખાય છે તેનીજ ખણખોટ કરવાની તને જરૂર શું. એક સુખી જોડાંના દીલમાં કડવાસ પેદાસ કરવાની તને સતા શું, અને તારી આંખો અને કાન બન્ને ઠગાતા નથી એમ મજબુતીથી માનવાનું તને કારણ શું."

નાસતા પછી હમબાઇને જોઇતી તક મલી. કાલી અને પુતળી વાડીમાં ફરતાં અને એક બીજાં ઊપર પ્રીત કરતાં, તે હમબાઈએ જોયું. આ તેમની પ્રીત છેલ્લીજ વાર છે એમ તે જાણતી હતી. "માટીડા બધાજ હેવા. ગરીબ બચારી પુતળી, મારા બોલવાનો જખમ તેને કેવો લાગશે? એ જખમ કોઈ રીતે કાલીના ઉપર લાગે તો હું ખુશી થાઊં. એનેબી થોડા છાંટાં ઉડશેજ તો. પુતળી કંઈ મુગી બેસી રહેવાની છે?"

નાસતા પછી કાલી કામને માટે બાહાર ગયો કે હમબાઈ પુતળીના ઓરડામાં ગઇ, અને બારણું માહેથી બંધ કરીને બધી વાત મરી મસાલો લગાડીને કહી. પુતળી પેહલાં તો કંઇ સમજી શકી નહી—એમ બનેજ કેમ—કબી હોય નહીં. ધારવા કરતાં ઉલટી રીતે તે હમબાઇ ઉપર ગુસ્સે થઈ. પણ આ પ્રમાણે કદાચ બને એમ હમબાઇએ ધાર્યું હતું, અને તે માટે તે તઈયાર હતી.

"જો પુતળી—આકરી ના થા—જરા ધ્યાનથી સાંભળ. આએ કંગાલ વાત હું તુને કમુ કહેતે નહીં, પણ મોડે વેહેલે એ તારા કાન ઉપર આવ્યા વગર રહેતે નહીં, અને મામલો

છેક બગડી જાય ત્યાંહાં સુધી તુને અંધારામાં રાખવા કરતાં તારા ભરથારની દગાબાજી પેહલાંથીજ તુને જાહેર કરવાનું મેં દરૂસ્ત ધાર્યું."

"હમબાઇ, તું કેથેબી ભુલેછ. મારો કાલી મને ઠગે, એ માનવાજેવું નથી."

"પુતળી—હું કંઇ શક કે સુની સુનાઇની વાત કરતી નથી. હું તો નજરે જોયલાંની વાત કરૂંછ. અફસોસ! હવે બાકી કંઈ રહ્યું નથી. મને જરાબી શક હતે તો હું તારી આગળ અખાડા કરી જતે."

હમબાઇએ અણીથી તે આખર સુધી બધું કહ્યું હતું—કાલીને છુપી કુંચીએ બારણું ઉંઘાડી માંહે જતો હમબાઇએ જોયો હતો—તેઓ બન્નેને પાંખડી વલગી સાથે જતાં હમબાઇએ જોયાં હતાં—તેઓ એક બીજાને 'તું તાં' થી બોલાવતાં હમબાઇએ સાંભળયાં હતાં. તેણીએ આ 'ભુલામણી' માંહેની બાઇને જોઇ હતી, જે મડમ જેવી રૂપાળી હતી. હવે બીજું શું જોઇએ? માણેકલાલ જે સામેનો સામેજ રહેતો હતો તેણે પણ એવીજ જુબાની આપી હતી કે, આ બાઇને કાલી થોડાક માસની વાત ઉપર લાવ્યો હતો. વલી કાલી ગુપચુપ બેલગામ આવીને ઘણા દાહડા રહ્યો હતો, અને તાવને બાહાણે પુતળીને બોલાવવાની ના પાડી હતી એ સઘલું ભુલી જવું નહીં જોઇએ.

પુતળીની હવે ખાત્રી થઈ, અને તે પલથી તેણીના સુખનું—મનની શાંતીનું સત્યાનાશ વળ્યું—તેણીના હરખની રોશ-

ણી ઉપર ધાંકણું ધંકાયું. તે ઉજળી સપ થઇ ગઈ, અને એક શબ્દ મોહમાંથી કાઢયો નહીં.

"પુતળી, મારી ગરીબ પુતળી, મને માફ કરજે. મારૂ ચાલતે તો હું તને આવી રીતે દલગીર નહીં કરતે, પણ મારી ફરજ મને બજાવવી જોઇયે."

"હા, બરાબર છે. મને કહેવું જોઇતું હતું; હમબાઇ તારી હું ઉપકારી છું." આ શબ્દો પુતળીના ઉજલા ધ્રુજતા હોઠમાંથી નીકળ્યા.

"તું હવે શું કરવા ધારેછ, પુતળી? એની ધણીઆણી થઇને તારેથી અહીં હવે વધુ વારતો રેહવાયજ નહીં?"

"હમબાઈ, હમણા જરા મને એકલી રહેવા દે. મારૂં માથું ભમેછ. જરા હું વીચાર કરીને પછી તુને કહેવશ."

હમબાઈ ત્યાંથી ગઇ કે પુતળીએ માહેથી બારણું બંધ કરયું અને પછી શું પુછવું! તકીઆ ઉપર પોતાનું માથું નાખીને ઝાર બેઝાર રડી. જે અચબુચ આંચકો તેને લાગ્યો હતો તે વીજલીના આંચકા પ્રમાણે જબુન હતો. તેના હાડે હાડ ધ્રુજવા લાગ્યાં. ઓ કાલી! તારા ઉપર શું મારો પ્યાર અને તેનો આએ શું બદલો! તારા ઉપર મોટી આફત હોવાની તું ફરીઆદ કરતો હતો તે આએજ કે? જે કારણ માટે તું તારી શાદી કરવાની આનાકાની કરતો હતો તે આએજ કે? પુતળીનું માથું એવુ ભમતું હતું કે તે વીચાર કરવાને શક્તીવાન નહીં હતી.

આએ પ્રમાણે તો આએ બે જન વચ્ચે ઓળખાણ ઘણા વરસની હોવી જોઈએ.

કલાકેક સુધી પોતાના જીગરના આંસુ પાડી પુતળી માથે હાથ દઇ વીચારમાં બેઠી કે હવે કરવું શું. ગમે તે પણ ધણી. કાલીની ખરાબી તે તેની પોતાની પણ ખરાબી. કાંઇબી રસ્તો પકડવો તે ઘણા પુખ્ત વીચારથી પકડવો જોઇએ. કાંઇ એવું કરવું કે તે પોતે, પોતાનો ખુદા અને કાલી એ ત્રણે રાજી થાય.

બપોરના જમવાની વખત થઇ અને દાસીએ બારણું ઠોકયું, પણ પુતળીએ માંહેથી અવાજ આપ્યો કે તેનું માથું દુખતું હતું તેથી ખાધાની ઈછા ન હતી.

હમબાઇએ જેમ સુચવ્યું તેમ ગરબડ કરીને ઘેરની એબ ઉઘાડવી અને રીસાઇને જતું રહેવું તે કરતાં તો મરવું ભલું. ગમે તે થાઓ પણ કેખશરૂ કોટવાલ અને તેમની બાનુને કાને એ વાત પડવી નહીં જોઇએ, નહીં તો તેમની આગળ શી મોહોને ઉભી રહેશે એ વાતનો પુતળીને વીચાર પડયો હતો. પુતળી ઉઠી અને મોહોડું ધોઇ તે પાક પરવરદેગાર પાસે પોતાની આ આફતમાં મદદ ચાહી. મુંગે મોહોડે સોસવા શીવાય હવે બીજો ઉપાય નહીં હતો. અને પોતા ઉપર આવું દુઃખ છે તે ફકત કાલી શીવાય બીજા કોઇને જાણવા નહીં દેવું એવો તેણીએ ઠરાવ કીધો.

આ શરમ ભરેલી હકીકત સામી દુનીઆંથી છુપી રાખવી જોઇએ પણ તે કેમ રાખવી ? પોતાનાં મા બાપથી આ કારી જખમ કેમ ગુપ્ત રાખવો એ મોટા સંતાપની વાત

બપોર પછી કાલી આવ્યો, અને બાઇ કાંહ છે તેની ખબર કાહાડતાં જણાયું કે તેવણુતો ચાલતાં બાહાર ગયાં હતાં. આથી કાલીને જરા નવાઈ લાગી ખરી.

તુરત વેલા કાલીથી દુર રહેવાને અને વિચાર કરવાને વધારે વખત મેળવવાને પુતળી બાહાર નીકળી પડી હતી. જમશેદદારૂની દુઃખી બેટી દીનબાઈ પોતાના દુઃખના સાગરમાં ગીરફ્તાર છતે તે પેદાના કરનાર ઉપર વીશ્વાસ રાખી સંતોષી રહેતી, તારે શું પુતળીએ તે માર્ગ અખત્યાર કરવો ન જોઈયે? તે લાગલી દીનબાઇ આગળ ગઇ. દીનબાઈ હમેંશની પેઠે નાચાર પડેલી હતી. તેણીની આંખમાં આંસુ હતાં.

"શું છે દીનુ? આજે તું સંતોષી કેમ નથી?"

"મારી બેહન, તુને શું કેહું—મારા બાપ ઉપર પડતો જુલમ અને મારી આએ હાલતથી મારૂં દીલ વીંધાઈ જાય છે. તેવણ બચારા માથે હાથ દઇને રડે છે તારે મારી સાવકી બેનો તેવણની મજાક કરે છે તે મારાથી કેમ જોવાઈ શકાય? પણ પુતળી, તુંબી આજે બેચેન દેખાયછ?"

પુતળીએ પોતાનો હાથ દીનુની છાતી ઉપર મુકયો. "બેહન મારા ઉપર પણ સંકટ આવ્યું છે. એકજ અચબુચ ઝટકાએ મારાં સુખનો અંત આવી ગયો છે. પણ તે કોઈને કહેવાની મારામાં તાકાત નથી."

"ના કેહ—પણ મારી શીખામણ માનીને તારા ધણીથી કાંઇ છુપું રાખતી ના, તેને બધું કેહજે."

પુતળી ધભરાવા લાગી. દીનબાઇ સમજી ગઈ કે આ પંચાત કાંઇ કાલી સાથ થયલી છે. પુતળી જરા વાર વિ-

ચાર કરીને બોલી, "દીનુ, તારા જેવી સમજુ ને ધારજવાળી હું નથી. મારા માથાંમાં તરેહવાર વિચારો પેદા થાય છે, અને તેથી તારી સલાહ લેવા હું આવીછું. મને જે સંકટ આહું આવ્યું છે તેના બે ઉપાય છે, એકતો એકે તુફાન કરી મોટો ઘભરાટ કરીને કીનો લેઉં, અથવા તો આંખ વીંચીને મુગે મોહોડે સઘળું સાંખી જાઊં. બોલ હવે, શું કરવું?"

"નાદાન છોકરી, કીનો લેવાનું કામ આપણું નથી. તરત વેલાતો તે મીઠો લાગેછ પણ પછવાડેથી તેનો પસતાવો થવા વના રેહતો નથી. હાલ તને કીનો લેવાનું ગમે એવું કારણ મળ્યું હોય પણ યાદ રાખજે કે શેવટે તું પસતાશે. જો કીનો લેવાની જરૂરજ હશે તો તે લેનારો પેલો દાદગર બેઠેલો છે. માણસ જાત જ્યારે શીક્ષા કરવાનું પોતાનાં હાથમાં લેછે તારે થોડી ઘણી શીક્ષા તેને પોતાનેબી થાય છે."

પુતળીનો ચેહેરો હવે જરા નરમ પડવા લાગ્યો—દીનું આગળ ચાલી.

"પુતળી, ધીરજ ભરયો મુગો રસ્તો કોઇ દહાડે પસતાવો કરાવતો નથી. માફી એ એક જખમાયલાં દીલ ઉપર મલમ મીસાલ છે, માટે તેજ રસ્તો તું અખત્યાર કરજે."

"તું કહેછ તેમજ કરશ."

"જીવતી રેહ. તું કોઈ દહાડે મને યાદ કરશે અને મને દુવા દેશે." અહીં આ બે દુ:ખી જીવડાઓની મુલાકાત ખલાસ થઈ.

પુતળી ઘર જતાં વીચાર કરેછે કે 'પણ સબર! હું કાંય નહીં એકદમ રીસાઇને મારે ઘેર જતી રેહું! શા સારૂં બેવફા કાલીને આ પ્રમાણે જતો મુકું? ઓ, પણ મારાં માબાપ કેહેવાં દુઃખી થાય. મારે ખાતર તે લોકોએ કાલીને સંઘરયો. નહીં, નહીં—ગમે તે થાય પણ તે લોકોને તો જાહેર થવું નહીં જોઈએ. તે લોકોને ખાતર મારે મોહોડું મુગું રાખવું પડશે. હું હમબાઈને આજુજી કરશ કે તેબી કાંઇ બોલે નહીં."

તેજ દહાડે સાંજના તેણીને કાલી સાથ મેલાપ થયો. કાલી તેણીના ઓરડામાં આવ્યો અને પુછવા માંડયું કે તે એમ કેમ કરતી હતી. શું શબ્દો મોહમાંથી કહાડવા તે પુતળીને સુઝે નહીં.

"હું-હું-તમારી સાથ કાંઈ વાત કરવા માગુંછ, કાવસજી."

"કાવસજી! ઓહો! કેમ એટલું બધું શું છે?"

"તમારી—તમારી—'ભુલામરી'ની છુપી વાત મને બધી ખબર છે." પુતળી પોતાની આંખો બેહુ હાથોથી ઢાંકીને બોલી.

કાલીને જાણે ગોલી લાગી હોય તેમ ચમકયો. તેના હોથમાંથી લોહી ઊડી ગયું.

"પુતળી—કયુ બને નહીં."

"ખોદા સાહેદ છે, મને બધી ખબર પડી. અરે તમે મને આ પ્રમાણે શા સારૂં ઠગી?"

કાલીએ અકરાઇને ઝડપમાં બારણું બંધ કીધું.

"કાવસજી, આ વાતથી હું મરવાને કાંઠે આવીછું."

"આસતે! આસતે! ખોદાને ખાતર આસતે બોલ."

"એમ હતું તારે તમે મારી સાથ પરણ્યા શું કામ?"

"ખરેખર! પુતળી એ સવાલ મેં મારા જીવ સાથ ઘણી વાર પુછયો, અને મારાં દીલને ફદુવા દીધી."

પુતળી મુઢ જેવી થઇને બેસી રહી તેની જબાં ઉપર કઠણુ શબ્દો તૈયાર હતા, પણ તે શબ્દો નીકળ્યા નહીં. કાલીબી ઘણાજ ઊંડા વીચારમાં ગમગીન ચેહેરે ઉભો રહ્યો. આખરે પુતળીએ આ ભરમ જાણયો ખરો. જે છુપાવવાને તેણે આવડી મેહેનત લીધેલી તે સેવટે જાહેર થઈ.

"તેં કેમ જાણ્યું?" સેવટે તેણે પુછ્યું.

"હું તે કેહવાની નથી. હું જાણુંછ એટલુંજ બસ છે." આ જવાબ આપવામાં પુતળીની મતલબ હમબાઇને બચાવવાની હતી.

"પણ પુતળી, મને તે જાણવાની ઘણી જરૂર છે."

"કાવસજી, તમારી જરૂર સાથે મને કસું લાગતું વલગતું નથી. મારાં માબાપ સાથ તમે જે દગો રમ્યા—

કાલી વલી પાછો ભડકયો. "ઓ પુતળી, હું તારી પાસે માંગી લઊંછ કે એ વાત તે લોકોએ નહીં જાણવી જોઇએ."

"તમોએ એ વાત તે લોકથી છુપાવવીજ ન હતી. અને આવી વાત તમારે માથે ટંગાયલી છતે તમોએ મારી સાથ પરણવું ન હતું. તમોએ તે લોકની એક પુરી દીકરીને ફસાવી."

"હા, તેમાં મારી મોટી ભુલ થઈ છે અને તે સારૂં હું ઘણો પશેમાન છું, પણ તે વખતે આટલી બધી ખરાબીની મને ખબર નહીં હતી."

"કાવસજી, જરા સાંભળી લેઓ. તમે જે દગો મારી સાથે રમ્યાછ તે હું મરતાં સુધી ભુલનાર અથવા માફ કરનાર નથી. પણ મારાં માબાપને ખાતર મેં મુગી રેહવાનો ઠરાવ કીધો છે. મારો ગમ મારી છાતીમાં છુપાવી રાખી તમારા ઘેરમાં તમારી નામની ધણીઆણી દાખલ રહેવશ. મારો વીચાર તો તમારૂં ઘેર છોડી જવાનો હતો પણ તેથી જે રૂસવાઇ થાય તેથી હું ડરી ગઇ છું."

"એટલે? મારી નામની ધણીઆણી?"

"હા—તમારી ખરી ધણીઆણી હવે હું કદુ થનાર નથી. તમે તમારા ઓરડામાં અને હું મારા ઓરડામાં."

કાલી તો એક શબ્દ બોલવા વગર ડઘાઇને ઉભો.

"આપણી આએ ગોઠવણ કોઇને જણાવવાની જરૂર નથી. નોકરોને મેં કહ્યું છે કે ગરમી ઘણી પડેછ તે લીધે આ પ્રમાણે તુરતવેલા કીધું છે."

"અરે તું એ શું બોલેછ? મારેથી જુદી રહે. કારણ કાંઇ એટલું મોટું નથી?"

"તમારે એમ બોલવું નહીં જોઇએ—જરા ગુનાહનો તો વિચાર કરો."

"હા, ગુનાહ તો ખરો, પણ તે આગલા વખતનો છે અને તે પાછો તાજો કરવાની શું જરૂર છે?"

"જેમ તમારી મરજી. તારે આપણી શાદીની અગાઉ જે છુપી મુશકેલીની તમે વાત કરતા હતા તે આએજ કે?"

"હા એજ—ને જો પુતળી, હું તુને તે કેમ કહી શકું? કદાચ તે વખત તું પરણુવા ના કહેતે તો વાજબી હતું, પણુ હવે તું મારી ધણીઆણી થઇને જુદી રહેવા માંગે એ વાજબી નથી."

"વાજબી નથી? શરમ છે! મારી આબરૂની ધુળધાની કરી નાખી ને વળી તે લોકને લાવીને મારાં નાક આગળ રાખ્યાં!"

કાલીએ ઉતાવળથી જવાબ દીધો "તેમાં મારો ચારો નથી. એ લોકને 'ભુલામરી'માં લાવ્યામાં આવ્યાં, એજ મોટી ચુક થઈ—પણુ તે મેં કીધું નથી."

"કોઈએ કીધું ને તમે રાજી થયા?"

"બીજો ઉપાય નહીં."

"ને તમે તાંહ આવજા કરોછ?"

"કોઇ કોઇ વખત, પણુ તેનોબી ઉપાય નથી."

"તમુને બીક નહીં લાગતી કે કોઈ વખત વાટ ફુટશે તો ફજેતો થશે? તમારી બધી લાજ શરમ કાંહ મુકી આવ્યા?"

"એ બીકથી તો હું રાત દીન જળી જાઊંછ. તું ધારેછ તેટલો બધો ઠપકો મને ઘટટો નથી. હું તુને બધી વાત માંડીને કેહું પછી તું——

"મને કંઇ સાંભળવું નથી. એ વાત મારે મનથી અકારી ઝેર જેવી છે."

"જેમ તારી મરજી. મારી જીંદગી અત્યાર સુધી તો કાંટાથી ભરેલી હતી, પણ હું એમ નહીં જાણતો હતો કે અગર તુને બધું ખબર પડશે તો તું બી મારાં સંકટ અને મુશકેલીઓમાં આ પ્રમાણે વધારો કરી મેલશે."

"ને ખરચમાં કરકસર કરવાની ભલામણ કરતા હતા તેબી આએ 'ભુલામરી'ને ખાતરજ કે?"

"હા—જોની પુતળી—

"મારે કંઇ જોવું નથી. તમારો જવાબજ મને મુંગી કરવાને બસ છે."

કાલી ગુંચવાઇને વીચારમાં પડયો. "મારી લાયકીવાલી, ગરીબ ગાય જેવી પુતળી આએજ કે?"

તે બોલ્યો "એક બે દીવસમાં જરા તુને વીસામો મળશે, અને આએ આંચકો જરા નરમ થશે તારે હું આશા રાખુંછ કે તું મારા ઊપર વધારે નરમાઇથી જોશે. તું મને છોડી દેવા માગેછ પણ તું મારી ધણીઆણી છે અને હું તુને છોડી દેનાર નથી, કેમજે તેમ કરવાનો કસો સબબ નથી. જ્યારે તું જરા ઠંડી પડશે ત્યારે કદાચ તું જે હમણા બોલી છે તેને માટે પસતાશે."

"કાવસજી, સાંભળો. મેં જે સરત હમણા કહી તે સરતે હું તમારા ઘેરમાં રહેવા તૈયાર છું, અને તે સરત તમારે પાલવી પડશે; અગર નહીં તો હું મારા બાપને ઘેર ચાલી જઈશ

અને તારે મને સઘળી વાત જાહેર કરવી પડશે. તમારે ગમે તે માર્ગ પસંદ કરી લેઓ."

"આ છેલ્લો માર્ગ અખત્યાર કીધાથી શું પરીણામ નીપજશે તેનો વીચાર કીધો?"

"હા—હું મારો ઠરાવ નકી કરી ચુકી છું."

કાલીએ રૂમાલ કાઢી પોતાનું કપાલ જે ભીંજાઈ ગયું હતું તે લુછ્યું. તે પુતળીને ઘણી નીર્દય સમજવા લાગ્યો, પણ શરણ થયા શીવાય બીજો ઉપાય નહીં હતો.

આખરે ઠરાવ્યું કે તે લોકોએ તેજ ઘરમાં જુદા ઓરડાઓમાં રહેવું. તે લોક જુદાં પડયાં, પણ તોબાહ! તેઓ કેવાં ગોતાં ખાતાં હતાં. કેટલાં ઘરો આમ કમ સમજુતીથી ખરાબ થતાં હશે! નજરનું ઝેર—એ બધું નજરનું ઝેર!

---

## પ્રકરણ—૨૦.

## 'ભુલામરી'માં એક રાત.

બે ચાર દાહાડા નીકળી ગયા. બેહુ જણ મુઝાવા લાગ્યાં. તેઓનાં દીલમાં પ્રીતી ખરી હતી. એક દાહાડે સેજ વાત કરતાં પુતળી રડી પડી, "જો કાલી—બધું તો રહ્યું,—પણ એ લોકને તું અહીંથી કાહાડી કાંય નહીં મુકે?"

"મારેથી બનશે તો તેમ કરીશ, પણ પુતળી, હું ચોમેરથી ઘેરાઇ ગયલો છેઉ, અને હું જેમ ચાહુંછ તેમ મારેથી બની

શકતું નથી. ખોદાનો જેમ હુકમ. પણ તું આએ પ્રમાણે કરશે એવી વકી મેં રાખી ન હતી."

તેઓ જુદાં રહેવા લાગ્યાં, પણ નોકરોને કોઇ વાતનો શક પડવા દીધો નહીં. હમબાઈબી ભુલમાંજ રહી, કેમજે કાલી અને પુતળી સઘલાંની હજુરમાંતો હંમેશની પેઠેજ વાતચીત કરતાં, જમતાં અને ફરતાં હરતાં હતાં. આથી હમબાઈનું ઘણું પાકી આવ્યું તેથી એક દાહાડો લાગ જોઇ પુછ્યું "પુતળી, તેં જાણીજોઈને પેલી વાતની નાખતી કીધી હોય એમ હું માનું નહીં."

પુતળી ફક્ત હસી અને વાત ખાઇ ગઇ, અને હમબાઇજી ફફડતાં ચટકતાંજ રહી ગયાં. "હાલ તો એમજ અટકેલું છે, હમબાઈ. જોઇએ આગળ ચાલતાં શું થાયછ. મારી તેમજ કાલીની ખુશી છે કે તમોએ એ વાતની હાલ કંઇ ચાવાચીવી નહીં કરવી."

હમબાઈ તો ચાંઇ પડી ગઇ. અને તે વાત તુરતવેળા તો ત્યાંજ અટકી.

હવે થોડી ઘણી ખબર 'ભુલામરી' માંહેના બંગલાની લેવાની જરૂર છે. એ બંગલો નાહાનો હતો, પણ સોવામણો હતો. માંહે ચાર ઓરડા હતા અને આસપાસ ખાસી પોહોલી વરંડા હતી. એ મીલકત સરદાર જમશેદજીથી ઉતરીને વારસામાં કાલીને મલી હતી. સરદાર જમશેદજીના ગુજરવા પછી તે બંગલો બંધને બંધ પડી રહ્યો હતો. જયારે ધનામાસી બેલગામમાં આજારી પડયાં ત્યારે કાલી પણ પોતાની માની આગળજ હતો, અને તે વેળાએ તેમાં હાલના રેહના-

રાંઓ આવીને રહ્યાં હતાં. બંગલાને એકજ માલ હતો, અને તેમાં ફક્ત એકજ સુવાનો ઓરડો અને નાની હતી. આ ઓરડાની સઘળી બારીઓ ઉપર જાડા પડદા નાખ્યા હતા. રાતના સાત વાગ્યાનો વખત હતો. આ ઓરડામાં ટેબલ ઉપર ઘરની શેઠાણી બેસીને એક બાલકનું કુરતું શીવતી હતી. તેણીની પાસે એક ખુરસી ઉપર કાળો બેઠો હતો—અને તેની પાસે,

અદી !

કદાચ આ ખબરથી વાંચનાર ઘણો અજબ નહીં થશે. કદાચ તેને ઘણું અગાઉથી આ બસારત થઈ હશે. યારોડા જેલમાંથી નાહાસતાં અદી માર્યો ગયો ન હતો પણ એક બીજોજ કેદી માર્યો ગયો હતો.

તારે હવે અદી જીવતો જાગતો આસુદો ત્યાં બેઠો છે. તેના સફેદ કળી જેવા દાંત બતીના અજવાળામાં ચળકે છે અને તેની સામે સરદાર—ફક્ત નામનો સરદાર—કાવસજી બેઠો છે.

અદીમાં મોટો ફેરફાર થયલો જણાય છે. તેના એક વાર કાળા નાગ જેવા બાલ ઉજળા થઇ ગયા છે. તેણે હમણાં દાહાડી રાખી છે. અદી જરા હમણાં જહઇરીમાં આવેલો લાગે છે. તેણે અસલનીજ માફક પોલકા રેકું બદીઆન સોનાના બટનવાળું પેહર્યું છે. ગુલી જે આગળ બેસી સીવે છે તે કોઇજ નહીં પણ પેલી રૂપાળી સ્ત્રીને હમબાઈએ ચોરી છુપીથી જોઇ હતી તેજ છે. ગરીબ બચારો અદી બાહાર તો નીકળી શકતો નથી, એટલે ગુલીને કેદખાનામાં પણ કપડાં પેહરાવી ઓઢાવી મોજ મરાવવાની કંગાલ તજવીજ કરે છે.

અદી બોલ્યો, "કાળી એ વાત મને બીલકુલ પસંદ નથી. મારી મીલકત ઉપર એવું નાલાયક કામ ચાલવા દેવું નહીં જોઇયે."

"એમાં આપણું કંઈ ચાલે તેવું નથી અદી. એ નાપાક બ્રહમચારીને સારૂં જે ઘેર લીધુંછ તે આપરી જગા ઉપર છે ખરૂં, પણ તે જગા તો બીજાને ભાડે આપેલી છે."

"પણ આપણી નજરે નજર પારસી નાદાન છોકરીઓ એમ એક ઠગારાને તાંહ જાય ! છટ ! એ હું કુબી ચાલવા નહીં દેઊં."

અદી સ્વભાવમાં જેવોને તેવો આકળો ભુત હતો. દુઃખ અને સંકટે તેને આ બાબદમાં જરાબી સુધારયો નહીં હતો.

"જો અદી, પેહલાં તો આપણી કંઇ સતા ચાલે નહીં, ને બીજું તો આપણી આવી હાલતમાં ગામમાં દુશમનો કરવાનું અને હો હા કરવાનું ઠીક નહીં. એ પીડા પોતાની મેળેજ જશે," કાલીએ ઉત્તર દીધો.

"પણ બધા આપરી કોમની મશકરી કરેછ. ગુલી, એમબી ને એમબી તુંબી આએ ગુરૂજીનાં ભાશાણો સાંભરવા જાની. કાલી તારી ધણીઆણી જાયછ કે ?"

"અરે નહીં રે—પણ અદી, જરા જરામાં તપી જવાની તારી આગલી ચાલ ગેઈ નહીં. હું તારી સાથે કંઈ અગતની વાત કરવા આવ્યો ને તું આએ વાત કાહાડી બેઠો."

ગુલી વચમાં બોલી, "હા–અદી—જરા ધીરજથી સાંભળ—તું વળી પાછો પટકાવાનો થયોછ. એનું લીવર વળી પાછું ખેંચાઇ આયુંછ ને એ કંઇ સંભાળ લેતો નહીં."

અદી બોલ્યો "વળી શું પંચાતી છે તે હું સારીપેઠે સમજુ છું. વળી આએ બંગલો ખાલી કરીને બાહાર બીજે ગામ જઇ રેહવાની જુની પુરાની વાત હશે—બોલો સરદાર ખાનબાહાધુર કાવશજી સાહેબ, તમે શું કેહવા માંગોછ?"

કાલીએ બોલવા માંડયું, પણ તે સારી તરેહ જાણુતો હતો કે તેના શબ્દો પાણીમાં જશે. પણ હવે એ બાબે થોડોક ખુલાસો કરવાની જરૂર છે.

અદીએ કેદખાનામાંથી છુટવાની તજવીજ કીધી, અને મારયો ગયો એવી ખબર જ્યારે કાલીને પેહલવેહલી પડી ત્યારે તે કરજત દોડયો, અને ત્યાં જોયું તો ધનામાસી મરતતોલ ધભરાઇ ગયલાં હતાં. કારણ કે તેવણ નક્કી સમજ્યાં કે અદી ગુજરેઓ. એ પછી ર્વાનને બેલગામ લાવવા સારૂં તૈયારી કરી કાલીને અગાઉથી બેલગામ રવાના કીધા પછી ધનામાસીને ખરી વાત જણાઇ. અદી બચી ગયો હતો અને કરજતમાં ભરાઇ રહ્યો હતો. અલબતાં સતાવાળાઓ તો એમજ સમજ્યા હતા કે તે મારીઓ ગયો. જ્યારે ધનામાસી ર્વાનની સાથે બેલગામ આવ્યાં ત્યારે તે ર્વાન અદીનું નહીં પણ પેલા બીજા મરણ પામેલા બંધવાનું હતું. ધનામાસીએ આ વાતનો એક તુકારો કાલીને કહ્યો નહીં. તેવણે કાલીને "સરદાર" નો એલકાબ આપીને ઠગયો. આ પછી કાલી પુને ગયો, અને પુતળીબાઇ કોટવાલને ફરીથી જોઇ તેણીની સાથ પરણવાનું નક્કી કીધું. તેણે પુતળીને નામનું તરસટ કીધું, પણ તેને થોડીજ ખબર હતી કે જે મીલકતોનું તેણે અજાણપણે તરસટ કીધું હતું તે મીલકત ઉપર

તેને કસો હક ન હતો. *લગણની બે ત્રણ દાહાડા આગમચ તે પોતાની માને મલવા ગયો ત્યારે પેહલી વાર આ મોહોકાણ તેણે જાણી. કચુંબર થઈ જાય છે એવું જોઇ ધનામાસીએ પેલા ચાર શબ્દો મોહમાંથી કાહાડયા જે સાંભળી કાળી ચોંકયો હતો. તે શબ્દો એ હતા કે

**"સંભાલ, અદી જીવતો છે."**

આ વાત છુપી રાખવાને ધનામાસીએ કાલીને સપત આપ્યા હતા. જયારે કાલીએ બધી વીગત જાણી ત્યારે તે અતીશય ધબરાવા લાગ્યો. અદીએ આ શું કીધું ? હવે તે જીવશે કેમ ? તે બચશે કેમ ? તેને પાછું પકડાવા શીવાય છુટકો નથી.

આવી રીતે ચોર પેડે રાત દન ફ્કરમાં રેહવા કરતાં મરવું ભલું. વળી તેને વીચાર આવ્યો કે હું પરણું કેમ ? પણ ધનામાસીએ તેને ખ્યાલ બેસાડયો કે અદીની હઈઆતી છતાં કાલીની હાલતમાં કાંઇ ધણો ફેર પડનાર નથી. અલબતાં આ બધી ગોઠવણ ધનામાસીએ દારોગાઓને લાંચ આપીને કીધી હતી. પણ જયારે હવે અદી છુટવા પામ્યો ત્યારે પોતે વાઝેલી મોહોકાન માટે પસતાવા લાગ્યાં. અદીનો કદાવર ચેહરો સઘળી પોલીસને માલમ હતો એટલે તે કાંઇ વેશ બદલીનેબી ફરી શકે એમ નહીં હતું. તેને હીંદુસ્તાન છોડીને નાહાશી જવા શીવાય બીજો કાંઇ માર્ગ ન હતો. અને તે માટે પૈસા શું કામ જોઈએ ?

"કાલી દીકરા, તુને જમશેદ વાડીમાં રેહવું પડશે, સરદારનો એલકાબ જાહેરમાં અખત્યાર કરવો પડશે. તારાં છોકરાં

આ સઘળી મીલકતના વારેસ થશે. તુને તારી શાદી તોડી નાખવાની કસી જરૂર નથી, કેમકે તું જો તોડી નાખે તો લોકને શક પડી જાય. અદીને ખરચ જોગું પોંચાડજે, બચારો તે કાંહ સુધી જીવવાનો છે.”

ધનામાસી આ પ્રમાણે બોલ્યાં અને કાલી મુંગે મોહોડે ગમગીન થઈ ત્યાંથી ચાલ્યો. તેનાથી આ વાત પુતળી અથવા તેના બાપને કેહવાયબી નહીં—વળી લગણ તોડી નાખે તો પુતળી જીવથી જાય. એટલે લગણ તો થયાં.

આ પછી ધનામાસી આજારી પડયાં અને કાલી બેલગામ દોડી ગયો. એ આજે પકડાશે—એ આજે જણાશે એવા ધડક ધુજારાએ ડોસાં પટકાયાં. મરતી વખતે ધનામાસીએ એક બીજી મોહોકાન જાહેર કરી તે એ હતી કે અદી તો ગુલી સાથ છુપી રીતે પરણેલો હતો. ધનામાસીને આ સગાઈ પસંદ નહીં હતી, તેથી અદીએ તે પોતાનાં માયથી છુપી રાખી હતી. જયારે મંચી દેસાઇએ નાદાનીથી ગુલી સાથ અટકચાળાં કાહાડયાં તેજ દાહાડે તે લોક છુપી રીતે પરણીને આવ્યાં હતાં અને જે વેળાએ અદીએ ગોળી મારી તે દાહાડે અદી ગુલીનો દોસત નહી, પણ ભરથાર હતો.

આ સઘળું કાલીની શાદી પછી ધનામાસીને ખબર પડયું. માણેકલાલ—જે એકવાર ડોસાંને મળવા આવ્યો હતો અને બંધ બારણે વાત કીધી હતી, તે એ અદીનાં લગણ વીશે હતી. ધનામાસીએ મોહોતના બીછાણા ઉપર તે કાલીને કહી, એટલે ચોકડું દસ ગણું બગડી ગયું. જો કાલીને ખબર હતે કે અદી પરણેલો છે તો તે હરગેજ પુતળી સાથ

પરણુતે નહી. વળી ધનામાસીએ કાલીને જાહેર કીધું કે અદી એલગામ પોતાની ધણીઆણી સાથે આવીને 'ભુલાભરી'માં રેહવાનો છે. આ ખબરથી કાલી તો નશો ધેલો જેવો થઇ ગયો.

"શું અદીનું માથું ગીયુંછ?" તેણે પુછ્યું.

ધનામાસી બોલ્યાં "તારા કરતાં તો સાજું છે. તેને પોતાની મીલકત ઉપર વસવાનો શોખ છે અને તે બીજે ઠેકાણે ભરાઇ રહે તે કરતાં અંહી વધારે સલામતી છે. કદાચ તે જીવતો હોવાની વાત બાહારબી આવે તો લોક અંહી થોડાંજ જોવા આવવાનાં છે. આપરે ખુબ તપાશ રાખશું ને 'ભુલાભરી' છુપાવાને સારૂં સરસ છે."

"હું કેહુંછ કે એ સરફ હેમકાઇ છે. એ જરૂર અહીં ફસવાનો."

"કોઇ ફસે નહીં. માણેકલાલેબી એ વીચાર પસંદ કીધોછ."

"પણ એ માણેકલાલ કોણ મુઓ છે. તેને અદી સાથે શું કામ છે? તેને એ બધી વાત કેમ માલમ પડી?"

પણ આનો ઉતર ધનામાસીએ આપવાની ના પાડી. "માણેકલાલને ખબર છે એટલે બસ, વધારે તકરારની કંઇ જરૂર નથી. અદીની સલામતી માટે તે ચીંતાતુર છે. તે 'સરદાર'ના કારભારી દાખલ પેહલા નાહાલા બંગલામાં રેહશે અને બધી તપાસ રાખશે."

કાલીએ ઘણોબી વાંધો લીધો પણ ફોકટ. તેનો કાંઇ ઉપાય રહ્યો નહીં.

## પ્રકરણ—૨૧.

## ઘેરાયલો કાલી—ભાંસીલો અદી.

ધનામાસી તો આમના આમ મરી ગયાં. જે દાહાડે તેવણે પ્રાણ મુકયો તેજ દાહાડે 'ભુલામરી'માં અદી છુપે વેશે રેહવા આવ્યો. તે સ્ટેશન ઉપરથી બંગલામાં કેમ પોંચવા પામ્યો તે હાલ જણાવવાની જરૂર નથી. તેજ દાહાડે રાત્રીએ કાલી પોતાના કમનશીબ ભાઇને મલવા ગયો. અદી ઘણો બદલાઇ ગયો હતો. જેલની બંધ હવા, ખોરાકીના વાંધા વગેરે કારણોથી તેનું મોહ ઉતરી ગયું હતું; બાલ પાકી ગયા હતા પણ મીજાજ જેવોને તેવો પાજી રહી ગયો હતો. પકડાઈ જવાની તેને ધાસ્તી લાગતી ન હતી. તે સાફ કેહતો કે બીજી કોઈબી છુપાવાની જગા કરતાં આ જગા વધારે સલામત છે. "કાલી તું તારે ગમે એટલી ખાનબાહાદુરી અને સરદારી ચલાવ. પણ મારી એસટેટનો કારભાર તો હુંજ પોતે ચલાવશ," આવા સખુનોથી તે બચારા કાલીને સતાવતો.

કાલી આ સઘળી ગોઠવણમાં મોટી ધાસ્તી સમજતો હતો, પણ અદીને સમજાવવું અને પથર ઉપર પાણી રેડવું બરાબર હતું. હરીઆને આ છુપી વાતની ખબર હતી.

હવે મારા વાંચનારને સમજ પડશે કે કાલી કેવાં છટકામાં આવી ગયો હતો. પેહલાંતો તે ખાનબાહાદુર સરદારનો એલકાબ લઇ બેઠો હતો અને દેખઈતી દોલતનો ધણી હતો

જે સઘલું ખોટું હતું. અદીને ખાતર તેને લોકો આગળ, સરકાર આગળ જુઠું બોલવું અને જુઠી સહી કરવી પડતી હતી. જરાબી એસારો કરે તો ધાણુ બગડી જાય તે લીધે તે મનથી બહુ મુઝાતો. વળી બીજી મોહોકાણુ પુતળીના સંબંધમાં હતી. કાલીના વીચાર પ્રમાણે અદીની હેયાતીની ખબર પુતળીને પડી ગઇ હતી. પુતળી બીજા હાથ ઉપર આ 'ભુલામરી'ના સંબંધમાં કાલી ઉપર કોઇ બીજેજ નજીસ શક લાવતી હતી. તે એટલી સાફ હતી કે આવી નજીસ વાત પોતાના મોહોડાંમાંથી પુછવાને પણ તે ધીકારતી. એટલે આ બે જન ભરમમાં કુટાયા કીધાં. એકજવાર જ્યારે કાલીએ બધો ખોલાસો કરવા માંગ્યો તારે પુતળીએ કંઈબી સાંભળ-વાને ધસીને ના પાડી.

'ભુલામરી' વાળા બંગલામાં રાતના કાલી પાછું એનું એજ માથું ખાવા આવ્યો હતો કે અદીએ તુરત વેલા બેલગામથી નીકળી જઈ કોઇ વધારે સલામતીભરેલી જગા ઉપર જવું. પણ જીત્તી અદી એકથી બીજો થાય નહીં. તે મમદ પકડી બેઠો હતો કે 'ભુલામરી'માં રેહવામાં કસી ધાસતી નથી અને હું મારી પોતાની મીલકત છોડીને બાહાર જનાર નથી. અદીના આવા બોલવાથી કાલી નાચાર થયો પણ હવે તો પુતળીનેબી આ વાત ખબર પડી એવા ખ્યાલથી તો તે પુરો ધભરાયો.

"જો અદી, કોઇ દાહાડે અચમુચ પોલીસ આવીને ઉ-ભી રહેશે."

"આવવા દે. તેઓની મને દરકાર નથી. તેઓને હું જડ-વાનો નથી."

"ઓ અદી, એ લોક બરા ચગરા રહેછ. બાગનો દરવાજો હમેશ બંધ જોઇને તે લોકને જરૂર શક પડવાનો."

"કાલી તારે મોહોડે હમણા તાહી ઘણી વધીછ. પકડાઇ જઇશ તો બલા લેતી."

કાલી મોડેથી પાછો ઘર જવા ઉઠયો. ગુલી સાથે દરવાજા સુધી આવી. "કાલી, આએ ધડક ધ્રુજારાએબી હું તો છેક હારી ખાઇ ગઇછ. કંઇબી કરીને અમુને આ દેશમાંથી બાહાર મોકલાવી દે."

"મારી વાહાલી ગુલાબ, હું શું કરૂં. રાત દીન ફ્કરથી મારૂંબી દીલ ઘોવાઈ જાયછે."

"અદી પેલા નાપાક માણેકલાલથી બીહેછ. તેના મનમાં નક્કી ખાતરીછે કે જો અમે બાહાર છટકી જવા કરીએ તો માણેકલાલ અટકાવે. મને પણ તેમજ લાગેછ. એ વાણીઓ બાહારથી દોસતીનું ડોલ ઘાલેછ, પણ અંદરથી દુશમન છે. ઓ દાદાર હોરમઝદ, અમારૂં શું થશે?"

કાલી ઘર ગયો. તેનું માથું ઘુમતું હતું. તેની છાતી દબાઇ ગઈ હતી. પુતળી છેડાઇ પડી હતી, તેથી તેના હાથ પગ ગગડી ગયા હતા. "અગર અદી જીવતો હતે તો અમારી બેટીને તારી સાથ પરણાવીઆ કરતાં મુએલી જોતે." કેખશરૂના આ શખુનો તેને છાતીમાં અટકી બેઠા હતા.

"એને ખબર કેમ પડી હશે?" આ વીચાર તેના મનમાં ઘોળાયા કીધો. તેણે તો જાણયું, પણ રખે લોક જાણે! રખે હરીઆએ કોઈ દાહાડે આદો બારીઓ હોય! રખે ઊંઘમાં

મારેથી કંઇ બોલાયું હોય! માથું દુખતું હતું તે ચાંપતો ચાંપતો તે પોતાના બંગલામાં દાખલ થયો. તેનું શરીર ગળાઇને હાડપાંજર જેવું થઇ ગયું હતું. તે ઉંઘમાં ભડકીને ઉઠતો, અને પોતાના પલંગની નીચે તથા આસે પાસે જોતો. અદીને પકડાયલો, ફાંસી જતો તે સ્વપનામાં જોતો, અને બે ચાર વાર તે ઉંઘમા ચીચારી પાડી ઉઠયો હતો.

"ખરેખાત! એમજ હશે—હવે મને સમજ પડેછ. હરી-ઓ કંઇ બોલે નહીં—જાંહછે તાંહ ઉંઘમાં મેંજ ધાન કાહાડેલો. ઓ ભાઇ! તારૂં શું થશે?"

---

## પ્રકરણ—૨૨.

### જમશેદ વાડીમાં ચેહેલ મેહેલ.

સરદારની જમશેદ વાડીમાં ચેહલ મેહેલ ચાલી રહી હતી. અંદરખાને ગમગીની અને દુઃખ સાથે બાહાર ખુશાળી દીસતી હતી. કેખશરૂ કોટવાલ અને જાઇજી પંદર દાહાડા રેહવા આવ્યાં હતાં, અને તે લીધે ખાનાપીના અને લોકની આવજાવ ઘણી હતી. કાલી અને પુતળી બાહારથી તો એકમેક સાથ વાત કરતાં, ફરવા જતાં, હસતાં પણ અંદર ખાનગી જીંદ-ગીમાં તે લોક રૂસાયલાં હતાં. પુતળી એકદમ મુંગી મંતર થઈ ગઈ હતી. કાલી બે દાહાડે ત્રણ દાહાડે રાતના છુપી રીતે 'ભુલામરી'માં જતો હતો તે તેણીએ જાણયું હતું. તે પોતાની આંખ અને કાન બંધ રાખવાની ઘણીબી તજવીજ કરતી, પણ આખર કરેને માણુસજાત! જરાબી સંસારો

તેણીને કાને પડતા કે તે સમજતી કે કાલી ચાલ્યો! તેણીને જીંદગી અકારી પડી હતી. ધીરજથી સઘળું સેહવાના તેણીએ સોગંદ ખાધા હતા, પણ આ સોગંદ પાલવા ઘણા ભારી હતા, સંતાપ, અદેખાઈ, મોહોબત, ધીરજ એ સઘળાં તેણીની છાતીમાં લડાઇ કરી રહ્યાં હતાં. પણ સાબાશ છે, એ છોકરીને, કે તેણીએ મોહોડામાંથી એક હુકારો કાહાડ્યો નહીં.

જે દાહાડે જાઈજી રેહવા આવ્યાં તે દાહાડે તેવણ પોતાની દીકરીના ઓરડામાં બેઠાં હતાં. હમબાઈ પણ ત્યાં હતી. પુતળી તરતનીજ દીનુને મલીને આવી હતી. જાઈજી આમથી તેમ જોતાં હતાં. "દીકરી પુતળી—એ શું વરી નવા ઢોંગ. એ તમારા લોકના સુવાના ઓરડા જુદા કાંય?"

પુતળી તો રાતી રાતી થઇ ગઇ. ગરમી ઘણી છે એવું તેણીએ કાંઇ લુલું બાહાણુ કાહાડયું. તેણીને તાવ ચહડી આવી, અને જુઠું બોલવું પડતું હતું તેથી લજવાઇને મરવા જેવી થઇ ગઇ. તેણીએ વાત ઘણી ઉડાવી, પણ હમબાઇ પોતાના હાથમાનું શીવવાનું મુકી દઇને તાપસી પુરવા બેઠી. તેણીને પેહલીવાર શક ભરાયો કે કદાચ આ માટી બાયડી વચે આખ‑રે પંચાત સળગી હોય. તે મન સાથ વીચારવા લાગી કે આ વાત જાઈજીને કહું કે નહીં. તેના મનમાં તો એવું કે કંઈબી તાલ કરીને જાઈજીને જણાઉં તો સારૂં. પાપીઓને ઊઘાડા પાડવાની ફરજ હતી. જો પુતળીએ બરાબર ઉપાય લીધો હતે તો કાંઈ ન હતું. પણ હવે તો કાલીને સજા થવીજ જોઈએ. કાલીના ઉપર તેણીને વેર હતું એટલુંજ

નહીં, પણ 'ભુલામણી' મધેની સ્ત્રીને બેહોરમત કરી કાહાડી મુ-કવામાં આવે તો તેણીને ઘણી ખુશાલી ઉપજશે એમ હતું. પણ ઉતાવલ કરવી નહીં—વખત આવવે વાત!

પુતળી પોતાના દીલનું દરદ છુપાવવાને ઘણીબી તજવીજ કરતી, પણ માની આતુર આંખથી કાંઇ છુપું રેહે!

બાઇજી થોડા દાહાડા રહ્યાં તેવાંજ પામી ગયાં કે પુતળી-ના જીવને ચેન નથી. તે હસતી તે પણ તાણી તોડીને. જાંહ છે તાંહ કાંઇબી છે ખરૂં.

"દીકરા પુતળ, કેટલી મુદત થઇ તારી તબીયત સારી લા-ગતી નથી?" એક દાહાડો લાગ જોઇને બાઇજીએ પુછ્યું.

"માએજી, મને શું છે? હું તો સારી પેઠે છઉં?'

"નહીં, તું મારેથી છુપાવેછ. તું રાતના ભુખીને ભુખી ઉઠી જાયછ. તારૂં મોહોડું ઉતરેલું જણાયછ. શુ છે? કાંઇ સારા સમાચાર છે કે?"

"સારા સમાચાર? તે શું?"

"શું વરી? કંઈ બુચો આવવાનો હોય તો અમે બધા ખુશી થઈશું."

પુતળી લજવાઇ ગઇ "નહીં માએજી, તેવું કંઇ નથી." તેણીના દીલમાં કાંટા ભોકાતા હતા, કેમકે હવે પછી એવું સુખ તેણીના નશીબમાં ન સરજેલું હતું.

બાઇજી સમજ્યાં કે જયાં છે ત્યાં પુતળીને દાહાડા છે, પણ સરમાયછ. હવે એને વધારે પજવવી નહીં જોઈએ.

એક દાહાડે સહવારના કાળી પોતાના ઓરડામાં બેસી ન્યુસ-પેપર વાંચતો હતો તેવામાં નોકર કેહેવા આવ્યો કે કારભારી માણેકલાલ આવ્યા છે. અને મળવા ઇચ્છે છે  માણેકલાલને જોઇને કાલીને તાવ આવતી હતી, પણ ઉપાય નહીં.

"સાહેબ મેહરબાન. સરદાર સાહેબ, સહવારના પોહોરમાં આપને રોકવા માટે ક્ષમા માગું છું." માગ જવને જરા ઠીક નથી તેથી દરવાજો બંધ કરાવશો?" આમ બોલી માણેકલાલે બારણું બંધ કરાવ્યું. અને પાછીએ ખુરસી ગભ આંગલી કરી તે પર બેઠા. પછી આસપાસ જોઈ હળવે રહી કહ્યું "કાવસજી શેઠ મારે કાંઇ તમને ખાનગી વાત કેહવી છે. કોઈ સાંભળે એવું તો નથી?"

"નહીં—બારણું બંધ છે, ને બાહાર સંભળાય તેવું નથી."

માણેકલાલે હલવેથી ખીસામાંથી એક વર્તમાન પત્ર કાહાડયું. અને તેમાંથી એક નાહાનો કુકરો કાલીને બતાવીને પત્ર તેના હાથમાં મુકયું. તે કુકરો નીચે પ્રમાણે હતો.

"થોડી મુદત ઉપર યારોડાની જેલમાંથી એક બંધવો નાહાસવા જતાં મરણ પામ્યો હતો તેના સંબંધમાં નવાઈ જેવી અફવાઓ બાહાર આવી છે. કંઇક એવો એસારો કરવામાં આવે છે કે બંધવો મરી ગયો નથી, પણ છટકી ગયો છે."

કાલીના હોઠ ઉજળા પડી ગયા તેમાં પાછું લોહી આણવા માટે તેને કરડી રાખ્યા, અને પુછ્યું "એ કયું પત્ર છે?"

"જામે જમશેદ—પણ એની કંઇ દરકાર કરવી નહીં. એ તો પત્રવાળા છે, ગમે તે લખે."

"નહીં—નહીં—માણેકલાલ—આ મામલો મને પસંદ આવતો નથી. કબુ તમે ધારોછ તેમ હોયબી—તોયે હવે લોકનું ધ્યાન એ અફવા ઉપર દોડશે? હવે શું કરવું?"

"કાંઇ નહીં. એઓ જ્યાં છે ત્યાં સલામત છે. આપણે ગરબડ કરવાની જરૂર નથી. કદાપી પોલીસવાળાઓને વેહેમ પડે તોયે તેઓ 'ભુલામણી' ગમ તો આવવાનાજ નથી."

"અરે ખોદા, એણે અહીં આવવુંજ ન હતું." કાલી કુરગરીને બોલ્યો.

"હા, તે ખરૂં—પણ એઓ પોતે અહીં આવવા તૈયાર થયા, અને તમારાં માએજીએ સઘળું ચોકઠું રચયું."

"માણેકલાલ, એક વાત મારા સમજવામાં આવતી નથી, કે આ કમનશીબ વાત તમારા જાણવામાં કેમ આવી અને હવે તમે અહીં શા સારૂં વળગી રહ્યા છો. ગુસ્સો ના કરશો, પણ આ સવાલો મારા ધ્યાનમાં આવ્યાજ કરે છે."

"શેઠજી, મને પહેલાં કેમ ખબર પડી તે હાલ હું તમને જણાવી શકતો નથી. પણ હાલ હું શા સારૂં અહીં પડી રહું છું તે સમજવું સેહેલ છે. મને બેઠાં રોટલા અને રહેવાનું ઘર મળે છે, અને તેના બદલામાં હું બાઇ ઉપર ખુબ ચોકી રાખું છું. કાંઇ ધાસતી જેવું હશે ત્યારે હું કામ લાગીશ."

"એને એ 'ભુલામરી'માંથી કાહાડવો જોઇએ."

"ના—મારૂં પુછો તો હું કહું છું કે તેમ કરવામાં મોટી ભુલ છે. આ 'જામે જમશેદ'નો ફકરો વાંચ્યો ?"

કાલી કંઈ બોલ્યો નહીં, પણ તેના મનમાં બહુ ચુંથાતું હતું. અદીને અંહી રાખી મેલવામાં મોટો હાથ આ માણેકલાલનો હતો. અદી હીંદુસ્તાનથી બાહાર છટકી જવા પામે તો પછી મેહતાજીની રોજી જતી રેહ. મેહતાજીના શબ્દોજ કહી આપતા હતા કે તે અદીનો દોસ્ત નહીં પણ અદીનો જેલર હતો. પોતાના પેટને ખાતર તેને અહીં સાચવીને રાખતો હતો.

"શેઠજી તમે એમને બાહાર લઇ જવાની વાત કરશોજ ના. અહીંથી પગ બાહાર મેળ્યો કે તુરત પોલીસની નજર ખેંચાશે."

"આ વર્તમાન પત્રના ફકરાની વાત અદીને કહીએ ?" કાલીએ પુછ્યું.

"ના—મારૂં મત એવું છે કે એમને જણાવીને ફોકટમાં ચમકાવવામાં કાંઇ સાર નથી."

આટલી વાતચીત થયા પછી માણેકલાલે રજા લીધી. રસ્તામાં હમબાઇ મલ્યાં, "કેમ છેઓ, મેહતાજી ?"

"સારૂં છે જી. કાંઇ ખબર અંતર ?"

"તમારી 'ભુલામરી' માંની શેઠાણી કેમ છે ?"

"તે તો હું શું જાણું બાઇ. એના શેઠની શેઠાણી—અમારી શેની ?"

"પણ એના શેઠ કાવસજી કેની ?"

"ના બાઇ, આમ ન બોલીએ. જે વાતની આપણી ખાતરી નહીં તે વાત માટે વચ્ચે પડવું ઠીક નહીં."

"પણ મારી ખાતરી છે. હવે બાકી શું રહ્યું? જો બધું બરાબરજ હતે તો કાવસજી રાતના ચોરની કાણી છુપાઇનેસા સારૂં જતે?"

"પણ તે કાંઇ પુરાવો નહીં? બાઇ મારી એક વાત માનજો. આ વાત કોઇને કેહશો નહીં, નહીં તો તેના પરીણામ એવાં થશે કે તમે જણમ સુધી વીસરશો નહીં."

"પરીણામ? કોણુને?"

"તમુને."

"મને એ વાત સાથ શું લાગેછ વળગેછ?"

"તમારા ઉપર લાઇબલની ફરીઆદી ચાલી શકશે. તમે ઊપલી 'ભુલામરી' વાળી બાઇને માટે બાહાર જુઠું બોલો અને તે પુરવાર નહીં કરો તો ફોકટમાં ફસાઇ જશો."

હમબાઇજી આખરે ચમક્યાં "મરવા દેની. મારી જાણે બળા. મને શું. એનું પાપ એ જોય." તેવણે ઠેરાવ કીધો કે મોહોડું બંધ રાખવું.

માણેકલાલ મુછમાં હસીને ચાલ્યા "રાંડ કારસેતાનની કુતરી, એ જો મારાં વસતારાંમા આવીછ તે."

---

## પ્રકરણ—૨૩.

### જાલમાં સપડાયલો કાલો.

કેખશરૂ કોટવાલ અને જાઈજી બેલગામથી રવાના થયાં. સઘળું પાછું સ્મશાન જેવું થઇ ગયું. પુતળી જે સઘળાઓની આવજાવની ગરબડમાં પોતાનું અડધું દુઃખ ભુલી ગઇ હતી, તેણીને હવે પોતાનું ઘર જાણે કરડવા આવતું હતું.

હમબાઇ તો પેલા બ્રહમચારીની પુંઠે ઘેલી જેવી થઇ સારો દાહાડો બાહાર રખડતી હતી, એટલે ઘરમાં કાલી અને પુતળી શીવાય બીજું કોઇ ન હતું. પુતળીને આ ઘણુંજ ભારી પડતુ, અને તે વારેવાર પોતાના ઓરડામાં ભરાઇ આંખ પાણી ભરતી. વાંચનાર બાઇ, તું પોતાને પુતળીની હાલતમાં મુકી જો, અને પછી તને જણાશે કે જે ધીરજથી તે પોતાનું દુઃખ ખમતી તેવી ધીરજ કેટલી વખાણને લાયક છે.

અફસોસ! જ્યાં ખરી મોહોબત હોય છે ત્યાં અદેખાઇથી આતશ બુજાતો નથી, પણ સામો વધારે ઉદીત થાય છે. તેજ પ્રમાણે પુતળીના બાબમા બન્યું હતું. જેમ જેમ કાલી તેણીના વીચાર પ્રમાણે બગડતો જતો હતો, તેમ તેમ તે તેણીને વધારે વાહલો લાગતો હતો. કાલી છુપી રીતે રાતના 'ભુલામરી'માં જતો તેથી પુતળી અદેખાઈને મારે જલી જતી હતી ખરી, પણ તેને છોડી દેવાને તે તૈયાર ન હતી. પુતળીનું મોંહ રોજ રોજ ઉતરી જવા લાગ્યું, અને તેણીનો નાકનો દાંડો નીકળી આવ્યો હતો.

કોઇ કોઈ વાર તેણીને એવું થઈ આવતું કે કંઈબી કરીને કાલી સાથે દોસ્તી કરી નાખું; તેની ગેર ચાલ ઉપર આંખ વીચાંમણા કરૂં. તે છેકજ હારી ગઈ હતી. પણ આવો વીચાર થોડોજ વાર તેણીના અંગમાં રેહતો અને તુરત જતો રેહતો હતો. સર્વે કરતાં તેણીને વધારે એ ખુંચતું કે આ નાપાક લોકને છેક મારા ઘેરની આગળ શા સારૂં રાખ્યાં હશે. એ લોકને લઇ જઈને ઝાનુમમાં કાંય નહીં નાખ્યાં?

કાલી બાહાર ગામ પડેલો હતે તો પુતળી આટલી બધી મુંઝાતે નહીં. પણ એક ઘરમાં સાથે રેહવું, સાથે ખાવું પીવું, અને જુદાં રેહવું તે કેમ બને? તેમા વલી આ બગાડો લોકોની આંખ આગળથી છુપાવવાની તજવીજ કરતાં મુશકેલી ઉલટી વધી હતી. એણીમેર કાલી મુગો મુગો ધીરજથી બેસી રહ્યો હતો. હશે, થશે, બાઇ પોતાની મેળે પાછાં ઠેકાણે આવશે. તેની પાસે બીજો ઉપાય ન હતો, પણ તે છતાં તે તેણીના સાથે ઘણીજ મમતાથી વર્તતો હતો. તેના મનમા વારેવાર આવતું કે આ વાર પુતળી નકામી કરડાઈથી તેના સાથ ચાલેછે, પણ કાલી એટલો ભલો હતો કે તે માટે તેણીને ઠપકો આપવાને તેનો જીવ ચાલતો ન હતો. સામું તે પોતાનેજ ઠપકો આપતો કે મારે પુતળીને ફસાવવી ન હતી.

એક દાહાડો સાંજના પુતળી વાડીમાં ઘણીજ ગમગીન બેઠી હતી એવામાં કાલી બાહારથી અચબુચ આવી લાગ્યો, અને પુતળી આગલ ચાલી આવી ઉભો.

"પુતળી તારૂં મોહોડું ઘણું ઉતરી ગયુંછ?"

"મારૂં માથું દુખેછ, અને મને અંદર જવા ગમતું નથી. થોડા દહાડા થયા મારા જીવને સારૂંજ નથી."

"હા, તેમ છે ખરૂં, પણ તારૂં માથું ઘડીએ ઘડી કેમ દુખેછ?"

"ગરમીથી. હમણાંજ હું તડકેથી ચાલીને જમશેદદાર પંચકીની દીનબાઈ આગળ જઈ આવી."

"પુતળી આવાં તડકાંમાં તારે ચાલવું નહીં હતું, ગારીમાં કાંય નહીં ગેઇ?"

"જરા જેટલાંને સારૂ ગાડી ઘોડાની ધામધુમ મને પસંદ નથી."

"તુને ગમતું હોય તો તારે સારૂ એક નાહાની વીકટોરીઆ ને તટ્ટુ લેઉં?"

"નહીં, તમારાં ગામમાં મને ચાલતુંજ ફરવા વધારે ગમેછ."

"જેમ તારી ખુશી. તે દાહાડે તું કહેતી હતી કે મરઝબાન વાળી 'મુંબઇથી કાશમીર' તુને વાંચવા ગમેછ તે હું લઈ આયોછ."

આમ બોલીને કાલીએ એક સુંદર બાંધેલું પુસ્તક પુતળીના હાથમાં મુક્યું. પુતળી આ મયા જોઇ લજવાઇ ગઇ. તેઓ ચુપચુપ ઉઠીને માંહે ગયાં.

કાલી તો જાણે એક જાલમાં સપડાયલું જાનવર હોય તેમ હતો. હવે પછી કે હમણાં કોઈબી રીતનો છુટકો તેને દીસતો ન હતો. પોતાના ભાઇ માટે તેને રાતના ઘણુંજ ભયંકાર

સપના આવતા હતા. જાણે અદીની પુઠે શીપાઇઓ લાગ્યા હોય અને તે જીવ લઇને નાહાસતો હોય એવું તેને લાગતું હતું. તે સજાગર થતો તારે વીચારતો કે "જો અદીને કોઇ સલામત જગા ઉપર લઈ જવાઇ શકાય તો મારી બાકીની જીંદગીનાં અરધાં વરસ આપી દેઉં." આ વાર કાલી બારીએ ઉભેલો હતો. તેણે જોયું કે પુતળીએ ચાલતાં ચાલતાં ઠોકડ ખાધી અને પડી ગઈ તે પાછી ઉઠી નહીં. સરતના ઘોડાની પેઠે તે દોડયો, અને બાગમાં જઈ જોયછ તો પુતળી બેસુધ થઇ પડી હતી. કાલીએ તેને બચ્ચાંની પેઠે ઉપાડી ને ઝડપમાં એક બાજઠ ઉપર સુવાડી, અને પાણી છાંટીને હુશીયાર કીધી. ફલાગ પડી જવાથી પુતળીનો પગ મોચવાયો હતો, અને ઘણું દરદ કરતો હતો. આ વાર કાલીએ એટલાં પ્રીતથી તેની મદારા કરી કે તેણીની આંખમા આંસુ આવી ગયાં, અને કાલીની છાટી ઉપર માથું મુકી દઈ તે ડુસકે ડુસકે રડી.

"મારી પુતળી, શું છે? શું પગ ઘણો દુ:ખેછ ?"

"નહીં, પગની મને દરકાર નથી."

"તારે મારા જાન, જયારે ઘણે દાહાડે પાછાં આપણે આ પ્રમાણે એખલાં મળયાંછ ત્યારે મને પુછવાની રજા આપ કે આપણે આ પ્રમાણે રેહવામાં કાંઇ અર્થ કે શોભાછે? એથી તું કે હું સુખી છૈએ? આસે પાસેની વાત પડતી મુકી તુ ધીરજથી વીચાર કર. જે બન્યું તે કાંઇ નહીં બન્યું થનાર નથી, અને હવે આપણે એક બીજાંથી જુદાં રેહેવું એ કંઇ ખોદાની નજરમા વાજબી આવે નહીં."

પુતળીએ જે જવાબ આપ્યો તે ભાયગે બે ફીટ દુર હુએ કાને સંભળાય. તેણીએ પોતાનું માંથું હજુબી કાલીની છાતીમા છુપાવી રાખ્યું હતું.

"કાલી, હવે ફરીઆદનું કારણ કંઇજ રહ્યું નથી? હવે બધું બરાબરછે?"

"હા, તેં જે ટપ પકડીછે તેનું કંઇબી કારણ હું જોતો નથી. તુને ગુસસો આવે, મેં તુને ફસાવી એમ તું ધારે, પણ આપણે માટી બાયડી તરીકે જુદાં શા સારૂં રહીયે? આગલો બનાવ જો મારેથી નહીં બન્યા જેવો થઇ શકતો હોય તો હું ખોદાને હાઝર નાઝર ગણી કહુંછ કે તે હું કરૂં, પણ મારૂં કંઇ ચલણ નથી અને તે માટે તું આમ મારા ઉપર સજા કરે એ ઘાતકીપણુંછે. તારે મને માફ કરીને આગલી પાછલી ભુલી જવી જોઈયે. ઓ મારી પુતળી મારી ઉપર સંકટ મોટું છે અને તેં મારી ભાગીઅણ થઇ મને દીલાસો દેવો જોઈયે છે."

આટલું બોલતાંમાં કાલીને દીઓ ભરાઇ આવ્યો. પુતળીએ તેને પોતાની પાસે લીધો અને ગલગલી ગઇ. તે પોતાનું સઘળું દુઃખ અને ફરીઆદ ભુલી ગઇ.

"ઓ મારા કાલી, તારી પોતાની ધણીયાંણી પાછી થઇ રહેવાને હું મારી આંખોથી ખુશી છું. આપણી આ જુદાઇ શું મને ગમેછ? મારો તો રાત દીન જીવ જાયછ. તું મારા ઉપર વીશ્વાશ રાખતો નથી તેમાં મારો શું વાંક? તેનો નીકાલ કાહાડવાનું તારા પોતાનાં હાથમાં છે."

"મારા હાથમાં? તે કેમ?"

એટલામાં કાંઇ વાડીમાં ખડખડાટ સંભળાયો, અને હમબાઇ આવીને અચપુચ ઉભી.

"કાવસજી, કોઇ માણસ 'ઝુલામરી'માંથી આએ ચીઠી લઇ આવ્યોછ. આમ બોલી તેણીએ ચીઠી આગળ ધરી અને આ શબ્દોથી પુતળી ઉપર શું અસર થાય છે તે જોતી ઉભી. પુતળી મુગી મુગી ઉઠીને માંહે ચાલી ગેઇ. હમબાઇ મન સાથે મથન થવા લાગી, અને કાલી મન સાથે હમબાઇને જહાનુમમાં જવાની દુવા માગવા લાગ્યો. પુતળી અને હમબાઇના જવા પછી તેણે ચીઠી ઉખેડીને વાંચી. તે ઘણી સંભાળથી લખેલી હતી.

"સરદાર સાહેબને માલમ થાયજે બંગલામાં જરા અગતનો ફેરફાર કરવાનો છે તેથી ફુરસુદે તસદી લેશો તો મેહરબાની થશે."

લા૦ ધનબાઇ.

કાલી સમજી ગયો કે કાંઈબી સખત પંચાત હશે, નહીં તો ગુલી આ પ્રમાણે ચીઠી લખવાની હીમત કરે નહીં. તે તાંહ ઘણા દાહાડા થયા ગયો ન હતો, કેમજે રખે તેને ત્યાં ઘડી ઘડી જતાં જોઇ કોઇને વેહમ પડે એવી તેને દેહેસત ભરાઇ હતી. તે તુરત માંહે ગયો, અને પુતળીનું બારણું ઠોકયું. પુતળી બારીએ વિચારમાં ઉભી હતી. કાલીએ તેનો હાથ પકડયો અને બોલ્યો "પુતળી, હમબાઇ વચમાં આવી તે અગાઉ આપણે એક અગતની વાત કરતાં હતાં. તું કેહછ કે હાલની હાલત બદલી નાખવાનું મારા હાથમાં છે તે કેમ?"

"નહીં તો બીજું શું? મને કંઈ હાલનો મામલો ગમેછ? ષેરમાં લોકના દેખતાં આએ ફારસ ચાલુ રાખવાથી સામું આપણું સંકટ બેવડું વધેછ. આપણા લગન તે કાંઈ સુતલી દોરડી છે કે તોડી નાખ્યે?"

"પણ તોડી નાખવા કહેછ કોણ? તું પોતેજ પેહલાં જુદી રહી."

"બીજો મારો ઉપાય શું? મારી જાણમાં જો આ મોહોકાણ આવી ન હતે તો ધુળ વાળી. પણ હવે પછીનું કેમ?"

"તેં મને પરણતી વખતે કોલ આપેલો છે. મેં તુને અગાઉથી ચેતાવી હતી કે આપણું સંકટ વખતે વધશે, વખતે આપરી બે આબરૂ થશે, પણ તેં તે વાર જવાબ દીધો કે જે હોય તે ખમવાને તું તૈયાર છે."

"તે ખરૂં, પણ આ જાતની નામોશી મારા મનમાં નહીં હતી. હવે તું કહેછ તેમ હું ધાંકણ વાલવા તૈયાર છું. પણ તારી તરફથી તેંબી જરા કંઇ મને રાજી રાખવા કરવું જોઈએ."

"તારી ખુશી ઉપાડી લેવાને હું મારો જીવ આપવા તૈયાર છું."

"તારે આએ 'ભુલામરી' માંહેનાઓને હાંકી કાહાડ."

કાલી ચમકયો. તેના ભવાં ચહડેલાં જોઈ પુતળી સમજી ગઇ કે તેણીની આ માંગણી કાલીને પસંદ આવી ન હતી.

"જો કાલી, તેઓને મારી આંખ આગલ રેહવા દેવાં એ મને એક જાતનું અપમાન છે. એ લોકને અંહીથી કાહાડવાંજ જોઇએ."

"પુતળી, એમાં મારૂં ચલણ નથી, મારૂં ચાલતે તો હું તારો બોલ ઉપાડી લેતે, પણ હું લાઇલાજ છું."

પુતળીનું મોંહ ઉતરી ગયું "ઠીક છે, જેમ તમારી મરજી. તમારા દીલમાં જો પાપ નહી હોય તો એ કરવું સેહલુંછે."

"મારી પ્યારી, તું એ વાત સમજે નહી."

"સમજે નહી કાંય—બધું સમજે, શું ગામમા ઘેરોનો તોટો છે કે એ લોકને અહીં રાખ્યાંછ?"

"અરે, પણ એ લોકને અંહીથી ખસેડવામાં મોટી ધાસતી છે."

"ધાસતી? શું ધાસતી?"

"વાત બાહાર જણાય તેની."

પુતળી ને કાલી ખરા ખોલાસા ઉપર આવવાની અણી ઉપર હતાં, પણ શેહતાન ચોઘડીઉં વચે નડીઉં અને વળી પાછી વાત ચશકી ગઇ.

"પુતળી, મારા હાથ આ વાતમાં બંધાયલાછે. એક ખોટું કરતાં હું સો ખોટામાં સપડાયોછ, અને હવે નીકલાતું નથી."

ગરીબ બચારો કાલી આ પ્રમાણે ખાલેસ દીલથી બોલતો હતો, પણ પુતળી તેનો અર્થ જુદો સમજી અને ખભરીને બોલી "જે પાપ કરે તે જાણે. જારે તમારેથી આ પાપી સાંટકમાથી છુટાતું નથી તારે હુંબી તમારી થઈ રેહવાને ના પાડુંછું. જયાં સુધી આ લોકને તમે અંહી રાખી મને અપમાન કરશો ત્યાં સુધી હું કાંઈબી વાત સાંભળનાર નથી."

આ પુતળીનો ઠરાવ કાલીને ઘણોજ કરડો લાગ્યો. તેણે ઘણુંબી સમજાવવાનું કીધું, પણ પુતળીએ કાંઈબી સાંભળવા ના પાડી. તે માત્ર એટલુંજ પકડી રહી કે જો "તમે આ ગોઠવણથી નારાજ હો તો હું મારા બાપને ઘર જતી રેહવાને તૈયાર છું."

આ પ્રમાણે આ ભોલું જોડું અંધારામાં આઠડીઆં ખાઇને એક વાર ફરીથી રીસાઈ બેઠું. કાલી શું કરે! ચોમેર ચમકેલો તે લોહીનો ગોટ ગળીને મુગો બેઠો.

---

## પ્રકરણ—૨૪.

## ગુલીની ચીઠી—ઘભરાતની શીરૂઆત.

તેજ દાહાડે રાતના 'ભુલામરી'ની ગીચ વાડીમાં કાલી અને ગુલી ફરતાં હલવે વાત કરેછે. કમબખત હમબાઇ સારી રીતે જાણુતી હતી કે ચીઠી આવીછે એટલે કાલી જવાનો ખરો. તેથી તે રાત્રીએ તેણીએ ચોકી રાખી, અને કાલીને માંહે જતો જોયો.

ગુલી બોલી "કાલી, આજે કેટલા દાહાડા થયા તું આવવાના અખાડા કાંય કરેછ. અદી તો એવો ચીરડાયછ કે આખરે તુને મેં ચીઠી લખવાની હીમત કીધી. તું ગુસ્સે તો નથી કેની?"

"દીકરી, તારી સાથ ગુસ્સે થઇને શું કરૂં? મને લાગ્યું કે ઘડી ઘડી આવવું ઠીક નહી. પણ બોલની તુને શું વાત ખાનગી કેહવાની છે?"

કોઇએ નનામે નામે એક ન્યુસપેપર મારા ઉપર મોકલ્યુંછે તેમા આએ ફકરો લાલ શાહીથી મારક કીધેલો હતો. તે જોતાંજ મારા તો હાથ પગ ઢીલા પડી ગયાછે, કાલી શું કરૂં તે મને સુજતું નથી."

"મેંબી એ ફકરો અગાઉ વાંચેલો છે પણ તે આપરેજ સારૂં છે એમ કેમ કહેવાય?"

"માણેકલાલબી એમજ કહેછે. તેવણુબી બોલતાતા કે એ કંઇ અકસમાતથી સંજોગ મળી ગયો હશે."

"માણેકલાલ! માણેકલાલ અહીં કાંહથી આવ્યો?"

"અદીએ આએ વાત સારૂ પુછવા બોલાવ્યો હતો. તે કહેછે કે હવે ગુપચુપ અહીં પડી રેહવા શીવાય ઉપાય નથી."

"ગુલી, માણેકલાલ સાથ વાત થઇ ત્યારે તું હાઝર હતી કે?"

"નહીં—મને એનું મોહોડું જોવા ગમતું નથી. મારી પક્કી ખાતરી છે કે પોતાનું હોજરૂં ભરવા ખાતર એ અમને અહીં દાબી રાખેછ. અમારાં સંકટની વખતે એણે અમને મદદ કીધી હતી ખરી, પણ એ હમણાં તો અમારો જમ જેવો થઇ લાગો છે."

"આએ ફકરા વીશે અદી શું ધારેછ?"

"એ બાહારથી તો હમેશની માફકજ નફકરો દેખાયછ, પણ હું ધારૂંછ કે આ ફકરો વાંચીઆ પછી અંદરથી એ ધભરાયલો છે. આજે એના જીવનેબી સારૂં નથી."

"શું છે?"

"એની હમેંશની ફરીયાદ. કંઇ વધી જશે તો હું શું કરશ. કાલી, મને તેની રાત દન ફકર પડેછ, વરી પાછું લીવર ખેંચાઇને આએ મોટું થઇ આયુંછ. પણ કાલી હું એક તુને ઘણી અગતની વાત કહેવાની છેઉં."

"તે શું?"

"એ તરણ વરસની વાત પર ચારટરડ બેંકમાંથી વીશ હજાર રૂપીઆની રકમ ખોટા દસતાવેજ બનાવીને ખાઇ જનાર વાણીઓ નામે રંગીલદાશનું નામ તુંને યાદ છે."

"નહીં, મને તો કાંઇ યાદ નથી."

"જો—જો—જરા બરાબર યાદ કર. એ બાબદ ન્યુસ-પેપરમાં છાપાછાપી થઇતી કે એ વાણીઆને ટ્રેનમાં ચોકી પોહોરા સાથે મુંબઇ લઇ જતા હતા તેટલાં ગાડીનું બારણું ઉંઘાડીને થાણા આગળ છટકી ગીઓ. કેમ હવે કંઈ યાદ આવેછ?"

"હા, હવે મને યાદ આવેછ ખરૂં. તેનું નામ રંગીલદાશ હતું કે? પણ તેનું શું?"

"જો અને ગુમાન જાયછ કે આએ માણેકલાલ તે ઉપલો રંગીલદાશજ છે."

"હેં! એ શું બોલે છે? એમ ધારવાનું કાંઇ કારણ?"

"જો સાંભળ. તે દાહાડે માણેકલાલને અદીએ બોલાવ્યો ત્યારે સાંજ હતી. અદીને દેખાડવા સારૂં માણેક-લાલે પોતાના ખીસામાંથી કાંઇ કાગળ કાહાડીઆં તે ટલાં અકસમાતથી એક પરબીડું તેના ખીસામાંથી ભોંય

ઉપર પડી ગયું જે તેના જવા પછી મેં ઊંચકી લીધું. તે ઉપર રંગીલદાશ નંનદલાલનું નામ લખેલું હતું.

"ઘણી અજબ જેવી વાત, ગુલી; એ માણેકલાલના બાપનું નામ શું? એ કાંહનો રેહવાશી છે તે નક્કી જાણવું જોઇએ."

"મને લાગેછ કે એવણ આપરી સંભાળ રાખવાને મસે અંહી પડી રહયાછ, પણ જાંહ છે તાંહ એવણના પોતાનાજ પાણી મુએલાં છે."

"ગુલી એ પરબીડું સાદું હતું કે ટપાલનું?"

"ટપાલનું હતું. જો મારા કાલી, મારી અટકલ ખરી પડે તો આપણો છુટકો થાય. આહ! અમે છુટીએ તો કેવી મજેહ પડે. મારી ખાતરી છે કે જો આ માણેકલાલ અંહીથી પતે તો અમે કોઈ દુર શેહરમાં સલામત જઇ પડયે."

આટલી વાત કરી કાલી અને ગુલી બંગલામાં ગયાં જયાં અદી અધીરો પડી વાટ જોતો હતો. માંહે જતાં કાલી-એ ગુલીને કહ્યું, "હું એ તારા બોલવા ઉપર વીચાર કરીશ. તેં એ વીશે અદી સાથ વાત કીધીછ કે?"

"નહીં, એ એટલો આકલો છે કે કોણ જાણે શું નું શું કરી નાખે તેથી પેહલાં તુનેજ ચેતાવવાનું દરૂસ્ત લાગું."

"બરાબર છે, હાલતો અખાડા."

કાલીએ અદીને ઘણોએી વારીઓ, પણ અદી ફકત હસીને સઘળી મશકરી ગણતો અને કાલી જયારે ઘર જવા નીકળ્યો

ત્યારે તેને દરવાજા સુધી મુકવા આવ્યો. કાલીને ઘણી વાર વીચાર આવતો કે એનું માથું બગડયું તો નહીં હોય. તે બેધડક દરવાજા સુધી આવ્યો અને હસવા લાગ્યો.

"છટ, છટ, કાલીઆ, તું છેક એવો બીકણુ શું થઈ ગયોછ? અંહી કોણુ કાલો ચોર અંધારી રાતનાં આવવાનો હતો. વળી મને હુંઇ ઓળખેછ કોણુ?"

આ શબ્દો હજુતો બાહાર પડે એવામાં એક પોલીસ સીપાઇ ત્યાંથી પસાર થઇ ગયો. અદીતો ઝાડ પછવાડે છું-પાઇ ગયો, પણુ કાલીની છાતી એટલા જોરથી ઠડકતી હતી કે જાણે દુરથી સંભળાય.

---

## પ્રકરણુ—૨૫.

## ગુંચવાંમા ગુંચ.

"સરદાર સાહેબ, બેસી જશો ટ્રેન હમણા ઉપડશે" આ પ્રમાણે સ્ટેશન માસતરે કાલીને કહ્યું. કાલી ટ્રેનમાં બેસી પાસેના સ્ટેશન સુધી જતો હતો. તે ઝડપમાં ચહડી ગયો અને ટ્રેન ઉપડી ત્યારે તેના જોવામાં આવ્યું કે ટ્રેનમાં એક પારસન બાઈ બેઠી હતી.

"ઓ ગુલ! તું કાંહ જાયછ?"

"પાસેનાજ સ્ટેશનપર. આખો સટ ખરાબ થઇ ગીઓછ તે ડાકટર કહેજે તું પોતે આવ." ગુલી શું કહેવા માંગતી

હતી તે કાલી સમજ્યો, પણ વાંચનારને હજુ સમજ પાડવાની જરૂર નથી.

"અદી કેમ છે ?"

"હાલ તો સારી પેઠે છે, કાલે તારી ઘણી વાટ જોઇ."

"પરમ દહાડે રાતના હું એવો ગભરાયો કે મને આવવાની હીંમત ચાલતી નથી."

આ પ્રમાણે આ નીરદોશ જીવડાઓ વાત કરતાં બેઠાં છે, અને ટ્રેન પોતાનો રસતો કાપે છે. પણ ચોઘડયું જુઓ. અકસમાતથી એજ ટ્રેનમાં હમબાઇ પણ કાંઇ ખરીદી કરવા સારૂં પાસેના સ્ટેશન ઉપર જતી હતી. તેણીએ કાલીને ઝડપમાં સ્ટેશન ઉપર આવતાં જોયો હતો, અને પોતે છુપાઇ ગઇ હતી. પોતાની પાસેનીજ ગાડીમાં કાલી બેઠો હતો. "એવણ શું કામ જતા હશે ? પુતળીને એ વાતની ખબર હશે કે ?" આ સવાલો તે પોતાનાં મન સાથ પુછવા લાગી.

સ્ટેશન આવ્યું કે કાલી કુદી પડયો, અને હમબાઇની અજાયબી વચ્ચે એક બાઇને હાથ પકડીને ગાડીમાંથી હેઠે ઉતારી! વાહ! કાલી અને 'ભુલામણી'વાલી સ્ત્રી!

તોબાહ! તોબાહ! ઠગારો! ચંડાલ! ગરીબ બચારી ભોલી પુતળી!

કાલી કાંઇ પાસેના સ્ટેશન ઉપર જતો ન હતો. તેણે તો પુતળીને જણાવી મુંબાઇ જવાની ટીકીટ લીધી હતી. આએ રંગીલદાસ કોણ છે તેની કાંઇક ખબર કાહાડવાની તેની મતલબ હતી. તે પાછો ટ્રેન ઉપર ચહડી બેઠો, તેણે

વર્તમાન પત્રોની એ વરસની ફાઈલ ખોલી જોઇ, અને સઘળો મુકદમો વાંચ્યો. કોઈ રંગીલદાશ નામે કાયસથ એક બેંકમાં સરાફ હતો, અને ઘણા વરસ સુધી પ્રમાણીકપણે નોકરી બજાવી આખરે સટો કરવા પડયો. આસતે આસતે મોટી ખોટ ખમતાં તે સપાટામાં આવી ગયો, અને પોતાને બચાવવા માટે બેંકના નાણા ઉચાપત કરયાં. તેમ કરવા માટે તેણે ખોટી સહીઓ કરી. સેવટે આ સઘળું પકડાઈ ગયું, અને રંગીલદાસ નાહાસી ગયો. ડીટેકટીવ ખાતાંનો એક ચાળાક અમલદાર તેની પુઠે લાગો, અને તેને શોલાપુરમાં પકડયો. ટ્રેનમાં કલીઆણી અને ઠાણાની વચ્ચે તે રાતના ચાલતી ટ્રેને કુદાવી પડયો અને છટકી ગયો.

આટલું વાંચી કાલીએ ઠરાવ કીધો કે મુંબાઇ જઇને એની જુસતેજો કરવી. જો આ માણેકલાલ કાંઇ સપાટામાં આવી જાયતો અદી બચે. મુંબાઇ પોંચતાને વાર તે પોતાના વકીલને ત્યાં ગયો. અલબતે આ તપાસ ઘણી સંભાળથી ચલાવવાની હતી, નહીં તો ધરમ કરતાં કરમ નડે. માણેકલાલને ખબર પડે અને તે જો ગુનેહગાર નહીં હોય તો છેડાઇને સામો અદીનો ઘાન વાળી નાખે.

મુંબાઈમાં કાલીનો વકીલ મી૦ સ્મીથ હતો. મી૦ સ્મીથ આગળ પણ પોતાનો ભેદ ખોલવાને કાલી અચકાયો. તેણે બીતાં બીતાં રંગીલદાશની હકીકત પુછી પણ મી૦ સ્મીથને કસી ખબર ન હતી.

"સરદાર સાહેબ, એ વાત જુની હોવાથી મને બરાબર યાદ નથી, પણ તમે જો પોલીસ કમીશનરને પુછશો તો બધી વીગત મલશે. તમે કહો તો ચીઠી આપું."

"નહીં, કાંઇ જરૂર નથી. જો કદાચ હું પોલીસ હાફીસમાં જાંઉ તો મારે ખરે નામે પુછપરછ કરવાની મારી ઇચ્છા નથી."

"સબબ?"

"આએ કામમાં મારો કાંઇ હાથ છે એમ મારે જણાવવું નથી. પોલીસમાં મને કોઈ ઓળખે અને કાંઇ આડા અવળા સવાલ કરે તે મને પસંદ નથી."

ઠીકછે તારે. હું તમુને એક ઘણાજ ચબરાક ડીટેક્ટીવ ઉપર ચીઠી આપુંછ. આખી ફોજમા તે ઘણો હુશીઆરછે. તમે તેને ઘેર જઇને મળજો અને તે બધી ખબર તમુને આપશે. તમારૂં નામ તેને જણાવવાની જરૂર નથી અને તે તમુને પુછશેબી નહીં. મારી ચીઠી છે એટલે બસ થશે."

"તારે તો ઘણી મેરબાની."

મી૦ સ્મીથે તેજ ઘડી ચીઠી લખી અને ઉપર "રાવબાહાદુર મોરારરાવ, એલ્લાસીસ રોડ"નું સરનામું કરીને કાલીના હાથમા મુકી, મી૦ સ્મીથનો ઉપકાર માની કાલી ત્યાંથી ભાડાની વીકટોરીઆમાં દોડયો. એલાસીસ રોડમાં રાવસાહેબનું ઘર શોધી કાહાડીયું અને નોકરને પુછ્યું કે "સાહેબ ઘરમાં છે?"

"હાજી, નામ શું?"

"નામની કંઈ જરૂર નથી. કેહકે કોઈ શેઠ મળવા માંગેછ."

થોડી વારમાં નોકર આવ્યો અને કાલીને ઉપર લઇ ગયો. રાવસાહેબ એક ટેબલ ઉપર બેસી કંઇ વાંચતા હતા, તેવણે કાવસજીને

ખુરશી આપી, અને મી૦ સ્મીથની ચીઠી વાંચી. રાવસાહેબ મોરારરાઓ સોવામણા અને ચંચલ દેખાવના હતા. ડીટેકટીવ ખાતામાં તેવણે મોટું નામ કાહડયું હતું. તેવણે તુરત જોઇ લીધું કે આ ચીઠી લાવનાર કોઇ મોટું માણસ છે.

"બેસો સાહેબ, કાંઇ ફરમાશ ?"

કાલીએ સંભાળથી પોતાની હાજત જાહેર કરી.

"કેમ શેઠજી, તમને કાંઇ બાતમી મલીછ કે ? હોય તો કહો કે તમને રૂ૨૦૦૦) નું ઈનામ છપાયુંછ તે મલશે."

"ઓહો ! રંગીલદાસને પકડવાનું ઇનામબી છે ?"

"હાજી, એ હજુ પકડાયો નથી, અને તેથી અમારાં ડીટેકટીવ ખાતાંને ઘણી નામોશી લાગી છે."

"મને ઇનાંમની હાજત તો નથી. હું માત્ર એટલું જાણવા માંગુંછ કે એ ધણી હાલ કાંહ છે અને તે દેખાવે કેવો છે ?"

"અમારૂં ખાનગી મત એવું છે કે એ ધણી મુંબઇ ઈલાકામાંજ છે. તેનાં ઉપર એવો જાપતો રાખેલો છે કે તે આ દેશ છોડી શકે એવું નથી."

"એનો કાંઇ ફોટોગરાફ છે ?"

"નહીં, પણ મારો એક જમાદાર યુસફ એને સારી રીતે પીછાંણે છે."

"તારે તો મને એ જમાદાર સાથ મેળવી આપશો તો ઉપકાર થશે."

"ઘણી ખુશીની સાથે. અને યુસફ્ભી તમારો ઉપકાર માનશે કેમકે એનાંજ હાથમાંથી એ રંગીલદાશ છટકી ગયો હતો."

"હું કાંઇ મળું?"

"તમે રાતના આઠ વાગતે આવજો. હું એને અંહીં બોલાવી રાખીશ."

કાલીએ રજા લીધી. રાવસાહેબ મન સાથ વમાસવા લાગ્યા એ કોણ હશે? બચારાના માંથાં ઉપર મોટી ચીંતા દેખાયછ. જાંઇ છે તાંઇ રંગીલદાસની જગા એને ખબર છે, પણ ખાત્રી થાય નહીં ત્યાં સુધી જાહેર કરવાને અચકાયછ. ઠીકછે, શેઠજી સાહેબ, તમારીબી ખબર લઇશું..

રાતના આઠ વાગતે બરાબર કાલી રાવસાહેબને મકાને ગયો. યુસફ ત્યાં હાજર હતો. તે મસ મોટો છ ફીટ ઊંચો હતો, અને રંગીલદાશને હાથે હારે એવો નહીં હતો.

રાવસાહેબે પુછ્યું "યુસફ તું રંગીલદાશને પીછાણેછ, નહીં?"

"હા સાહેબ, અછી તરેહથી."

"તે કેવો છે તેનું બયાંન બરાબર આ શેઠને આપ."

"ઓહો! તે પકડાયો કે શું?"

"નહીં યુસફ, ઉતાવલો ના થા. મેં જે કહ્યું તે ઉપર ધયાંન આપ."

"સાહેબ, તે તમારા જેટલો ઊંચો છે, રંગે ઘણો સાંવળો છે ને આંખો જરા ભુરી છે. બોલવામાં ચબરાક છે."

"સાફ બોલેછ કે ઉતાવળે?" કાલીએ પુછ્યું.

"બહુજ ધીમે. દાંત રંગેલા છે."

"આએ તો આબાદ માણેકલાલનોજ હેવાલ!" કાલી મન સાથ વીચારવા લાગ્યો. યુસફ ખુબ બારીકીથી કાલી ગમ જોતો હતો.

"તેની તશવીર છે?"

"નહીંજી, હું કોઇ દહાડે ભુલીયો નથી, પણ આ વાણીઆએ મારી આબરૂ લીધી."

"એ છટકયો કેમ?"

"હું તો હાથે કડી પેહરાવવા જતો હતો પણ એણે બહુ આજીજી કરી અને મેં બી જોયું કે આબરૂદાર માણુસ છે તે હવે કાંહ જવાનો છે તેથી કડી નહીં લગાડી. હમે ત્રીજા કલાસમા સાથે બેઠા અને એ લુછાએ આંગ ઉપર ધાબળી નાખી. થાણે આવતાં ટનલ આવેછ તેમાથી ટ્રેન પસાર થતાં એક ઝટકો મારી તે કુદી પડયો અને ધાબળી અમારા હાથમાં રહી ગઇ. હમે ટ્રેન થોભાવીએ તેટલાં તો ગાડી બે ત્રણ માઇલ નીકલી ગઇ. અમે તનલ શોધી કે એ મુઝી મુવેલો મલે, પણ ફોકટ."

"પણ ચાલતી ટ્રેને કુદી પડતાં એને કાંઇ ઈજા તો થવી જોઇયે."

"અલબતે, હાથ પગ જરૂર ભાગી ગયો હશે."

કાલીને માણેકલાલનો ઝોલીમાં રાખેલો હાથ યાદ આવ્યો. તેના મોઢ પર હતું કે સઘળું કહી દેઉં પણ બદીને લીધે તે અખાડા કરી ગયો.

"એ રંગીલદાસની ઉમર શું હશે?"

"હમણાં ચાળીશેક હશે, સાહેબ, તેની કાંઇબી ભાલ મળે તો મને કહેજો સાહેબ. હું તમારું હેશાન ભુલીશ નહીં."

"મને કંઈ ખબર નથી." આટલા શબ્દો બોલી કાલીએ રજા લીધી.

---

## પ્રકરણ—૨૬.

### બેલગામમાં શું બને છે.

કાલીને મુંબઇમાં પોતાની ખોળ કરતો મુકીને બેલગામમાં શું થાય છે તેની સેહેજ ખબર લેવાની જરૂર છે. પુતળી અને હમબાઈ બેસીને સીવે છે તેટલાં કાલીનો તાર આવ્યો.

"મારેથી કાલે આવવાને બનશે નહીં, કામ વધારે છે, હું પરમ દહાડે આવીશ."

પુતળી તાર હાથમાં પકડતી મન સાથ વમાસતી બોલી, "એટલું બધું તે શું કામ હશે?"

હમબાઈએ તાર વાંચ્યો, અને તુચ્છકારથી જમીન ઉપર ફેંકી દીધો. "જા—જા—પુતળી—તુને સુજતું નહીં હોય તો ચશમો પેહેર—એમ જાણીજોઈને આંખ વીંચામણા કીધામાં

કાંઈ ફાવશો છો? મેં આટલા દહાડા તો મુગે મોહોડે ખમ્યું, પણ હવે મારેથી વધારે ખમાતું નહીં. કામ સોના ને કાજ સોના. કાલી સહવારના એક જણની સાથે મુંબઇ ગયો."

"તે કોણ?" પુતળીએ બેદરકારીથી પુછ્યું.

"કોણ વળી–પેલી રાંડ 'ભુલામણી'માંની નાપાક ધુનેહગાર!"

પુતળી આ ઉત્તર સાંભળીને ચાદર જેવી ઉજળી થઇ ગઇ, પણ એક શબ્દ બોલી નહીં.

"ઓ પુતળી, મને માફ કરજે. પણ હવે મારેથી વધારે જોવાતું નથી, તેથી મેં તુને કહી દીધું. મેં એ લોકોને મારી નજરો નજર એકજ ગાડીમાં સાથે બેઠેલાં જોયાં."

પુતળીના મનમાં શું થતું હશે તે સમજવું સેહેલ છે. પણ આફરીન એ રૂડી છોકરી! પોતાના મનમાંની વાત મનમાં રાખીને તે ફકત એટલુંજ બોલી "હશે, એહુને બાહાર જવાનું કામ હોય ને વખતે સાથે થઈ ગયાં હોય, તેમાં શું?"

હમબાઇનું તો પાકીને પોળો થઈ ગયું. પુતળી તો નરૂં ટાઢું પાણીનું માટલું. બાહારથી ટાઢું, પણ પોતાના ખાનગી ઓરડામાં! અરે ખોદા! બસ હંઇજ પડદો પડવા દઇએ.

"ઓ કાલી! કાલી! ગીએ સનીવારેજ તેં મારી આગળ એકરાર કીધો કે જે બની તે ગઇ ગુજરી વાત છે. ચાલો, ખોદા તારૂંબી ભલું કરે."

ઉપલી વાત બન્યાને ત્રીજે દહાડે જે ટ્રેન બેલગામ આવી ઉભી, તેમાં ફરસ્ટ કલાસમાંથી બે બાઈઓ ઉતરી.

પલાટફારમ ઉપર જમાવ થયલા લોકોએ એકને તો પીછાણી કે તે તો સરદાર કાવસજીનાં ધણીઆણી હતાં. બીજી બાઈ જે ઘણીજ દેખામણી હતી તેણીને કોઇ ઓળખતું હોય એમ જણાતું ન હતું. સ્ટેશન ઉપર પુતળીબાઇનો નોકર ભાડેની ગાડી લઇને પોતાની બાઈને સારૂં તૈયાર ઉભો હતો.

પુતળી બેલગામથી ફક્ત બે સ્ટેશન દુર કોઇને મળવા ગઇ હતી. પાછું ફરતાં જ્યારે તે સ્ટેશન ઉપર મુંબઇવાળી ટ્રેન આવી ત્યારે તે ફરસ્ટ કલાસમાં બેઠી, જેમાં એક પારસણ બાઈ એખલાં મુંબઇથી આવતાં હતાં. તેઓ લગાર નવાઇથી એક બીજા ગમ જોવા લાગ્યાં. તેમાં ફેર શું! બન્ને જુવાન અને બન્ને ખુબસુરત હતાં.

"આહ શું બાલનો બારો! ને કેવી બલુ આંખ! ચેહરાનો કલ્લો શું મજાનો છે—કોણ જાણે કોણ હશે!" આમ પુતળી પોતાના મન સાથ બોલે છે.

"મેં આવી રમકડાં જેવી છોકરી તો કોઇ દહાડે મારા જન્મમમાં જોઇ નથી. કેવી નમાની ને કાંકણી દેખાયછ! જાંહ છે તાંહ કોઇ મોટું માણસ દેખાયછ!" આવો વીચાર પેલી બીજી બાઇ પોતાના મન સાથ કરતી છે. કાંઇબી કારણ જાણ્યા વગર આ બે બાનુઓ એક બીજા તરફ ખેંચાવા લાગી. બેલગામ સ્ટેશન આવી પુગવાને પાએક કલાકનો વીલંબ હતો, તેટલાં પુતળીનો પંખો જમીન ઉપર પડી ગયો, અને તેપર સામી બાઈનો પગ પડયો. બંન્ને બાનુઓ ઉંચકવાને વાંકી વળી. સામી બાનુ બોલી "કંઇ નહીંજી, કંઇ નહી, ભાગો કે!"

"નહીં—ને ભાગો તો એમાં શું!"

આટલા સાદા શબ્દોથી પેહેલ વેહેલી જબાં બન્નેની ઉપડી. સામી બાઇએ પુછ્યું "જી, તમે બેલગામ ઉતરવાનાં કે?"

"હાજી, મારૂં રેહેવાનું બેલગામમાંજ છે, તમે લાંબા જ-વાનાં કે?"

"નહીં, હુંબી હાલ તુરત તો અંહીજ રેહવાની છેઉં."

સ્ટેશન આવી લાગ્યું. પુતળી ગાડીમાંથી પોતાનો સામન કહડાવતી હતી તેટલાં પેલી પારકી બાઈ બાહાર નીકળી પડી, અને એક ભાડાંની ગાડી ઉભેલી હતી તેમાં બેસવા જતી હતી તેટલાં ગાડી આગળ ઉભેલો નોકર બોલ્યો "બાઇ સાહેબ, એતો મારી બાઇને સારૂં છે."

"તારી બાઇ! કોણ બાઈ?"

"સરદાર સાહેબનાં શેઠાણી!"

આ જવાબ સાંભળી પેલી બાઇ ઉજળી સપ થઈ ગઇ. તે ત્યાંથી ઝડપમાં ખસી ગઈ. આએ ખુબસુરત છોડી ગાડીમાં સામે બેઠી હતી તે કાળીની બાયડી! પુતળી એવામાં આવી લાગી, અને બાઇને ગાડી વગર જોઇ પોતાની સાથે લઇ જવા કહ્યું, પણ તેણીએ ધસીને ના પાડી અને ત્યાંથી ધસોરા સમેત ચાલી ગઇ.

પુતળીએ અજાયબીથી નોકરને પુછ્યું "મકન, તુને ખબર છે કે એ બાઇ કોણ છે?"

"હોવે! એ તો 'ભુરામરી'માં રહે તે બાઇ, ધનબાઈજી!"

આ ભોળા નોકરે કહ્યું હતે કે એ બાઇ મમા અવવા છે તો તેથી જેટલી પુતળી ચમકતે નહીં તેટલી આ ઉત્તરથી ચમકી. તેની સાથે એકજ ગાડીમાં! અને વળી હસી હસીને વાત કીધી! હમબાઇ કેહતી હતી તે ખરૂં. રાંડનો ચેહરો તો ખરેખર ફરેસતા જેવોજ છે. પુતળીનો જીવ ખગડી આવ્યો. તે ગાડીમાં અઢેલાઇને પડી. "અરે-અરે-આ સ્ત્રીની સાથ વાત કરવા કરતાં મારી જીભ કપાઇ ગઈ હતે તો સારૂં. સરદાર સાહેબની બાઈને સારૂં ગાડીછે એમ સાંભળી તે કેવી ચોંકી. સાથે મુંબઇથી બધા ગાંસડા લાવીછ તે સઘળા ફાલીએજ અપાવ્યા કાંય નહીં હોય?"

'ભુલામરી' આગળ ગાડી આવતાં જોયછ તો દરવાજા ઉપર એક ડોગી સઘળા ગાંસડાઓ માંહે લેતી હતી, અને 'ભુલામરી'ની શેઠાણી આગળ ઉભાં હતાં. પુતળીની અને તેની નજર એક થઈ. પુતળીએ ડોકું ફેરવી નાખ્યું, પણ પેલી તો દયામણું મોહ કરીને જોયાજ કરતી હતી. સામેથી માણેકલાલ છુપાઇને આ સઘળો તમાશો જોતા હતા કે વળી આ તે શું કૌતક છે.

પુતળી લોહીનો ગોટ ગળીને વીચારવા લાગી. "મારા કરતાં આ ધર્થીમા બીજું કોઈ વધારે દુઃખી હશે? હવે હું કેમ જીવું?"

ઘર આવી પોંચતાં ગાડીમાંથી ઉતરવા વગર પુતળીએ સવાલ કીધો "શેઠ મુંબઈથી આવ્યા કે?"

હરીઆએ ના પાડવાથી તેણીએ ભાડાંની ગાડીને જમશેદજી પંચફીનાં ઘર ગમ હાંકવાનો હુકમ ફરમાવ્યો. પુતળીને

વીચાર આવ્યો હતો કે, જો આ ટાંકણે કોઇબી દીલાસો નહીં દેશે તો તેનો જીવ નીકળી જશે. તેણીએ દુઃખીઆરી દીનુ પાસ જવાનું ઠરાવ્યું હતું.

દીનુ લકવાથી અડી ગયલી, રાબેતા મુજબ પોતાના સોફા કોચ ઉપર પડેલી હતી. તે ઘણીજ ગમગીન દીસ્તી હતી.

"ઓ મારી પુતળ, સારૂં થયું જે તું આવી. આજે મને દલગીરીનાં ઘણા કારણ મળ્યાં છે, અને તેથી હું ઘણી ઉદાસ હતી."

દીનુના આંસુ અને નરમ ફરીયાદથી પુતળીથી વધારે ટકાયું નહીં. દીનુની છાતી ઉપર માથું મુકીને તે ગદગદીને રડી પડી.

"ઓ દીનુ—દીનુ—જેટલું સંકટ મારી ઉપર છે તેટલું તારી ઉપર નહીં હશે. મારી જીંદગી ધુળ મળી ગઇ છે, અને મારી છાતી ફાટી જાય છે. હું સાંમી તારી પાસે દીલાસો લેવા આવી છું."

ભલી દીનુ પોતાનું દુઃખ તો જાણે ચમતકારની પેઠે ભુલી ગઇ. પેહેલાં તો તેણીએ ઘણીજ ધીરજથી પણ સંભાળથી પુતળીને ઠંડી પાડી.

"મારી વાહાલી પુતળ, તુંને હું કંઇબી કહું તેની અગાઉ મારે એક સવાલ પુછવો જોઇએ. તારૂં દુઃખ શું છે તે કહેવાને તુંને છુટ છે?"

પુતળીએ ડોકું ધુણાવ્યું.

"નહીં? તારે ના કહે, તેની કશી જરૂર નથી."

"મારૂં દુઃખ ઘણું મોટું છે, પણ તે મારાં પેટમાંજ રાખવાની જરૂર છે."

"દીકરી મારી, ગમે એવાં મોટાં દુઃખનોબી છેડો આવે છે. તું શા કારણ આમ અધીરી પડી જાય છે?"

"નહીં, મારાં દુઃખનો છેડોજ નથી. હું ધારૂં છ કે દાદાર હોરમઝદ મારા ઉપર ખફા થયા છે."

"અરે ચુપ, ગાંડી છોકરી—શું તું જાણુતી નથી કે કોઇ વાર વાદળ ઘેરાયલું હોય તેની પાછળજ ચળકતો સુરજ હોય છે. આપણે તો માત્ર કાળું વાદળજ જોઈયે છીયે, પણ પછવાડે જે તેજ આવે છે તેની આપણને શું ખબર છે? તે પોતાની મેળે બાહેર આવશે. દાદાર હોરમઝદ આપણે માંથે છે—તે ઉપર વીશ્વાસ રાખ."

પુતળી ચુપ બેશી રહી. કોઇવાર દીલ એટલું જખમી થાય છે કે ગમે એવો દીલાસો ગળે ઉતરતો નથી. પુતળીને એમજ લાગતું હતું કે મારો હવે કંઈ ચારો રહ્યો નથી. દીનુ 'ધીરજ' અને 'નરમાશ' ના ફટવા આપતી, પણ પુતળીને હાલ તે કડવા ઝેર જેવા લાગતા હતા. તેનું દીલ ફીનેવર થયું હતું.

આખરે દીનુ બોલી "પુતળી, તારૂં દુઃખ શું છે તે જાણવાની હું ઈંતેજાર નથી. પણ જ્યાં છે ત્યાં તુને તારા ભરથાર સાથ કાંઈ—

"હા, તેમજ છે."

"ત્યારે તો સાંભળ, ગમે તે થાય પણ **ખમો જજે**. જે સ્ત્રી પોતાના ધણીથી ખરેખરી જુદી પડેછે તેની જીંદગી કેવી

જાયછે તેની તને ખબરબી નહીં હશે. મારી ઓળખાણની એક બાઇ છે જે એમજ ઉતાવળી થઈ પોતાના ધણીથી છુટી પડી. પરણ્યા પછી તેઓ મરાયાં—જો કે તેમાં ધણીનો ખરેખરો વાંક હતો. તે બદચાલનો હતો અને પોતાની ધણીઆણીને ઘણો ગેરઇનસાફ કરતો હતો. અમે તેને ઘણીબી સમજાવી પણ તે ઘણી ખીજાઈ ગઈ હતી, અને પોતાના ભરથારની રૂસવાઇ કરવાની તથા સજા કરવાની મતલબથી તેનાથી છુટી પડી. આહ! પુતળી, તે દાહાડેથી તેણીની ગમગીની અને ખરાબીનો ખરો દાહાડો શીરૂ થયો. પેહલાં થોડા દાહાડા તો હોહા થઈ તથા તેનો ધણી ફફડયો ચટકયો તેથી આ પગલું તેણીને સારૂં લાગ્યું, પણ જ્યારે બધું વગે સગે થઇ ગયું ત્યારે તેની આંખ ઉઘડી કે મેં આ શું કીધું. તે તદન એખલી પડી ગઇ—કોઇ પુછનાર કે ચાહનાર મલે નહીં. આખરે તે એટલી તો પસતાઇ કે તેનું બ્યાન હું કરી શકતી નથી. જો ધીરજ ધરી ખોદા ઉપર વીશ્વાસ રાખ્યો હતે તો તે આજે સુખી હતે."

"ને તેના ધણીનું શું થયું?" પુતળીએ પુછ્યું.

"તે પેહલાં તો જરા ખશીયાણો જેવો ફરીઆ કીધો, પછી તો સામો ખુશી દેખાવા લાગ્યો. માટીડાઓને શું છે? તે લોકને થોડુંજ ઘેરમાં ભરાઇ રેહવાનું છે. એતો સ્ત્રી જાતી કીનો લેવા જતાં પોતાને નુકશાન કરી પડે છે."

પુતળીના માંથામાં હવે વાત ઉતરી.

"તેટલા સારૂં મારી વાહાલી બેહન, મારી તુને સલાહ છે કે ગમે તે થાય તોબી તારા ધણીથી છુટી પડતી ના."

પુતળી ડચકાં ખાતી બોલી “નહીં, એને મુકી જાઉં તો એક વરસમાં હું રડીને મરી જાઉં.”

“ખરી વાત છે—જેવી તારૂં દુઃખ હોય તે સહન કરજે, ખોદા તુને સારો દાહાડો જરૂર દેખાડશે.”

આટલી વાતચીત કરી પુતળી પાછી પોતાને મકાને ગઇ. વાંચનારી બેહનો, જરા વિચાર કરો. આપણા ટોલામાં દીનુનાં જેવી થોડીક હોય તો આ કોમમાં કેટલું સુખ વધે!

---

## પ્રકરણ—૨૭.

## પણ ખમાય તે કાંહ સુધી?

પુતળીએ જેવો પગ ઘરમાં મુકયો કે સામેથી કાલી આવી ઉભો. તેણે તુરત જોયું કે પુતળીની આંખ લાલ થઈ આવેલી હતી, પણ ઓરડામાં નોકરો સાફ સુફ કરતા હતા તેથી કંઇ બોલ્યો નહીં.

“કેમ પુતળી, ઘેરની કેવી ખબર? હું કાલે આવવાનો હતો, પણ મારૂં કામ પુરૂં થયું નહીં તેથી રહી ગયો. મારી સાથે મુંબઈથી એક દોસ્ત આવ્યો છે તેને હું જમવા લાવ્યોછ. ચાલ વેહેલી થા.”

“અબ ઘડી આવી” આમ બોલી પુતળી પાંચ મીનીટમાં તૈયાર થઇ પોતાના ભરથારના દોસ્તને દીવાનખાનામાં મળી. અજાણતાં તે નીસાસા નાખતી તથા આંખો લાલ થઇ આવેલી હતી, તેથી ગોત્ર તો સમજી ગયો કે કાંઇ વધેરાયલું છે

તેથી જમીને રજા લીધી. સાથે કાલી મુકવા ગયો. હમ-બાઇ તો બ્રહ્મચારીની ખબર લેવા ગયાં, અને ઘરમાં પુતળી એખલી હતી. તેણીને ઘર કરડવા આવતું હતું, તેથી ચાંદરણા-માં વાડીમાં જઇને એક મોટાં ઝાડ તળે બાજઠ ઉપર બેઠી. ગરીબ બીચારી પુતળી. કાલીએ ગમે એવી તેણીને ઇજા કરી હોય પણ પોતાનાં દીલમાં તેનાં ઉપર મોહોબતનો એક કતરોબી કમ થયો ન હતો. કોઇ દહાડેબી એ કમનશીબ બનાવનો છેડો આવશે એમ તેણીનાં મનમાં આવ્યા કરતું હતું. કીનાને તેણીએ પોતાનાં દીલમાંથી દુર કીધો હતો.

કાલી હજુ આવ્યો નહીં. વળી પાછો પેલે ઘર ગયો હશે. પુતળીને બધું પાછું અકારૂં ઝેર લાગ્યું. તે ઉઠીને પોતાનાં ઓરડામાં ગઇ અને માંહેથી બારણું બંધ કરીને ખુબ રડી એવામાં કાલી બાહારથી આવ્યો, અને પુતળીને આમ તેમ શોધી પછી તેણીના સુવાના ઓરડા આગળ ગયો જ્યાંથી તેણીનો હળવે રડવાનો સાદ તેણે સાંભળ્યો.

"પુતળી."

"કોણ છે?"

"એ તો હું છું—જરા બારણું ઉઘાડ—કંઈ કહેવાનું છે."

પુતળીએ બારણું ઉઘાડ્યું.

"હું આવ્યો ત્યારે ઓરડામાં માણસો હતાં તેથી તારી સાથ કાંઇ વાત થઈ નહીં. તું કેમ છે? તારી તબીઅત સારી દેખાતી નથી, ને તું રડેલી દેખાય છે. એમ કેમ?"

પુતળી જેમ તેમ દમ મારીને ઉભી. તેણીએ ઠરાવ કીધો હતો કે કાલીનું પેલી સ્ત્રી સાથ ગુપચુપ સંબંધ જવું, અને

કાલીની ઠગ વીદ્યા એ સઘળું પોતાનાં પેટમાં રાખીને તે તરફ તીરસ્કારથી જોવું.

"આજે મારા જીવને ઠીક નથી. હું બે ચાર ગમ જઇ આવી તેથી થાકી ગઇ છું."

"હશે, પણ તારી આંખો રડેલી છે તેનું કારણ શું?"

પુતળીએ જોયું કે હવે વધુ છુપાવવામાં કાંઇ સાર નથી. "હા, મારૂં દીલ ઘણું ભરાઈ આવ્યું હતું તેથી જરા રડાઇ જવાયું."

"પણ કાંય—કાંય?"

"ત્યારે શું આપણી જીંદગી હમણાં એવી હીરા જેવી છે કે હું હશીયાજ કરૂં?"

"પણ હીરા જેવી નથી તેમાં મારો વાંક છે? બગાડ મેં કીધો?"

"ઠીક છે, ત્યારે મેં કીધો. અને તે સારૂં હું ખમું તેમાં ગેરવાજબી શું છે? મારે હવે એ બાએ વધારે ખટપટ કરવી નથી."

કાલી બારીએ ઉભેલો હતો. હવે તેને પણ જરા ઓછું આવ્યું કે આ તે કઇ જાતની બઇરી છે કે આટલું સમજાવતાં સમજતી નથી.

"હું એટલુંજ કહેવા માગુંછ પુતળી, કે તેં એક દાહાડે ઇચ્છા બતાવી હતી તેના સંબંધમાં હું મુંબઇ ગયો હતો તે છતાં હું સમજતો નહીં કે—

"મને કાંઈ ઇચ્છા નથી."

"નહીં, પણ તારે સાંભળવું પડશે. તું પોતે બોલી કે-કે—કે પેલી 'ભુલામરી'ના રેહવાશીઓને દુર કરૂં તો તું રાજી થાય. એ પછી સનીવારે કાંઇ એવો બનાવ બન્યો કે કદાચ તે તારી ઇચ્છા પુરી પાડવાને બને એમ મને લાગું."

"મારી ઇચ્છા? ને તમે બોલ્યા કે તમારીબી તેવીજ ઇચ્છા છે તારે શું તમે મને અમથી સમજાવી કે?"

"મારી પ્યારી, એ બાબે મારી જેવી ઈચ્છા છે તેવી તારી તો નથીજ. હું રાત દાહાડો તે સારૂં ખોદા પાસ દોઆ માંગુછ કે એ મારી ઇચ્છા બર આવે."

આ ઠેકાણે કાલીએ રૂમાલ કાઢી પોતાની આંખો નુંછી.

"તારી ઇચ્છા પુરણ થાય એવો કાંઇ ચાન્સ મને લાગ-વાથી હું મારા વકીલ પાસેથી ચોકસ ખબર મેળવવાને મુંબઇ ગયો હતો."

"પણ એ બધું મને કહીને શું કરોછ?" પુતળીએ ના-ખુશીથી કહ્યું."

"એટલાં સારૂં કે તું જાણે કે હું કંઇ બેસી રહ્યો નથી. વકીલો મને કશી ખબર આપી શકયા નહીં તેથી મને બે દહાડા વધારે થઇ ગયા."

પુતળી કાંઈ બોલી નહીં.

"હાલ હું કંઇ કહી શકતો નથી કે 'ભુલામરી' ને ખાલી કરવાને બનશે કે નહીં, પણ મને આશા છે કે તેમ થઇ શકશે. વખતે જરાવાર લાગે."

"જેમ તમારી ખુશી—તે વાતને મારી સાથ કશું લાગતુ વળગતું નથી."

કાલીનો સ્વભાવ ઘણોજ સારો હતો. આસપાસના બનાવોએ તેને સબુરી અને ધીરજ શીખવ્યાં હતાં પણ પુતળીના આ નાકદર જવાબથી તેને આ વાર ચટકો લાગ્યો.

"શું? પુતળી, તું મારી બધી કાળજીનો આએ બદલો આપેચ કે? મેં એટલું બધું તે શું તારૂં બગાડીયું કે તું મને આ પ્રમાણે હેલકરીની પેઠે અપમાન આપેછ? હું રાત દાહાડો કેવી ચીંતામાં છેઉં તે તો તું જાણે છે. કોઈ કોઇ વાર મને એવું થાય છે કે આ પ્રમાણે ચોમેરથી લાડમાર થવા કરતાં મરવું ભલું."

પુતળી દીલથી સાફ અને માયાલુ હતી. તેણીને લાગું કે ગમે તે હોય પણ તેણીએ પોતાના ભથાર સાથ આ પ્રમાણે કરડું થવું ન જોઇએ.

કાલી આંખમા પાણી લાવીને બોલ્યો—"એક જાલમાં જકડાયલા પુરૂપના જેવો હું છું. રસ્તા ઉપર કામ કરતા મજુરોની મને અદેખાઇ લાગેછે. મને રાતે ઊંઘ અને દીસે ભુખ નથી. અને તે છતાં મારી પોતાની ધણીઆણી જેણીને હું મારાં ખરાં દીલથી ચાહુંછ અને જેનેથી સુખ, અને દીલાસાની આશા રાખતો હતો, તેબી મારી સામે થઇ જાય ત્યારે હું એટલુંજ કહુંછ કે. પુતળી ખોદા તારૂંબી ભલું કરે."

આ ઠપકાનો તીર પુતળીને સજ્જડ લાગો. તે નરમ પડી જઈ બોલી "પણ કાલી, તું ભુલી જાયછ કે આએ વાતમાં મનેબી ઘણું ખમવું પડેછ."

કાલી ઘણો ઉસકેરાયલો હતો. કઠણ ઉત્તર આપવાનું તેની જભાંની અણી ઉપર આવ્યું હતું, પણ પુતળીનો નાચાર ચેહરો જોઇને તેને વળી પાછું હેત આવી ગયું. તેણે પુતળીનો હાથ પોતાના હાથમાં લીધો અને બોલ્યો. પુતળી, જો મારેથી કાંઇ કઠણ બોલાયું હોય તો મને માફ કરજે, પણ તેં મને ઘણો ઉસકેરયો. હું ધારૂંછ કે આપણે બન્ને જણને એક બીજાને કાંઇક માફ કરવાનું કારણ છે."

પુતળી તેની છાતીમા માથું ઘાલી રડવા લાગી. કાલીએ તેને પટાવીને કહ્યું "આપણી મુશકેલીઓમાં જાણીજોઈને વધારો કરવાની કાંઈ જરૂર છે?"

"તેમાં મારો ચારો નથી."

"નથી કેમ? છે. તું જો નાખતી કરે તો બધું બરાબર થાય.

નાખતી કરવાની વાતથી પુતળી પાછી ચમકી. તેને આ વાત બહુજ અણગમી હતી. કાંઇબી વધારે સમજુતી વગર તેઓ છુટાં પડયાં. રાત મોડી થઇ હતી તોબી કાલી હળવેથી બાહાર પડયો, અને ઝાડોને ઓથે ઓથે ભરાઇને ચાલ્યો. તેને થોડીજ ખબર હતી કે તેની આ હીલચાલ તેની વેહેમાયલી સ્ત્રી બારીએથી છુપાઈને જોતી હતી.

"આહ? પાછો ત્યાંજ ગયો! અફસોસ! મારૂં શું થશે?"

---

## પ્રકરણ—૨૮.

## ભાઇને ત્યાં.

કાલી 'ભુલામરી'માં દાખલ થયો. ચાંદરણું દીવસના જેવું પડતું હતું, અને બંગલાની બાહાર ગુલી ફરતી હતી.

"ગુલી તું કાલેજ પાછી આવી કે ?"

"હા—પણુ સ્ટેશન પરથી આવતાં ઠાકીને લુસ થઈ ગઇ."

"અદી કાંહ છે?"

"અંદર છે. તેને વળી પાછો લીવરમાં ખેંચાવો થાયછ. કાલી, હવ એનો ઉપાય શું ?"

"શું કરૂં ? એમાં તો સરજરીનું કામ છે, જેને સારૂં ખાસ વાડકાપના ડાકટરને બોલાવવો જોઈયે. જો કંઇ કામ આગળ વધયુંછ તો માહ આપદા છે."

"અરે ખરી વાત, કાલી, હું તુને એક વાત કહેતાં ભુલી ગેઇ. શું ધારેછ, હું કાલે ગાડીમાં કોણુની સાથ આવી હોવશ ?"

"કેમ જણાય ?"

"તારી ધણીઆંણી સાથ!"

"મારી ધણીઆંણી? પુતળી? નહીં—નહીં ?"

"હા, મારા સમ, હું મુંબઇથી એખલીજ ફરસટ કલાસમા હતી. બે એક સ્ટેશન બાકી રહ્યાં કે એક ઘણીજ સોવાં-મણી બાઇ આવીને તેજ ગાડીમાં બેઠાં. અમે બે જણુ એ-

ખલાંજ હતાં. થોડોવાર તો એકેક ગમ ટીકીયા કીધું, પછી જરા સેહેજ વાત થઇ—ઘણી મજાની તારી બઈરી છે—નરી જાણે પરી."

"પણ પુતળીએ જાણ્યું કે તું કોણ છે?"

"નહીં—ને હું તેનેબી ઓળખતે નહીં. પણ સ્ટેશન ઉપર એક ભાડેની ગાડી ઉભેલી હતી તે સરદાર સાહેબની બાઇને સારૂં છે એમ સાંભળીને હું સમજી ગેઇ. 'સરદાર સાહેબની બાઇ' એ શબ્દો સાંભળીને હું ઘણી ચમકી."

"કાંય, પણ ચમકવાનું કંઇ કારણ?"

"તો જોની, હું ઉતાવલમાં સમજી કે મારે સારૂં કેહતા હશે. રખે પકડાઈ જાઉં તેની બીકથી મારા હાથ પગ ધુજી ગીઆ. વખતે અદીએ મારે સારૂં ગાડી મોકલી હોય, અને પતરાજી મારવા સારૂં મારૂં ખરૂં નામ કહ્યું હોય. પણ મેં મારી ભુલ તેજ વખતે જોઈ. તારેજ મેં જાણ્યું કે પેલી બાઇતો તારી ઘણીઆણી દેખું. નવાઇ જેવું છે કે મેં પેહલાંજ તેને ઓળખી નહીં."

"પુતળીએ આએ વાત મને તો નહીં કહી?"

"તે શું જાણે કે હું કોણ છું. મુસાફરીમાં ગાડીમાં કોણ આવેછ ને કોણ નહીં તે વળી પોતાના ભ્રથારને શું કહેવાનું? લે ચાલ હવે, મુંબઇ શું કરી આયો તે કહે! પેલો રંગીલદાસ કોણ છે, તે કાંઇ જણાયું?"

"કાંઇ ઘણું નહીં, પણ એટલી ખબર પડી કે તે પાછો પકડાયો નથી. પોલીસવાળા એમ ધારેછ કે તે મુંબઇ છલા-

ક્રામાંજ કેદે ભરાયલો છે. તેને પકડી આપે તેને રૂ૨૦૦૦ નું ઇનામ છપાયલું છે."

"પણ પોલીસવાળા શાપરથી ધારેછ કે એ અંહીજ ભરાયલો છે?"

"કોણ જાણે, તે કંઈ તે લોક બોલ્યા નહીં."

"પણ કાલી, આ ખબ્બર કાહાડવામાં પોલીસ પાસે તું ગીયો તેથી કાંઇ આડાંની સુંઠતો નહીં થાય?"

"નહીંરે, હું તો એક ખાનગી ડીટેકટીવ પાસે ભલામણની ચીઠી લઇને ગયો હતો, તેણેજ મને બધી આએ ખબર આપી."

"તે લોકે એ રંગીલદાસ કેવો છે તેની કાંઇ ઇધાણી આપી કે?"

"હા, બધી ઈધાણી આએ માણેકલાલને મળતી આવેછ."

"ઓ કાલી, જો નકી માણજે. એજ ધણી રંગીલદાસ છે. હવે તું શું કરવા ધારે છે? જો એ માણેકલાલ હંઇથી કાંઈબી કરીને પતે તો અદીનો અડધો છુટકારો થાય."

"શું કરવું તે હમણા સુજતું નથી. જ્યાં સુધી આ માણેકલાલ તે રંગીલદાસજ છે એ નક્કી થાય નહીં, ત્યાં સુધી કાંઇબી પગલું ભરવું નહીં."

"કાલી—લે ચાલની—એ બે જણ બાહાર શું ધુસધુસ કરોછ?" અદીએ આ શબ્દો બારીએથી કહ્યા. તેઓ માંહે ગયાં. અદી ખુશ મીજાજમાં હતો. પોલકા રોકું બનીઆન અને સોનાનાં બટન તો હતાંજ.

"ગુલ કહેછ કે તારી તબીઅત વળી સારી નથી, અદી." કાલીએ પુછ્યું.

"ભલા જાણે શું છે. કંઇ કપાઇ વહરાઈ તો જાયછ. મને લાગેછ કે હવે આપરી અજલ આવીછ. પણ કાલીઆ, તું ગુલીને કંઇ કહેતો ના, નહીં તો અમથી રડીને એક થશે."

"ખોદા તારૂં દરદ દફે કરે, પણ ખોદા ન કરે ને કાંઇ વાત વધી તો મોટી મુશકેલીની વાત છે."

"અરે જારે! કંઇ થવાનું નથી."

"જો અદી, જરા તો વીચાર કર."

"છટ છટ! હું ઘોડા જેવો છેઉં, મને કાંઈ થવાનું નથી."

અદી સાથ તકરાર કરવી અને પથર ઉપર પાણી રેડવું એ બરાબર હતું.

"પણ અદી તારે સારૂં નહીં તો ગુલીને એક બે મહી-નામાં મદદ જોઇશે તેનું કેમ?"

"તે વખત આવે ત્યારે વાત. હમણાંથી નકામું માથું કોણ ઝીંકે."

"પણ એ સઘળા સવાલોનો એકજ ઉપાય છે કે તું કાંઇબી કરીને 'ભુલામરી' છોડી જા."

"ને મારો એકજ જવાબ છે કે હું કોઇ કાલે જવાનો નથી."

"જો કોઇ દહાડે પોલીસ સુંધારા લેવા આવી તો ખરાબી છે."

"કોઇ આવતુંબી નથી ને કોઇ જતુંબી નથી."

"વારૂં અદી, આએ માણેકલાલને તેં પેહેલાં કાંઇ જોયો?"

"એ મને માણેકલાલેજ બચાવ્યો. જયારે હું છટક્યો ત્યારે તેણે મને છુપાવી રાખ્યો, નહીં તો કોણ જાણે ક્યારના આપણે પોંચી ગયા હતે."

"એ તે વાસતે હમણા એ તારી પાસેથી પૈસા કહડાવેછ કે?"

"વાજબીજ છે. એનો હક છે."

"એ ધણી તુને અંહી રોકી રાખેછ તેમાં એની એખલપેટાઇ છે."

"હશે—તેબી વાજબીજ છે."

"પણ એ અસલ કોણ હતો તેનો તુને કંઇ ખ્યાલ છે?"

"નહીં—ગમે તેબી હોય પણ મારી છુપી વાત તે જાણેછ એટલે મારે તો તેને સંઘરવો જોઇએ."

કાલી વીચારમાં પડયો કે હવે શું કેહવું. તેને લાગતું હતું કે કોઇ દહાડેબી આ 'ભુલામણી' ઉપર પોલીસનો શક પડશે. કાલીને ચીંતાતુર જોઈ અદી ગુસ્સાથી બોલ્યો "કાલી, કેદખાનામાં મારી કેવી અવસ્થા હતી તેનો તુને કાંઈ ખ્યાલબી છે? હું કોણ અને મજુરી કરૂં? પથરા ભાંજું? તેબી વળી શાને સારૂં? મારી ધણીઆણીને મારી આંખ આગળ અપમાન આપવા સારૂં મેં પેલા મુજી મંચીને મારયો તે સારૂં? કોઈ હલકો બેઅુનીઆદ તારી ધણીઆણીને તારી હજુરમાં પકડીને જબરદસ્તીથી ચુમી લે તો તું શું કરે?"

"અદી, હું તારો વાંક કહાડનો નથી."

"ત્યારે હવે વીચાર કર. કેદખાનામાં હેરાન અને પરેશાન થાંઉ તે ભલું કે આએ. અહીં મારી વાહલી ગુલી મારી પાસે છે. હું ફરૂંછ, હરૂંછ, ખાઉંછ, પીઉંછ, તુને મલુંછ."

"ખરૂં, ખરૂં, પણ મને બીક લાગેછ."

"તે તો જાંહ જઈશું તાંહ છે—જે વાત આપરેથી બને નહીં તે વીશે વીચાર કરયા કીધામાં ફાયદો શું ? માણેકલાલ ગમે તે કારણથી અહીં ચોકી રાખેછ તેના સાથ મરાયામાં કાંઇ પરવડયું ? હું પાછો જેલમાં તો જવાનો નથી. પોલીસને કહીયે આવો. પછી તેઓ મરે કે હું મરૂં." આમ બોલી અદીએ પોતાની છુપાવેલી રીવાલવર બતાવી.

---

## પ્રકરણ—૨૯.

## પુતળીનું ભુલામરીમાં જવું.

બીજે દીને સહવારમાં પુતળી પોતાના સુવાના ઓરડામાંથી બાહાર આવી ત્યારે તેણીની આંખો લાલ ચોળ થઇ આવી હતી તેનું કારણ વાંચનારને સમજાવવાની જરૂર શું છે ? તેણીએ સારી રાત ઉજાગરો કરી રડવામાં કાઢી હતી, અને બીજો દાહાડો કેમ જશે તેના વીચારમાં હતી. જો તે દાદગરની તેણીને આશા ન હોત તો કેવારની તેણીએ પોતાની હીમ્મત છોડી દીધી હોત એટલી તે હારી ગઈ હતી. તે દીવસે કોઇ સહીઓ મલવા આવનાર હતી તેથી પુતળીએ જલદીથી કપડાં સજી તેઓનો આદર સતકાર કરવાની તૈયારી કરી, અને કાલી ફરતો ફરતો માણેકલાલની બંગલી આગલ જઇ લાગ્યો.

માણેકલાલ ઓટલા ઉપર બેસી, પગ પર પગ ચઢાવી પાન સોપારી ચાવતા હતા તે શેઠને આવતા જોઇ ઉભા થયા, અને

તેમને બેસવા સારૂં ખુરસી આગળ તાણી. કાલીને પણ તેમજ જોઇતું હતું. તેણે એક વાર ફરીથી આ માણેકલાલને બારીકીથી જોવાનો ઠરાવ કરયો હતો.

"કેમ માણેકલાલ કેવી ખબર છે? પેલા દારૂના દૂકાનદારે ભાડું ચુકવ્યું કે?"

"નાજી, ફરીયાદી માંડવી પડશે એમ જણાય છે."

મેહતાજીને થોડીજ ખબર હતી કે તેમના રંગ રૂપની છુપી નોંધ અત્રે લેવાતી હતી. કાલી મનથી વીચારવા લાગ્યો "બાલતો પોતાનાજ છે. હમણા નવા ઠેબીઆ ઉગાડીઆ હોય તો કોણ જાણે. ભવાંબી પોલીસવાલા કેહતા હતા તેવાંજ છે. બધી બાકીની નીશાન બરાબર છે. એજ રંગીલદાશ. પણ કેમ કેહવાય. જરા સંભાળીને કામ લેવું જોઇશે."

કાલીને જેટલું જોવું હતું એટલું જોઈ લીધું એટલે પછી ત્યાંથી રજા લીધી. જે પરોણાઓ આવવાના હતાં તે આવ્યાં, પણ કાળીની અચરતીનો શો પાર! તેઓમાંથી એકે 'ભુલામરી' કરીને જગા છે તે જોવાની પોતાની ઈચ્છા બતાવી.

તેઓમાંથી એક જણ બોલ્યું "મેં સાંભળ્યુંછ કે તે વાડીમાં કોઈ જાયછ તો રસ્તો પાતો નથી તે જોઇએ તો ખરાં કે એવી તે કેવીક વાડી છે."

કાલી તો ધ્રબરાઇ ગયો, અને પુતળી લાલ ચણોઠી જેવી થઇ ગઇ. કાલી બોલ્યો "હું કેમ કહી શકું—એ કાંઈ મારા હાથમાં નથી, જે બાઇ તેમા રેહછ તે એકાંત પસંદ કરેછ તેથી તેણીની રજા વગર મારેથી કેમ જવાય?"

"પણ આપણે તે બાઇને શું કામ છેડ઼ીએ. આપણે બગીચો જોઇને પાછાં આવશું."

બીજાએ પુછ્યું "એ બાઇનું નામ શું?"

"ધનબાઇજી."

"તેવણ એખલાંજ રેહછ કે?"

"તેણીનો ભ્રથાર બાહારગામ ગયલો છે, ને તે કોઇને મળવાને ખુશી નથી."

પણ કાલીનું સાંભળે કોણ? સઘલાં ગલે પડયાં. તે લોકને એવો તો સંદેહ આવયોંજ નહીં કે કાલીને પોતાને કસી હરકત હશે. આ પરોણાઓમાં એક જણ જે ઘણો બોલકણો હતો તે બોલી ઉઠયો "પણ આપરે કાવસજીને શું કામ તસદી આપીએ—લાવોની હું પોતે જઇને ધનબાઇજીની રજા લાઉં."

હવે કાલી શું કરે? ઘણી જીદ કરે તો સાંબો શક વધે તેથી લાચાર થઇ તેણે હા પાડી.

"ઠીક છે, જયારે તમારી આટલી બધી ખુશી છે ત્યારે હું પેહલાં એ બાઇને ચીઠી લખીને ચેતાઉં પછી આપણે જઈએ."

આ વાત અલબતાં સર્વેને વાજબી લાગી, અને કાલીએ એક ચીઠી ગુલી ઉપર મોકલી અને હરીઆ પાસે છુપો સંધેસો બીખીને કેહવાડયો. અદીએ છુપાઇ જવું એવી તેણે તાકીદ કેહવાડી હતી. હરીઆના તાંટીઆ ધ્રુજતા હતા, પણ તે મુગો મુગો ગયો. થોડી વારે તે જવાબ લાવ્યો, અને સરવેના દેખતાં કહ્યો.

"બાઇએ દુવા કેહવાડીછ, અને કેહવાડયુંછ કે જારે ગમે તારે આવો, ઘેર તમારૂંજ છે."

પુતળીની તો ઘણીબી મરજી કે પોતે અખાડા કરે, પણ જીદે પડેલાં પરોણા કાંઇ એમ સમજે. એટલે પુતળીબી સાથે ગઇ. કદાચ સ્ત્રી જાતીની ખણખોટ તેણીનામાં લાગુ થઈ હોય, અને આ 'ભુલામરી' માં શું છે તેના સુંધારા લેવાની એવી બીજી તક તેણીને કબી મલશે નહીં એમ પણ તેણીએ ધાર્યું હોય. હા કેહવા અગાઉ તેણીએ અચકીને કાલી ગમ જોયું. પણ તે બચારો નીર્દોશ એટલે મુગો રહી હસ્યા કીધો, જાણે એમ કેહવા માગતો હોય કે "પુતળી તુંબી આવની, વળી તું કોણને સારૂં રહી જાયછ."

તેઓ સઘળાં હસ્તા રમતાં 'ભુલામરી'ના દરવાજા આગળ આવી પુગ્યાં, જ્યાં ભીખી કુંચી હાથમાં લઇ તૈયારજ ઉભી હતી. તેણીએ લોઢાંનો દરવાજો ઊઘાડયો અને સઉ સાંભળે તેમ બોલી "સરદાર સાહેબ, બાઇએ કેહવાડયુંછ કે તમારા મેહમાનોએ સુખેથી બાગમાં અથવા ગમે તાંહ ફરવું, પણ બાઇની તબીયત આજે સારી નથી તેથી તેવણથી બાહાર અવાતું નહીં તેની માફ કરજો."

"કાંઇ ચીંતા નહીં—બાઇને તસદી લેવાની કાંઈ જરૂર નથી" સર્વેએ ઉત્તર આપ્યો.

જેટલું હસવાનું અને કુદવા નાચવાનું આજે પુરાંની 'ભુલામરી' એ જોયું તેવું આગળ કોઇ વાર જોયું ન હશે. નીશાળમાંથી છુટેલાં છોકરાઓની પેઠે સર્વે બાગમાં દોડ્યાં અને 'નાસોગોસો' રમવા પડયાં.

"પણ એક વાર અંદર ગુંચવાઇ ગયાં તો બાહાર નીકલવાની આપણી પાસે યુકતી છે કે?" આમ એક જણે પુછ્યું.

"તે તો તમે જાણો" કાલીએ ઉત્તર દીધો.

"પણ તમને પોતાને ખબર છે કેની?"

કાલી આ સવાલથી ફીકો પડી ગયો પણ ધક ઠેકાણે રાખી બોલ્યો "મને કેમ ખબર હોય. જેમ તમે અંહી પરોણા છેઓ તેમજ હું બી છેઊં—પણ રસ્તો નહીં પાસે તો કોઇને હાંક મારશું."

આ વાર પુતળી પોતાના મન સાથ વીચારવા લાગી "આહ! એ કેવો જુઠો છે. એને બધી ખબર હોવી જોઇએ, નહીં તો એ છુપી કુંચીથી અંદર જાયજ કેમ?"

હમબાઇ જે સાથે હતી તેણીએ આ ઠેકાણે શેહતાનગીરી કરવા માંડી. કાલી સર્વેને પેલા નાહાના બંગલાથી દુરના દુર રાખવાની ગત કરતો હતો, પણ હમબાઈએ જાણીજોઈને સર્વેને ઉસકેરીઆં કે બંગલા આગળ બગીચો ઘણો સરસ છે તાંહ ચાલો. કાલીને તો એવું થતું હતું કે હમબાઈને ઊંચકીને એક કુવામાં નાખી દે, પણ આટલાં બધાં જનની બોહોંસ આગળ તે બચારો એકલો શું કરે.

આખરે તેઓ છેક બંગલાની અડોઅડ આવી લાગ્યાં. બારણા બારીઓ ઉપર નેટના પરદા અને સોનેરી પીંજરાંઓથી આ બંગલો ખરેખર શોભીતો હતો. જાણે સર્વેને આવકાર દેવાને બારણા પોરપરાક ઊંઘાડાં હતાં. ભીખીએ આવીને પુછ્યું "જી, ખુશી હોય તો અંદર આવોની."

બધાંઓએ ના પાડી. વારીમાં એક નીસાની ઉપર ચહડી પેલો બુઢો ખુંધો માલી હથોડીએ ખીલો ઠોકતો અને વેલા ચઢાવતો હતો. આ માલીના મોહોડામાં એકબી દાંત ન હતો, અને તે બીલકુલ બેહરો હતો, પણ બાગબાની બહુ અચ્છી જાણતો હતો. તે ભીખીનો વર હતો, અને ભીખી તેની બહુ સંભાળ લેતી હતી.

કાલીએ પુછ્યું "ભીખી તારો ડોસો કેમ છે? હવે તો દાહાડે દાહાડે છેક લથડતો જાયછ—એને કેટલાં વરસ?"

"હાજી, વરસતો ઘણા નથી. પચાસ પર આંઠ હોશે. પણ ગુઠણમાં વા થયલો તેથી હવે એનાથી ઉભુંબી રેહવાતું નહીં."

"પણ ત્યારે તારાં બાઇને કેહની કે એને સુખે બેસવા દીએ?"

"બાઇ તો ઘણું કેહ પણ એ ઘરીઓ ઘરાય નહીં તેનું કેમ કરૂં."

જેટલું જોવાતું હતું એટલું બધાં જોઇ રહ્યાં એટલે કાલીએ ભીખીને કહ્યું "ડોસી હવે અમુને બાહાર દરવાજા પર લઇ જાની."

ભીખી આગળ ચાલી અને સર્વે પછવાડે લાગ્યાં. ભીખી જાણીજોઈને ખોટાં ખોટાં ચકરડાં લેતી હતી, અને સઘળાંઓને ખુબ હફાવતી. દરવાજા ઉપર કાલીએ તેણીને એક રૂપીઓ આપવા માંડયો પણ તેણીએ લેવાને ના પાડી. "નહીં જી, મારી બાઇનો હુકમ નથી, ને જાણે તો ડહવારો પાડે."

દરવાજાની બાહાર નાહાની બંગલીમાં મેહતાજી માણેકલાલ ઉભા હતા. સર્વેને બાહાર આવતાં જોઇ તેવણ ઘણાજ અચરત થયા અને સર્વેને સલામ કરી. પછી કાલીને બાજુ લઇ જઇ પુછ્યું "જી આ બધા શું ઢોંગ? એ લોક માંહે કેમ ગયાં?"

કાલીએ ખોલાસો કીધો પણ તે મેહતાજીને ઝાઝો પસંદ આવ્યો હોય તેમ દીસ્તું ન હતું. કાલી મનમાં વીચારવા લાગ્યો કે આ મેહતાજી જો રંગીલદાશજ હોય તો બાહારના ઘણા લોક અંહી આવજાવ કરે તે કુદરતી રીતે તેવણુને નહીં ગમે, કેમજે કોઇ વાર ઓલખાઇ જવાની ધાસ્તીમાં રહે. કાલીને એકથી વધારે વાર ખ્યાલ આવ્યો હતો કે પેલાં પત્રમાં ફકરો માણેકલાલે પોતે દમ ભરાવવાને માટે મોકલ્યો કાંય નહીં હોય? એ ધણી ઉપર દેખઈતી વધારે નજર રાખવાની જરૂર હતી.

---

## પ્રકરણ—૩૦.

## ઓળખમાં આવ્યો ખરો.

રાવ સાહેબ મોરારીરાવના બેલાસીસ રોડના બંગલા ઉપર ધ્યાન પોંચાડવાની જરૂર છે. આ ચતુર પોલીસ અમલદાર કંઇ અગતના મુકદમા ઉપર વીચાર કરતો ધ્યાનથી બેઠોછે અને બારીના પરદા બંધ કીધા છે. થોડી વારે એક નોકરે આવી ખબર કીધી કે કોઇ પારસી શેઠ મળવા આવ્યા છે.

"કોણ છે, રાવજી?"

"સાહેબ તે દાહાડે જે પારસી શેઠ આવ્યા હતા તેજ છે. કોઇ ભલાં માણસ દેખાયછ સાહેબ."

"અંહ! એ શેઠ પોતાનું નામ છુપાવેછ તેમાં કાંઇ ભેદ છે. પણ ચીંતા નહીં. રાવજી તેવણને ઉપર બોલાવ."

વાંચનારને જણાવવાની જરૂર ન હશે કે આ નવો આવનાર ધણી કાલી હતો. જોઇએ રંગીલદાશની કાંઇ વધુ ભાલ મલેછ એવા વીચારથી તે ફરી એક વાર આવ્યો હતો. 'ભુલામરી'માં અદી ઉપર ધાસ્તી રોજ બરોજ વધતી જતી હતી. માણેકલાલ તે રંગીલદાશજ છે એવી કાલીની ખાત્રી વધતી જતી હતી અને તેના મનમાં પકકું ઠસી ગયું હતું કે એક વાર માણેકલાલને દુર કીધો કે અદીને નસાડી શકાશે. પણ એ બને કેમ? પેહલાં તો રંગીલદાશ અને માણેકલાલ એ એકજ ધણી છે એમ ચોકશ થવું જોઇએ અને ત્યાર પછી માણેકલાલ સાથ બંદોબસત થવો જોઈયે. રંગીલદાશને ફસાવવાની તેની મતલબ ન હતી પણ તેને કેહવું કે તું મારા ભાઈને છટકવા દે તો હું તને છટકવા દઊં.

પણ એ બે ધણીઓ એકજ છે તે ચોકશ થાય કેમ? મુશકેલી તો પેહલી હયાંજ હતી. ખરી વાતછે કે યુસફ સીપાઈ તેને નજરે ઓળખતો હતો પણ એકવાર જો યુસફની નજર માણેકલાલ એટલેજે રંગીલદાશ ઉપર પડે તો તે તરત તેને પકડી પાડે. પછી રંગીલદાશ કોનામાં આવી અદીને ફસાવે કે 'પોલીસવાળાઓ હું તો ફકત એક ઠગારો છું પણ આ સામા બંગલામાં તો એક ખુની રેહેછ.'

વાંચનારને સમજ પડશે કે કામ કેટલું બારીક હતું. પો-

પોલીસવાલાઓને મુદ્દો તો અપાય નહીં ત્યારે કાલીએ પોતેજ સઘલું શોધી કાહાડવું જોઈએ.

"મોરારીરાવે કહ્યું કે રંગીલદાશ મુંબઈ ઈલાકામાંજ છે એવી તેની ખાત્રી છે તે શા પરથી કહ્યું હશે? એ જો મને માલમ પડે તો મારૂં કામ અરધું સેહેલ થાય. જોઊં રાવ સાહેબને વલી પાછો એકવાર ચાંપી તો જોઊં. ઘણું તો વલી ના કેહશે."

આ પ્રમાણે વીચાર કરેછ એવામાં પુતળી તેના ઓરડામાં અકરાતી ઘભરાતી આવી.

"માએનું કાગલ આવ્યુંછ. પુને બાવાને તાપ સખત આવેછ ને ડાકટરોએ ધાસતી બતાવીછ તેથી જો તમારો હોકમ હોય તો હું જાઊં."

"અલબત, મારી પુતળી, એમાં મારો હુકમ શાનો. તું સુખેથી જા અને હુંબી તારી સાથ આંઊંછ. તુને પુને મુકીને હું કામ છે તે સારૂં મુંબઇ જવશ ને તું પાછી ફરે ત્યાં સુધી હું તાંહજ રેહવશ કેમજે અહીં હમબાઇ રહેલી છે તે મને પસંદ નથી ને તારા વગર મને સોહાવાશે નહીં."

પુતળીએ તેનો ઊપકાર માન્યો અને આ જોડું પુને આવ્યું. ત્યાર પછી કાલી બીજે દાહાડે મુંબઇ આવ્યો અને રાવ સાહેબને મળ્યો તેથી આ પ્રકરણ આપણે શીરૂં કરેલું છે.

મોરારીરાવ કાલીને જોતાં તુરત ચેતી ગયા કે એ બચારાના માથાં ઊપરનો બોજો કોઇબી રીતે ઓછો થયો નથી. આગલના કરતાં તેનું મોહ વધારે ઉતરી ગયું હતું.

કાલીએ પાછી આગલીજ વાત છેડી, "પણ રાવ સાહેબ તમુને કંઇ અડચણ નહીં હોય તો મને કેહશો કે રંગીલદાશ મુંબઇ ઈલાકામાજ છે એમ ધારવાનું તમને કારણ શું?"

મોરારીરાવે આ સવાલના જવાબ આપવાના ઘણાબી અખાડા કીધા પણ કાલીએ દબાણ કીધું. "તમે જેબી કેહશો તે હું ખાનગી રાખવાના સોગંદ લઊંછું. મને પુછવાનો ઘણો અગતનો સબબ છે."

રાવ સાહેબ મન સાથ વીચારેછ "જયાં છે ત્યાં આ સવાલ સાથ આ ગ્રહસ્થને કાંઈ અતલગનો પણ ના પસંદ સંબંધ છે. એ ઘણો ચીંતાતુર દેખાય છે."

"શેઠ સાહેબ, હું એ વાત કેહું તે અગાઉ મને ઉત્તર દો કે એ રંગીલદાશની ભરાવાની જગા તમને ખબર છે? અને જો હોય તો તમે તેને શું પકડાવવા માંગોછો?"

"નહીં—હુ સપત ખાઇને કહુંછ કે એ રંગીલદાશ કાંહ છે તે હું જાણુતો નથી, પણ અગર જાણુતો હોઉંબી તો તેને હેરાન કરવાનો મારો વીચાર નથી.

મોરારીરાવે જોયું કે કાલી સાચું બોલતો હતો. તેને બદલે કોઇ બીજો હોત તો અડાવી દેત કે હા રંગીલદાશ મને મલે તો હું સપડાવી દેઉં.

"વારૂ શેઠજી, જયારે તમો આટલી બધી આજીજી કરો છો ત્યારે કહુંછું કે ત્રણ ચાર માસની વાત ઉપર મારા એક સીપાઇએ રંગીલદાશને એક ઠેકાણે અચબુચ જોયો હતો. આ વાર તે સ્ટેશન ઉપર ઉભો હતો તેટલાં મારા સીપાઇ

વાલી ટ્રેન ત્યાંથી ઊભી રેહવા વગર પસાર થઈ ગઇ. ત્યાર પછી ઘણી તજવીજ કરી પણ તે છટકી ગયો."

કાલીએ જવાબ આપ્યો નહીં. તે વીચારવા લાગ્યો. ત્રણ ચાર મહીના અગાઉ? બરાબર તે બેલગામ આવ્યો તેજ ટાંકણું.

"રાવ સાહેબ, ત્યારે બીજી કાંઇ તમને ખબર મલી નથી?"

"નહીં—કેમ મારી ખબર તમને કાંઇ કામ લાગશે?"

"જરાબી નહીં—આજે યુસફ કેમ દીસતો નથી?"

"છે—અહીંજ છે—મળવું છ? બોલાવું?"

"મેહેરબાની થશે."

કાલીની મરજી હતી કે રંગીલદાસનુ વર્ણન એકવાર ફરીથી બરાબર મેળવવું, અને પછી તપાશી જોવું કે તે માણેકલાલને મળતું આવે છે.

યુસફ આવ્યો અને તેની આગળ કાલીએ ઘણી સંભાળથી માણેકલાલનુ વર્ણન આપ્યું અને પુછ્યું કે તે રંગીલદાશને મળતું આવેછ?

"હા—સાહેબ—બોલેબોલ—જે ધણીનું તમે બ્યાન આપો છો તે રંગીલદાશ નહીં હોય તો એનો જોડીઓ ભાઇ હોવો જોઈએ."

કાલીને હવે સમજ પડવા લાગી. આહ! તારે બેલગામ વાળો વાણીઓ તે રંગીલદાશ ખરો. તેણે રાવ સાહેબનો ઉપકાર માન્યો અને યુસફને કાંઇ બક્ષીસ આપી ત્યાંથી રૂખશદ લીધી.

યુસફ પોતાના વડાને કહેછે "રાવ સાહેબ, શેઠજીને હાથ રંગીલદાશ લાગ્યોછ એમાં ફેર નહીં."

"હા, તેમ છે ખરૂં—પણ તેને સપડાવવા ના કેહછ."

"હેં! કાંય વારૂં?"

"એની ખુશી—મને તો લાગું કે ઉલટું તેને છુપાવવાની આ બધી તજવીજ છે."

"પણ એ શેઠ છે કોણ?"

"મને કંઇ નામ આપ્યું નથી."

આ વાત ચાલે છે એવામાં બીજો ડીટેકટીવ સીપાઈ નામે રાવજી માંહે આવ્યો. "કોણનું નામ ખબર નથી? આ શેઠ ગયા તેનું? હું એમનું નામ જાણુંછ."

"હેં? શું?"

"સરદાર ખાનબાહાદુર કાવસજી બેલગામવાળા."

"હેં? નહીં હોય! શું? પેલા સરદાર અરદેસર ખાન-બાહાદુરનો ભાઈ?"

"હા સાહેબ તેજ. જ્યારે શેશનમાં તપાસ ચાલી ત્યારે મેં એમને બરાબર ઓળખ્યા હતા."

"ઓહો! તેમાંજ શેઠજી ઘણા ગમગીન દેખાયછ. પણ એને રંગીલદાશ સાથ શું સંબંધ હશે? હશે વખત જતે બધું જણાશે."

પણ આ ત્રણમાંથી એક જણે સોગંદ ખાધા હતા કે બને તો આ સંબંધ શું છે તે શોધી કાહાડવું. તેના માથામાં

કેટલાક વીચાર બેઠા હતા તે 'ભુલામરી' માંહેના ભાડુતોને કાજે સલામતી ભરેલા ન હતા. આજના દાહાડાના કામથી કાલીએ શું ધાણુ બગાડયો હતો તે જો જાણુતે તો કોણુ જાણે પોતાના મોહોડાં ઉપર કેટલાં ખાસડાં તોબા કરતે.

યુસફ વીચારવા લાગ્યો, આએ સરદાર સાહેબ પોતાના કુટુંબ સાથ બેલગામમાં રહેછ એટલે આ રંગીલદાશ પણુ કેથે તેણી મેરજ હોવા જોઇએ. જ્યાં છે ત્યાં એ કાકા ત્યાંજ છુપાયલા છે. એને પકડવો તો ખરો પછી ગમે તે થાઓ. હવે પહેલું પગલું કેમ ભરવું ? તેણે રાવ સાહેબનો સાર લઈ જોયો પણુ રાવ સાહેબે વચે પડવા ના પાડી. ચબરાક યુસફ આખી રાત સુતો નહીં અને સહવારના એક જબરૂં પગલું ભરયું. તે હીમતથી પોલીસ કમીશનર સાહેબ પાસે ગયો અને કાલીએ મોરારીરાવની લીધેલી મુલાકાત કહી સંભલાવી, રંગીલદાશને પકડવાનુ વારંટ માગ્યું.

"સાહેબ બહાધુર, રંગીલદાશ બેલગામમાંજ અથવા આસે પાસે છુપાયલો છે, નહીં તો હું મુસલમાન નહીં. એને પકડવાનુ ઈનામ મને જોઈતું નથી કેમજે એ મારેજ હાથ છટકી ગયલો છે પણુ મારી એને પકડવાની ખુશી છે."

"બોત ખુબ યુસફ, ઇનામની વાત પછી, પણુ તુને તે ઓળખેછ એટલે તું ત્યાં ગયેલો નકામો છે."

"ખરી વાત છે ખોદાવંદ, પણુ રાવજી એને સારી પેઠે પીછાણેછ અને રાવજીને તે પીછાણુતો નથી, - સાહેબ એ કામ રાવજીનું છે."

કમીશનરે યુસફને જવા દીધો અને રાવજી ડીટેકટીવને બોલાવાને બરાબર હુકમ આપ્યો.

રાવજી તો ખુશ થઈ ગયો. તે જાતનો મરાઠો હતો અને જુવાન સાથે ચતુર ડીટેકટીવ હતો. તે ઈંગ્રેજી સારૂં જાણતો હતો અને માટરીકયુલેશનની પરીક્ષા વટીક પસાર કરી હતી.

"રાવજી તુને હમણા સાઠાઠ રૂપીયા મળેછ અને તું દફેદારની પદવી ઉપર છે પણ હું તુને વચન આપું છ કે આએ રંગીલદાશને પકડી આપશે તો હું તુને વધારીને જમાદાર કરીશ."

"અચ્છું ગરીબ પરવર."

---

## પ્રકરણ—૩૧.

### આ નવો ભાડુત કોણ?

સાંજ પડવા આવી હતી. મુંબઇ વાળી ટ્રેન બેલગામ આવી તેમાં એક જુવાન આસરે ત્રીસ વરસની ઉમરના હીંદુ ગ્રહસ્થ સેકંડ કલાસમાંથી ઉતર્યા. તેવણે પગમાં બુટ સ્ટાકીંગ પેહરયાં હતાં અને પાતલુન કાલર વગેરેથી અચ્છા સુધારાવાળા તાતીઆ સાહેબ જેવા લાગતા હતા. તેવણુની સાથે બે ચાર પેટી, છતરી વગેરે સામાણ હતો. સ્ટેશનના પોરટરે સામાણુ વગેરે ઉંચકવા મદદ કરી તેને બે આની આપી આ ગ્રહસ્થે ચાલવા માંડીઊ. રૂપાંની ચાવીના આ ગુણુ આ જુવાન ધણીને અછી રીતે માલમ હતા અને એજ પોરટરની મારફતે આસપાસની વધુ ખબર મેલવવાનો તેવણુનો એરાદો હતો.

સરદાર સાહેબના ઘરથી થોડે આઘે તેવણે એક નાહાની ઓરડી ભાડે રાખી અને ત્યાં પોતાનો સામાણ મેળ્યો. આ ઓરડીની માલેકણ નામે રાધાબાઈ એક ઘરડી ડોસી હતી અને તેજ મકાનમાં ભોંયતળીએ રેહતી હતી. તેણીને જોતાંવાર નવા ભાડુતે મનથી વીચાર કીધો "ડોસાં તમારી સાથ ઘણું કામ લેવું છ ને તમારી જબાંબી ઠીક લાંબી છે. જરા ધીરજ ધરો."

"મારા ઘરમાં એટલો પવન છેજી, કે બારણા આખી રાત બંધ રાખવાં પડેછ." આમ ડોસાંએ શીરૂ કર્યું.

"ઠીક છે. આએ મારી પાસેની ઓરડીમાં કોણ રહેછ?"

"બા, એમાં એક પવીત્ર સાધુ રહેછ. એ મોટો પુજારી છે અને બાઇ બાવરીઓ એનું કથણ સાંભળવા બહુ આવેછ."

"અંહં! તમારી આ ઓરડી હું ખુશીથી રાખુંછ, પણ હું કેટલી મુદત સુધી રહીશ તે નક્કી નથી. કદાચ આઠ દાહાડા થાય, પંદરબી થાય કે મહીનો બે મહીનાબી થાય."

"જી. તમારો ધંધો શું છેજી?"

"ધંધો? ધંધો તો કાંઈ નથી. હું તો કાલેજનો અભ્યાશી છું, પણ હાલ તબીયત સારી નથી તેથી હવા ફેરબદલને સારૂં આવ્યોછ."

"તે ખરૂં, પણ ભાડાંનુ કેમ? જોની બા હું બાઈ મણુખ તે—

"ચીંતાની કાંઈ જરૂર નથી. હું મહીનાનું ભાડું આંગપર આપ્યો જઇશ, પછી શું છે?" આમ બોલી તેણે રૂ ૧૦ ની નોટ કાહાડી ડોસાંના હાથમાં મુકી.

"બીજું, ડોસાં માય, મને થોડોક સામાણ જોઇએછ તેબી જરા તમે મંગાવી આપશો તો મેહેરબાની થશે."

ચાંસ મારવાની આ તક હાથમાં આવ્યાથી ડોસાં મગ્નન થઈ ગયાં અને "હા બા, હા મરૂં,"થી પોતાના ભાડુતને વધાવી લીધા. ભાડુત પોતાની પેટી ઉઘાડી કપડાં કાહાડતો હતો તેમાં મદદ લાગવા ડોસાંની ઘણી ખાહેશ હતી પણ પેલાએ તેવણુને ટુંકેથી કાહાડીઆં.

" જી તમારૂં નામ શું ?"

"નામ ! મારૂં નામ સખારામ પંડીત."

ડોસાં ત્યાંથી રવાના થયાં અને જે મળે તેને કેહવા લાગ્યાં "કોઇ ઘણોજ બીબીજાયો છે. મને કેહજે ડોસા મારૂં બધું તમુને સોપુંછ પૈસાની વાણ કરતાં ના. વાહ ! જાંહ છે તાંહ કોઇ રાજવંશી છે."

એણીમેર મી૦ સખારામ પંડીત બોલેછ "ઠીક છે, ચોકનું તો બરાબર બંધએસતું જણાય છે. રંગીલદાશ બા હવે તમે કાંહ ભરાયાછ તે નીકલો બાહાર."

---

## પ્રકરણ—૩૨.

## ભુલામરીમાં નવો પરોણો.

વખતના પેટામાં શું શું સમાયલું છે! કાલી અને પુતળી ફક્ત આઠ દાહાડા ગેરહાજર રહ્યાં તેટલાંમાં બેલગામમાં કેવડો ફેરફાર થઈ ગયો! ત્યાં એક નવો પરોણો આવી ભરાયો હતો જેને લાવવામાં કાલીનો હાથ મુખ્ય હતો, પણ જેના આવવાની એ બચારાને કશી ખબર ન હતી.

માટી બાયડી વચે લગાર કચરો હોવા છતાં પુતળી ઘણી ખુશીથી પાછી બેલગામ આવી હતી. આઠ દહાડે તેઓ પાછાં મળ્યાં તેથી તે મગ્ન દીસતી. કેખશરૂ કોટવાલ પાછા સાજા થયા હતા. તેવણે પોતાની બેટીને અને જમાઈને પુને રહેવાની ઘણી જીદ કીધી, પણ પુતળીનું ચક પોતાના ધણીમાં અને ઘરમાં ભરાયું હતું. તેણીએ બાહાણું કાહાડયું કે હમબાઈ ઘરમાં એખલી છે તે ઠીક નહીં, પણ ખરૂં કારણ તો એ હતું કે જો કાલી અને પુતળી પુને સાથે રહે તો તેઓ વચે ચાલતી ગેરસમજુતી વખતે પકડાઇ આવે. આ કારણથી પુતળીએ કાલીને મુંબઇથી તેડાવ્યો અને તેઓ સાથે પાછાં ઘેર આવ્યાં.

તેજ દાહાડે સાંજનાં પુતળી વાડીમાં ફરતી હતી, અને કાલી બે કાગળ ટપાલને માટે તૈયાર હાથમાં લઇને આવ્યો. એક કાગળ પુતળીની માને નામનું અને બીજું મુંબઈના વકીલના સરનામાનું હતું. કાગળો નાખવા કાલી પોતે ગયો

તેટલાં પુતળી વીચારમાં બેઠી "આહ! ગમે તે હોય પણ શું એની લાયકી છે! જો આગલી પાછલી ભુલી જવાતી હોય અને અમે પાછાં મળી જઇયે તો કેવું સારૂં? મારે ખાતર એ બચારો આખા આઠ દાહાડા મુંબઈમાં એક હોટલમાં પડી રહ્યો. તારી ગેરહાજરીમાં હું 'ભુલામરી'થી દુર છેઊ એવું મને એણે દેખાડયું."

એણીમેર હમબાઇ પણ ચાંદરણામાં ફરતી હતી એટલાં ડાકટર ડોસાભાઇનો ઘોડાવાળો હાથમાં દવાની શીશી લઇને દોડતો જતો હતો તેને હમબાઈએ જોયો.

"ઉભો રેહ ભાણા. કાંહ જાયછ?"

"'ભુરામરી'માં દવા આપવા."

"ઓહો! 'ભુલામરી'માં કોણ શીક છે?"

"છેદાણી."

"શું! 'ભુલામરી'માંની બાઈ શીક છે? શું છે વારૂં; તુંને કંઈ ખબર છે?"

"હોવે—છવારના જણી ને પોએરો આએવો."

હમબાઇના ડોલા ઉપર ચઢી ગયા. તેણીએ પેહલાં તો આ માન્યું નહીં. પણ ભાણાના હાથમાંથી શીશી લઇ જોયું તો લખેલું હતું "ધનબાઈજીના બુચાને સારૂ."

તોબાહ! તોબાહ! આ ધર્થીમાંબી હમબાઇના વીચાર પ્રમાણે કેટલું પાપ, કેટલાં કાવત્રાં ચાલતાં હતાં. તે બહુજ ખીજાઇને દાંત કચકચાવીને બંગલામાં આવી તો કાલી, પુત-

ળી અને ડાકટર ડોસાભાઇ વાતે બેઠેલાં હતાં. તેણીનું ભીતર છેક પાકી આવ્યું હતું તે હવે ફુટું. મુગી મરી રહી હોત તો ટુકમાં પતી જાત. પણ સ્ત્રી જાતીની જબાં! પુતળી જ્યારે નહીંજ સમજતી અને નફકરી ફરેછ ત્યારે જરા તેવણુનેબી ચમકાવવાં જોઇયે. વળી સરદાર સાહેબબી નાક પર માખ બેસવા નહીં દેતા તેવણુનેબી જરા અસેમસે હાથ દેખાડવો જોઈયે. હમબાઇ થોડી વાર મુગી બેઠી, અને પોતાનો દારૂગોલો પોતાના મન સાથ એકઠો કરી બોલી—

"મરેરે, આજે મેં કંઇ ઘણી નવાઈ જેવી વાત સાંભળી. ખરૂં ખોટું તો ખોદા જાણે પણ તમારો ભાણો દોડતો જતો હતો તેણે મને ખબર આપી કે 'ભુલામરી'માં તો આજે એક નવો જણુમ થયો."

"હા, આજે સહવારનાજ બાઈ હમેલથી છુટી." ડાકટરે નીર્દોશપણુથી ઉત્તર આપ્યો.

કાલી ડઘઇને સઘળાં ગમ જોવા લાગ્યો, અને પુતળી તો ગુંચવાઇને ઠંભ થઇને ઉભી રહી.

હમબાઈ વળી બોલી "'ભુલામરી'માં છોકરૂં જણુમે એતો બાપ વગર ઈસુ જણુમયો તેમ થયું."

"તે જણુનારી બાઈનું કામછે. તેમા આપણુને શું?" ડાકટર બોલ્યા.

આ વાર પુતળીને તો એવું થતું હતું કે જાણે ત્યાંની ત્યાંજ વામીટ કરી પડે. હમબાઇએ ચોબા મારવા ચાલુજ રાખ્યા.

"પણ એ ધનબાઇજીનો વર કયાંછે?"

"મેં સાંભળ્યું કે મુંબઇમાં છે" ડાકટર સેહેજ બોલ્યા.

"પણ એનો વર ખરેખર છે એવી તમારી ખાત્રી છે. ડાકટર?" હમબાઇએ પુછ્યું.

"અરે હારે; હું ખાત્રીથી કહુંછ. બાઈબી ઘણી ભલીછે."

"પણ ડાકટર, તમે કેમ જાણ્યું કે એનો વર હમણાં મુંબઈમાં છે?"

"બાઇએ પોતે મને કહ્યું."

"પણ ગામમાંતો એવી વાતછે કે એ બાઇનો વર તો કંઈ મુદ્દત થઇ લાંબી મુસાફ્રીએ ગીએલો છે?"

"હા, પણ પાછો કાંય નહીં આયો હોય? તે મુંબઇમાં હોય અને ધનબાઈજી તેને મલવા કાંય નહીં ગયાં હોય? હમબાઈજી, આજે તમુને એ વાતમાં કાંઇ ઘણો રસ લાગે છે?"

હમબાઇ બોલે તેની અગાઉ કાશી વચ્ચે બોલી પડયો. "હું ખાત્રીથી કહુંછ કે એ બાઇનો વર મુંબઈમાં છે અને એ બાઈ તેવણુને મુંબઇમાં મલવા ગયાં હતાં કેમજે એક વખતે અમે ગાડીમાં સાથે થઇ ગયાં હતાં."

હમબાઇએ દાંત પીસ્યા. પુતળી ઉજળી પુણી જેવી થઇને ઊભી રહી, અને ડાકટર કાંઇ ગડબડ ગોટો સમજયા નહી. તેવણુ ફ્કત એટલુંજ બોલ્યા કે "આએ નવા પરાણા જે ગઇ કાલે પધારયાછ તેવણુ બે મહીના વેહેલા આવ્યા."

પુતળી તો આ ઠેકાણે ત્યાંથી જતી રહી. કાલીએ જોયું કે તે ઘણીજ ઘભરાયલી લાગતી હતી. તેણે ડાકટરને પુછ્યું "બચ્ચું તનદરોસ્ત છે કે?"

"હા, છે તો ખાસ્સુ પણ ઘણુંજ નાહાનું છે. એ જલદી આવતી પીડાઓની એજ મોહોકાન. પણ બીચારી એની માય ઘણી શીક છે."

"એમ કે?"

"હા, બીચારી આગળ કોઇ મળે નહીં—એક સારી બઇરીબી હોય તો ઘણો ફેર પડે."

"પેલી એવણની ચાકરડી છેની?"

"અરે તે ડોસી એખલે હાથે શું કરી શકે. તે રાંધે સીધે, દરવાજો ઉઘાડે કે બાઇ આગળ બેશીને ચોકી કરે. ચાલો સાહેબ મેહેરબાન. હું હમણાં 'ભુલામરી'માજ જતો હતો તેટલાં સરદાર સાહેબ મને વાતમાં નાખી અંહી ઘસડી લાવ્યા."

ડાકટર ગયા પછી કાલી મન સાથ વીચારવા લાગ્યો. "ચાલો જે થયું તે ઠીકજ છે. જ્યારેબી અદીને અંદાથી કહાડવાની વાત કરૂંછ ત્યારે આએ વાત વચમાં નડતી હતી. એક વખત ગુલી સાહાજી થઈ કે પછી અદીને લઇ જવો ઠીક પડશે. પણ ખોદા સૌનું સારૂં કરે. ડાકટર જ્યારે ગમે ત્યારે જઇને ઉભા રહેછ ને અદી તો આવો ને આવો છે તે વાત છુપી કેમ રહેશે? પોતાને ખાતર એ બંદોબસ્તથી રહે તો ઠીક નહીં તો ફજેતી છે. મારા પોતાના તો આ બનાવથી

ઉલટા બાર વાગી ગયાછે. આએ બુચો હવે બધી મીલકતનો ખરો વારેસ છે અને બધું આખરે તેને મળવાનું. ગરીબ બીચારી પુતળી, તે ફેરી આથી દલગીર દેખાતી હતી. પણ હું શું કરૂં ? આએ જમશેદવાડી અને બધું હવે જવાનું એ પુતળી સમજતી હશે કે ? હમે નહીંજ પરણ્યાં હતે તો ઠીક."

એણીમેર પુતળા પોતાના ઓરડામાં રડેછ "પૈસા ટકાને શું આગ લગાડું. બધું તો અખાડા કીધું પણ આએ નામોશી હવે કેમ સેહવાશે. ઓ કાલી, કાલી તું આવો નજીસ છે એમ મેં જાણ્યું ન હતું."

ડાકટરનું 'ભુલામરી'માં જવું કેમ થયું તેનો થોડોક ખોલાસો કરવાની જરૂર છે. ભીખી અકરાતી ઘભરાતી જ્યારે તેવણને આ કામ માટે તેડવા આવી ત્યારે તેવણ પેહલાં તો ઘણાજ અચરત થયા અને હમબાઇને મળતોજ થોડોક શક તેવણનેબી પડયો. પણ ડાકટર ડોસાભાઇ ઘણા ભલા માણસ હતા. કોઈનેબી વીશે ભલું વીચારવાનું હોય તો ભુડું વીચારવું નહીં એવો તેવણનો નીયમ હતો, અને તેવણે નીર્દોશ ગુલીને જોઇ ત્યારે તેવણને નકી લાગ્યું કે બચારી ફરેસ્તા સરખી છે.

બુચાનો જનમ થવા પછી ડાકટર ત્યાં દીવસમાં બે ત્રણ વાર જતા હતા. આ વાર ભીખી તેવણને દરવાજે ઉઘાડી બાગમાંથી લઇ જતી તેમજ રસ્તા ઉપર પોંહોચાડી જતી હતી. 'ભુલામરી' તરફ જતાં તેવણ વીચારવા લાગ્યા કે "એ આજે રાતનાં હમબાઈને અચબુચ શું ફીફરૂં ભરાયું હશે. વળી પુતળીબાઇનાબી જીવને સારૂં દીસતું નથી, કોણ જાણે તેવણનેબી ધનબાઇજીના જેવીજ બીમારી છે કે શું !"

ત્રણ ચાર દાહાડા સુધી આમ ચાલ્યું. ડાકટર આવેને જાય પણ કોઇ વારની એવૂં તેમના ધ્યાનમાં ન આવ્યું કે એ બાઇ અને તેમના બે નોકરો સીવાય અહીં કોઇ બીજું કાયદાની બીહીકે છુપાયલું હશે. નીમકહલાલ ભીખી પોતાનું રાએતાનું કામ જેમતેમ આટોપી લઇ પોતાની શેઠાણીની ખુબ નોકરી કરતી. પેલો ઘરડો ખુંધો માલી તો બાગનાં કામ સીવાય બીજાં કશાં કામમાં આવતો ન હતો.

છઠે દાહાડે સહવારનાં ડાકટર ગએતા મજબ 'ભલામણી'માં ગયા ત્યારે ધનબાઇજીનો કેસ વધારે બગડેલો જોયો. તેવણુને સખત અને નઠારી જાતનો તાવ ચહડેલો હતો.

ડાકટરે ભીખીને હલવેથી પુછ્યું "કશાં કારણથી એવણુ ઉશ્કેરાયાં હતાં?"

"હાજી, રાતના જગાક તેમ હતું ખરૂં." આવો લગાર ઉતાવલેથી જવાબ ભીખીએ દીધો.

"શાથી ઉશ્કેરાયાં!"

"જરાક ચીરડાઇને વાત કીધી."

"વાત કીધી? કોણની સાથે? અહીયાં વાત કરનારૂં તો કોઈ છે નહીં, ત્યારે તમારીજ સાથે વાત કીધી હશે. હું ના કહી ગયો હતો તોબી શું કરવા તમે વાત કરાવી?"

ગરીબ બચારી ભીખી! તેણીનું મોહોડું સંજોગને જોરે સીવાઇ ગયું હતું, નહી તો તે કહેતે કે તેમનાં શેઠાણી પોતાના ધણી સાથે વાત કરતાં ઉશ્કેરાઇ ગયાં હતાં.

ડાક્ટર બોલ્યા, "ઠીક છે, હું મારી ખાતરીની એક બઈરી મોકલાંઉ છું તે એવણને ચુપખી રાખશે ને વખતસર દવા દારૂ આપશે. તુંને કામ ઘણું છે તેથી તારેથી એ કામ બને નહીં."

ભીખીએ ઘણાંભી વાંધા લીધા, "કોણે કહ્યું નહીં કામ થાય, તમે પેહલાંથીજ મારાં કામનો વાંક કાહાડો અને મને જુના નોકરને જુંડાઈ અપાવોછ."

પહેલે દહાડેથીજ ડાકટર ને ભીખી વચે બાઇ આગલ કામ કરનારી બઇરી લાવવા બાએ ઝઘડો ઉઠયો હતો, પણ બાઇની કોઈ પારકાને લાવવાની ખુશી ન જોઇને ડાકટર અબોલા કરી ગયા હતા. આ વારબી ધનબાઇજીએ મોંહ કુમલાવેલું જોઇ એક વાર ફરી તેવણે પોતાનો વીચાર માંડી વાળ્યો પણ મન સાથ ઠરાવ કીધો હતો કે જો જલદીથી બીમારની તબીયત સુધરવા નહીં લાગશે તો તેવણને કાંઇભી વધુ પુછવા વગર પોતાની ખાતરીની સ્ત્રીને લાવીને રાખવી.

તેજ દહાડે સાંજના જ્યારે તેવણ પાછા ગયા ત્યારે ધનબાઇજી વધારે ખરાબ હાલતમાં હતાં; તેવણનો ચેહેરો લાલ થઇ આવેલો અને સેહેજ લવારો બકારો કરતાં હતાં. ડાકટર કંઇ બોલ્યા નહીં, પણ પોતાની એક ઓલખાણવાલી ડોશી જે સુવાવરનું કામ કરતી હતી તેણીને પોતાને ઘેર બોલાવી મંગાવી.

તેજ દહાડે રાતનાં અહી પોતાની ધણીયાણીનાં ઓરડામાં બેઠેલો હતો અને ભીખી કાંજી બનાવતી હતી એવામાં દરવા-

જાનો ધાંટ વાગ્યો. અલબત છેલા ચાર પાંચ દીવસ થયા ડાકટર ધરી ધરી આવજા કરવાને લીધે એ બનાવ સાધારણ હતો. ભીખી કુંચી લઇને દરવાજાપર દોડી ગઇ. જેવું ભીખીએ બારણું ઊઘાડયું કે ડાકટર માંહે દાખલ થયા અને તેવણની પછવાડે એક મસ મોતી ભેંસ જેવી પારસણ સકા તસ જેવા જોડા પહેરીને તથા હાથમાં કપરાંની ગાંસડી લઇને ખસર ખસર કરતી દાખલ થઇ.

ભીખીની તો શુધ બુધ ઉડી ગઇ હતી. પેહેલાં તો ડાકટરને બાગમાંથી રમ્નો જડશેજ કેમ એમ તે વીચારવા લાગી. પણ એ બચારીને થોડીજ ખબર હતી કે એ 'ભુલામરી' માં અસલ જે ડોસા રેહતા હતા તેના પણ ડાકટર એવણજ હતા.

ડાકટર તો ધસારાબંધ ચાલ્યા અને ભીખીની દરકાર કરવા વગર બંગલામાં પેઠા. પછવાડે પેલું જાડું નગારૂંબી માંહે દાખલ થયું. ભીખી ધબગટને માટે મન સાથ ઇશ્વર પાસે માંગવા લાગી કે તેનો શેઠ બરાબર છુપાયલો હોય તો સારૂં.

પણ ઇશ્વરની ઇછા જુદી હતી. ડાકટર જેવા દાદર પર ચહડી રહ્યા કે કોણ આવે છે તે જોવા અહીં સાંગો આવીને ઉભો. તેના દીલમાં સફેદ પોલકા ગેરૂં બદીઆન હતું અને સોનાના બટન તથા સોનાનો છેગ લટકનો હતો. જેવા ડાકટરને જોયા કે તે છટકીને ઓરડામાં ભરાઇ ગયો. સંજ પડવા આવી હતી, દાદર ઉપર જરા ઓજપ હતો અને સઘલું એક આંખના પલકારામાં બન્યું તેથી કોઇ બીજો હતે તો કદાચ તેના જોવામાં પણ નહીં આવતે. પણ ડાકટર હોશમા હતા. "હશે, ધનબાઇજીના ધણી આવી પોંચ્યા હશે પણ પોતાના કંઈ કારણને લીધે હાલ મલવા ઇછતા નહીં હશે. આપણને શું."

કદાચ ધનબાઇજી સારી પેઠે હતે તો તેવણને પુછીને ડાકટર ખોલાસો મેલવતે, પણ તેવણ તો એકદમ બીસમાર હાલતમાં પડેલાં હતાં. વળી પેલા ગ્રહસ્થની પછવાડેથી કાંઇભી નીશાણી જણાઇ નહીં એટલે ડાકટર સમજયા કે તે એકાદ દાહાડો આવીને ગયા હશે. આ પછી એ વાત તેવણના મગજમાંથી નીકળીજ ગઇ.

પણ પેલાં નખોદ ગીયાં ડોસાં એમ ટુકમાં પતે તેમ ન હતું. નાહાલી ડોસાંની જીભ સરડા જેવી લાંબી અને તેબી વળી કાંટાવાલી હતી. તેવણેભી આ સફેદ પોલકાવાલા ગ્રહસ્થને દુરથી જોયા હતા. વળી તેવણે વધારે એ જોયું હતું કે આ ધણીના અંગનાં સોનાનાં બટન અને સોનાનો ભારી છેડો હતો, અને તેવણ સોહામણા હતા એટલુંજ નહીં પણ મોતી જેવા સફેદ દાંત હતા !

નાહાલી ડોસાં મરેરે! તેવણ ચીમરાઈ ગયલાં હોવા છતાં સોહામણા માટીડા તેવણને ઘણા ગમતા હતા, કાંયજે જાંહબી સુવાવડનું કામ કરવા જાય ત્યાં તેવણે જોયું હતું કે દેખાવડા માટીડા હમેંશ હસમુખા રેહતા, તેવણની મજાખ કરતા, તેવણને બોલાવતા અને સેવટે—સર્વેથી અગતની વાત—તેવણને મોવડાંના બમપર ગ્લાસની ચાસણી કરાવતા! બરીઆ રરતા બરતા, ઘરડા માટાડા મારાં નાહાલાં ડોસાંને નહીં ગમે. તેવણેભી ડાકટરની પેઠે એમજ ધારયું કે ધનબાઈજીના ધણી આવી પોંચ્યા હશે.

---

## પ્રકરણ—૩૩.

## નાહાલીડોસાંના સુંધારા.

નાહાલી ડોસાં બીમારના બીછાણા આગળ બેઠવાયાં, અને એક આખો દાહાડો કાગડે ડોળે વાત જોઈ કે પેલા સોહામણા શેઠ ખબર અંતર પુછવા આવશે પણ તેવું તો કાંઈ બન્યું નહીં. જેમ તેમ જીવ મારીને એક બીજો આખો દાહાડો વાટ જોઇ પણ મોતરાંની તો ધન નસલ નહીં મળે. ઓરડાની બાહાર જવાનો તેવણુને હોકમ નહીં હતો, પણ નાહાલી ડોસાંનો જીવ ટપુ ટપુ થનો હતો તેથી તથા વધારે ધીરજ નહીં રેહવાથી બીજે દીને બુચાને સુવાડીને તે નીચે રાંધણી ગમ ગઇ.

હવે જયારે ભીખીએ જોયું કે ડાકટર તો કંઇ સમજતા નથી ને કામ કરનારી બઇરી તો લાવ્યા, ત્યારે મન સાથ નીસાસો નાખી મુગી બેઠી હતી, અને નાહાલી ડોસાંને સખત તાકીદ કીધી હતી કે બીમારના ઓરડામાં હાજર રેહવા સીવાય તેણીએ બજું કશું કરવું નહીં, અને કાંઇબી જોઇતું કરતું હોય તો ચગ વજાડવો કે ભીખી પોતે લાવી આપશે. બચારી બીખ નાહાલાં ડોસાંનું ભાણું, મોહોડું ધોવાનું પાણી સુધાં લાવીને આપતી હતી. તેણીના મનમાં એમ કે એ ઘરડી બોખીને એક ઓરડામાં ચાંપી રાખી હોય તો પછી કંઇ ચીંતા નહીં. પણ નાહાલી ડોસાંનો જીવ કંઇ ઠરે! તેનું મોહોડું વાત કરવા વગર ગંધાઇ આવ્યું હતું, તેથી આખરે તે ઉઠીને નીચે ગઇ.

હવે આ ભુતારૂં આમ ઉતરી આવ્યું તે જોઇ ભીખીની અજાયબી અને ચીંદનું શું પુછવું.

"કેમ? તમે બાઇને એકલાં મુકીને કેમ આવ્યાં? મેં તમુને ના કહી હતીની?"

"અરે હારે માય, ઓર ચાલી—પણ છે તે, આજે કેની, તે જરા પેટમાં પવન પકરી બાઠ ને—જરા વાઇની કોની થઇ આયુંછ તેથી જરા મકું જે—

"પણ વેહલાં વેહલાં ભસોની—મોતરૂં પીવાનું મન થયું તો મને ત્યજ કાંય નહીં કેચું?"

"નહીં, મકુ જે જરા બરાંડીમાં એક ટીપું પોણી નાખીને આપશે ને બચાર અટકાર છુટશે કેની તેરે નરમ પડી જશે."

"ઠીક છે તમે જાઓ હું લઇ આવુંછ."

"ઓ વાય, એમ કહાર કહારમાં શુ પડ્યાંછ? જરા ઉભાં રહો. હું ઘરડું મણુખ તે દમ ચહડી આયોછ. બાઈ ને ખુ-ચો બેઉ પોહારલાં છે, ઓય લેતી કે ચાલી."

આમ બોલા ડોસાં તો બેઠાં અને કરારને જીવે પગ પસ-વારવા લાગ્યાં.

ભીખીએ જોયું કે આ પીડા એમ પતવાની નથી એટલે ઝટ કબાટ ઉઘાડી બરાંડીનું ગ્લાસ ભરી આપ્યું. ડોસાંએ નામને ખાતર એક ઝીણું ટીપું પાણી નાખી ચટકાવી ગયાં અને આંખ વીંચીને મોહોડું મટમટાવા લાગ્યાં.

"મરૂ રે મરૂં પેટ ટહારૂં. માય ભીખી તારો ધણી તો હવે છેકજ લે લે ગુરે થઇ ગીયોછ જો."

"હા, હવે તેનું કેમ કરીએ. એક વખત એવો હતો કે એ ચાર ઘોડાના જેટલું કામ કરતો હતો."

"પણ એનેથી આખી વાડી ઉપર કેમ પોંચી વળાયછ?"

"બાઈ બીચારાં ઘણા અખારા કરેછ. વળી મોહોકાન એ છે કે બીજા માલીને સાથે રાખીએછ તેબી એને ગમતું નથી, ને તેની સાથ ટંટો કરીયા કરેછ."

"અં—બીચારાની ખુંધ કેવરી મોટી! કોણ જાણે રાતના સુવાતુંબી કેમ હોશે. ભીખી તુંને તકયાને ઠેકાણે ખુંધ કામ લાગતી હોશે."

નાહાલી ડોસાંતો ચકાસીઆં, પણ ભળી ભીખી કાંઇ બોલી નહીં.

"ઓવાય—તારા મોહાનામાં જીભ છે કે નહીં. હું ની હું કેઆરની તકતક કરૂંછ ને તું તો "હા ને નહીં"માંજ પતાવેછ. જરા બે બોલ વાત કરીએ તો પેટનો ધુમારો બહાર પરે જાય."

"તે ખરૂં, પણ બુચો જાગીને રડશે તેની મને ફીકર લાગેછ."

"રરવા પરથી ઓવારૂં—તે તો રૂરો પોહોરેલો છે. પણ એના બાપ કાંહ છે?" નાહાલી ડોસાંએ અચબુચ પુછ્યું.

"બાપ! કોણના બાપ?"

"બુચાના બાપ, બાઇના વર, જેવણને કાલે અમે જોયા હતા તે?"

ભીખીનું મોહોડું અત્યાર લગણ બંધ હતું તે હવે ચડપ દેતું બીકને મારે ઉઘડયું.

"ડોસાં, બરાંડી માથે ચહડયો કે? બુચાના બાપ અંહી કાંહાંથી આવતાથા? તેવણુતો કંઈ વરસના બાહાર ગયા છે?"

"તારે હું ને ડાકટર આયાં તારે દાદરને માથે ઊભેલા ઉતા તે કોણુ? મેં મારી નજરે જોયા."

"તારે મોહોને ધુળ જોયા—કંઇ સપનો બપનો જોયો હશે."

"ઓ વાય! દેખતી આંખને આંધરી કરાવેછ. કોઇ બાહારના પારસી મળવા બળવા આયા હોશે."

"કોઇ નહીં. હું મારા સમ ખાઇને કેહુંછ કે આજે બાર મહીના થયા મારા ઘેરમાં કોઈ માટીડાએ પગ મુકયોજ નથી."

નાહાલી ડોસાં હવે જરા વીચારમાં પડયાં. હોય બા, સોગંદ ખાધા તારે નહીંબી હોય. તેવણુનો ભરૂસો સોગંદ ઉપર પુરતો હતો. તેવણુની આંખ બીલાડા જેવી હતી પણુ આ વખત ચુક્યાં કેમ?

"ભીખી, આએ ઘેરમાં ભુતના ચારા બારા તો નથી?"

"નહીં—નહીં—લે હવે કામ પર જા, નહીં તો ઘેલી થઇ જશે."

"કામ તો ઓંજીઉં જીવે લાગુંચ તે કાંહ જવાનું છે પણુ મેં મારી નજરે જોયા, સપેત બનીઆન ઉતું ને—સુનાના બતન ઉતાં ને—સુનાનો છેરો ઉતો ને—ઉઉઉ જરા મોતી જેવા દાંત ઉતા—તેવણુ સપસપ ચાલી ગાઆ તેબી મેં જોયું."

ભીખીના પેટમાં તો ફાળ પડી હતી પણુ તે ચતુર હોવાથી બાહારથી હસતું મોહોડું રાખ્યું. કાંઇબી કરી નાહાલી ડોસાંના મનમાંથી આ વાત કાહાડી નાખવી એવો તેણીએ ઠરાવ કીધો.

"ડોસાં, હવે તમે જરા ચસમો પેહરો. રાતના અંધારાંમાં તમુને એવું કંઇ લાગું હોશે, બાકી ઘેરમાં કોઈ આવે તે હું ને મારો ડોસોજ નહીં જાણીએ? મારા વગર દરવાજાનું બારણું કોણ ઊંઘાડે. મારો ડોસો કંઇ ચાદર બાદર સુકાવા નાખવા દાદર આગળ આવ્યો હશે અને અંધારાંમાં તુને એમ દેખાયું."

ડોસાંનું કંઇ મન મનાયું નહીં, પણ તેટલાં બુચાના રડવાનો સાદ આવ્યો એટલે ડોસાં દોડયાં. તેના જવા પછી બીખી વીચારવા લાગી "મારા શેઠનેબી શું કેહું. બાહારનાં આવે જાય ત્યારેબી ઠરીને બેસતા નહીં. પણ ડાકટર એમ એખલા દોડી આવશે એમ બચારા એવણુબી શું જાણે! આએ ઘાંખરી અહીં છે તેટલાં એવણુ સંભાળ રાખે તો સારૂં."

નાહાલી ડોસાંના ખોલામાં સુચોછે અને માથાંમાં પેલોને પેલો વીચાર છે. આ કૌતકની તેવણુને સમજ પડી નહીં. બીખી જુઠું શું કામ બોલે. પણ ત્યારે પેલા માટીડો કોણુ? શું સુનાનાં બટન અમથાં જોયાં?

એ દાહાડા નીકળી ગયા પણ ડોસાંનું માથું ખાલી થયું નહીં. તેવણુ ઘડીમાં આમ ધારે તે ઘડીમાં તેમ ધારે. જાંહ છે તાંહ ઘેરમાં ભુત છે કે કંઇબી બીજી બલાગત છે ખરી. બીખી મને આયજ ઓરડામાં ચાંપી કાંય રાખેછ? હું ઘરમાં ફરૂં હરૂં તો તે મારી પુઠે પુઠ કાંય આવતી હોશે? આહ! ઘેરમાં કોઈ માટીડો ભરાયલો હોય અને કંઇ કારણુને લીધે છુપાઈ તો રહેતો નહીં હોય?

આય કમનશીબ વીચાર આખરે નાહાલી ડોસાંના માથામાં પેઠો. કમનશીબ એટલા માટે કે તેનાં પરીણામ ઘણા માઠાં નીકળવાનાં છે.

"ખરી વાત! જ્યાં છ ત્યાં એમજ છે. પણ વખતે ભીખીથીબી છુપું રાખ્યું હોય. એમ હોય તો એ ખાવાનું કાંહથી લાવતો હશે! ભીખીને તો ખબર હોવીજ જોઇએ. પણ ત્યારે ભીખીએ સોગંદ કેમ લીધા?"

આ પછીથી નાહાલીડોસાં જ્યારેબી ઓરડાની બહાર નીકળે ત્યારે ખુણા ખંટોલાંમાં સુંઘારા લેતાં ફરે. અહીં જોય ત્યાં જોય અને ચોગરદમ નજર રાખે. એક દહાડે ભીખી બહાર ગઇ હતી અને બાઇ સુતેલાં હતાં તથા માલી વાડીમાં રોલ ફેરવતો હતો તે તકનો લાભ લઇને ડોસાંએ હળવેથી દાદર આગલનું બારણું ઉઘાડયું, જે બારણામાંથી પેલા પારસીને છુપાઇ જતો જોયો હતો. ઓરડાની બારીએ પરદા જડેલા હતા, પણ અંદર એક ટેબલ, બે ચાર ખુરશી અને એક મોટી કબટ સીવાય બીજું કંઈ ન હતું. તેવણ પાસેના ઓરડામાંબી ગયાં, પણ ત્યાંબી કાંઇ ન મળે—ડોસાં તો ચાંઇ પડી ગયાં.

તે દાહાડે રાતના વેહલાં વેહલાં જમીને પોતાનાં વાસણ લઇ પોતે રાંધણી આગળ દોડયાં. તેવણની મતલબ રાંધણીમાં અચબુચ ગુસી જવાની હતી, કે જોઇએ કોઇનું કાંઇ ભોણું બોણું થાયછ, પણ કમનશીબે તેવણને જરા ઠોકડ લાગી તેથી વાસણ ખખડીઆં, અને તેજ પલે રાંધણીમાં માંહેથી સાંકળ દેવાતી તેવણે સાંભળી.

"ભીખી—ભીખી—એતો હું છેઉં—વાસણ લાવીછ—બારણું ઊઘાડ—"

પણ કાંઇ જવાબ નહીં મળે—બધું ચુપચાપ હતું. ડોસાંએ જોરથી બારણું ઠોકી બે ચાર બુમ મારી તારે ભીખીએ બારણું ઊઘાડયું.

"ઓ, કાંય ? વાસણ તમે કાંય લાયાં, હું હમણા લેવા આવતીતીજ."

ડોસાંએ રાંધણીમાં જઈને વાસણ મુકયાં. પાતલા ઉપર બેસીને ઘરડો માલી ધાન ને ડાળ ખાતો હતો. તેના મોહોડાંમાં એકબી દાંત ન હતો.

"ભીખી, બારણું બંધ કાંય કીધું ?"

"બંધ ? કોણે કહ્યું ? કોઇ કોઈ વખત એમ ચપટાઈ જાયછ."

"કેમ કાકા, આજે કામ કરતાં ઘણા ઠાકી ગયાછ કે ?" ડોસાં માલીની મજાખ કરવા લાગ્યાં. પણ ડોસો તો સાવ બેહેરો હતો. તે તો બોખો બોખો બુક ચાવીઆ કરે. આખરે ભીખી કાણ આગળ જઇ મોટેથી બોલી, "એ સાંભરોછ કે, એવણ કહેછ કે ઠાકી ગીઆ કે ?"

"હોવે, હોવે."

પણ એવામાં બાઇના ઓરડામાંથી ઘંટનો અવાજ આવ્યો અને ત્યાં વાત બંધ પડી.

" ડોસાં તમે એમ ઘડી ઘડી મુકીને ઉતરી આવોછ તે ઠીક નહીં, નહીં તો હવે હું ડાકટર આગળ ફરીયાદ કરશ."

ડોસાં જતાં જતાં ખભરવા લાગ્યાં, " આએ રાન બરી મદારી છે. રાંધણીનુ બારણું બંધ કરીને મને કહેજે પોતાની મેળે ચપટાઇ ગયું. જાણે એના ખાણામાં ઝેર ભેરવાની હોઉ તેમ બીહેછ."

---

## પ્રકરણ—૩૪.

## ભુલામણી ઉપર ચોકી.

સખારામ પંડીત બેલગામમાં ખુશાળ ફરતા હતા. જ્યાં કંઇપણી બે ચાર જણ મળી ગામ ગપાટા હાંકે ત્યાં તેવણ સામેલ થઇ સલામ કરી સાંભળવા ઉભા રહેતા અને મહા સ્વાદથી માંહે ભાગ લેતા હતા. તપકીરવાળાની દુકાને, પાનસોપારીવાળીની આગળ, ચાહે વેચનાર ગાંધીને તાંહ, અવારનવાર સામણુ ખંરીદી તેવણે આખાં ગામ સાથ મીત્રાચારી માંડી હતી.

એટલું છતાં તેવણે કોઇની સાથ ભાઇબંધાઇ માંડી ન હતી. તેવણ કોઇને તાંહ જમવા કે મીજલસમાં જતા નહીં, તેમજ કોઇને પોતાને તાંહ બોલાવવાની પણ વાત કરતા નહીં. તેવણની પાસેનાજ ઓરડામાં બ્રહ્મચારી બાવા રહેતા હતા, અને તેમનું કથણુ સાંભળવા ઘણું લોક આવતું,

પણ પંડીતબા તેમનાથી દુરના દુરજ ફરતા. એકવાર બ્રહ્મચારી ચાલી ચલાવીને તેવણના ઓરડામાં આવ્યો, પણ પંડીતે સાફ ના પાડી કે મને મારો અભ્યાસ કરવાનો છે, તેથી કોઈ સાથ ઓળખાણ કરવાને મને ફુરસદ નથી.

અલબત વાંચનારને જણાવવાની તો જરૂર નહીં હશે કે આ ધણી જેને ઘરડી રાંવાબાઇએ સખારામ પંડીત ચોકી બેસાડયો હતો, તે કોઇજ નહીં, પણ મુંબઈથી આવેલો ડીટેંકટીવ રાવજી હતો. તેને એવી તાકીદ મળી હતી કે કોઇબી રીતે ઉતાવળ કરીને ધાન બગાડવો નહીં, પણ ધીરજથી કળવકળે કામ લઇ રંગીલદાશને પકડવો. મુંબઇમાં તેના હાથમાં એક અગતનો મુકદમો હતો. તે સેજ ઉતાવળ કીધાથી છટકી ગયો હતો, તેથી આ વાર રાવજી ચોકેસ હતો, અને કામ પડેતો ઘણા મહીના સુધી અંહી પડી રહેવાની રજા લઇને આવ્યો હતો. વળી તેના હાથમાં આ નવાં કામની જરાબી કુંચી હજુ સુધી આવી ન હતી.

અત્યાર સુધી રંગીલદાશનો કંઇ સંસારોબી જણાયો ન હતો. ગામનું સર્વે લોક તેનાં સાથ છુટથી વાત કરતું. તે સર્વે વાત ઘણી સેફતથી પુછતો, પણ રંગીલદાશ અથવા તેના જેવો કોઈબી બેલગામમાં વસતો હોય એવી નીશાન જણાતી નહીં હતી. રાવજી વીચારમાં પડયો કે તે ધણી ખરેખર આ શહેરમાં હશે કે નહીં. શહેરમાં તો રહ્યું, પણ જીવતોબી હશે કે નહીં તેનોબી શક હતો. પણ મુંબઇવાળાઓની ખાત્રી હતી કે તે બેલગામમાં છે એટલે બસ. રાવજીએ પણ મનથી ગાંઠ વાળ્યો હતો કે તે અંહીજ છે.

સરદાર કાવસજી રાવબાહાદુર મોરારીરાવને મળવા ગયા હતા, અને ચોકસ પુછપરછ આ સંબંધમાં કીધી હતી તેની આ રાવજી ઉરફે સખારામ પંડીતને ખબર હતી એટલે તેનું ધ્યાન ઘણું કરી જમશેદ વાડી ઉપર વધુ લાગ્યું હતું. ત્યાંના એક માલી સાથ તેણે દોસ્તી પાડી હતી અને અવારનવાર તેને દારૂ પાવા પીઠાંમાં લઇ જઇ પોતે પૈસા આપતો હતો. આ માલી બીચારો અજાણો એટલે ઘરમાં કોણ રહેછ, તેમના નામ, ઠામ, કામ, વગેરે બધું કહેતો. તેને થોડીજ ખબર હતી કે આ પંડીત બધું હસતે મોહોડે સાંભળી ઘર જઇને પોતાની ખાનગી ચોપડામાં ટપકાવી લેતો હતો. આ માલીએ જેટલી ખબર આપી તેમાં રંગીલદાશ જેવું તો કોઈ જણાતું ન હતું, અને દારૂના પૈસા ધુળમાં ગયા હતા. સરદાર કાવસજી આખો દહાડો શું કરેછ, કાંહ જાયછ, કોણને મળેછ તે સઘળું પંડીતે પુછી લીધુ હતું, પણ સારાં ભાયગે શેઠ 'ભુલામરા'માં જાયછ તે વાતની તો આ માલીને ખબરજ ન હતી, એટલે કહે કાંહાંથી.

ટુકમાં—પંડીતે નોંધ કીધી કે ગમે તે હો પણ રંગીલદાશ જમશેદ વાડીમાં અથવા તેની આસપાસ તો નથી એતો નક્કી. માણેકલાલ—તે સરદારના કુટુંબનો પુરાનો નોકર—એવો શબ્દ તેને કાણે પડયો હતો ખરો, પણ તે ધણી રંગીલદાશ હોય એવું તો કોઈ વખતે તેના ધ્યાનમાં આવ્યુંજ નહીં. માણેકલાલ હજુ તેની નજરે પડયો ન હતો, પણ તે ખુલ્લો રહેતો, કામકાજ કરતો, બજારમાં જતો અને કોઈબી વાતે છુપાવાની તજવીજ નહીં કરતો,

એટલે તે રંગીલદાશ તે કેમ હોય. રંગીલદાશ કંઇ એમ રહે નહીં. તે તો જ્યાંબી હશે ત્યાં છુપાયલો હશે અને ત્યાંથી તેને પકડી કહાડવો જોઈએ.

હવે એણીમેર આ સખારામ પંડીત કોણ છે તેની કસીબી ચરચા ગામમાં ઉઠી ન હતી, કેમજે તે વીદયારથી છે અને અભ્યાસને માટે આવ્યો છે એવી વાત પેહેલાંથીજ ઉઠી હતી. થોડા દહાડામાં તો તે જાણે ત્યાંનોજ રહેવાસી હોય તેમ ભેળાઈ ગયો હતો. તે કાલી અને પુતળીથી જરા દુરનો દુરજ રહેતો, કેમજે તેમની નજરે પડવાની તેની હાલ તુરત ઈચ્છા ન હતી. તેમજ કાલીના પણ સાંભળવામાં અછડતું આવ્યું હતું કે કોઈ છોકરો શીખવાને સારૂં ગામમાં આવી રહ્યો છે. આ પ્રમાણે કાંઇજ મુદદો ન મળવાથી સખારામ સઘળું પડતું નાખી મુંબઇ આવતે એમ બનવા જોગ હતું, પણ આખરે—એક મુદદો નજરે પડ્યો ખરો!

અને તેબી વળી ઘણી નવાઈ જેવી રીતે. બચેલા પંડીતને એક અકસમાત થયો. એક દહાડે સાંજના પંડીત પોતાનાં ઘરમાં દાખલ થતો હતો. ચાલમાં અંધારૂં હતું એટલે વચમાં પડેલા એક પાટલાની તેને ઠોકડ લાગી, અને તેથી પડી જતાં બચવાને પંડીતે બારી ઉપર હાથ મુક્યો જેથી કાચ ભાંગીને તેનો હાથ ચીરાયો. આ વાર હમબાઈજી બ્રહ્મચારીના ઓરડામાં કાંઈ શીવતાં હતાં. તેવણ તુરત દોડી આવ્યાં, અને પંડીતના ઓરડામાં જઈ રાધાબાઈની સાથે હાથે પાટો બાંધવા લાગ્યાં તથા ડાક્ટર ડોસાભાઈને બોલાવવાનો આગ્રહ કરવા લાગ્યાં. આવ-

એક નજીવા બનાવને સારૂં ડાક્ટરનું નામ સાંભળી પંડીતને હસવું આવ્યું. એવામાં ભોગ ચોધડીએ નાહાલી ડોસાં કંઈ કામ સારૂં આવી લાગ્યાં. સઘળાંઓ વાતો કરેછે એવામાં કોણુ જાણે શું ચોધડીએ "ભુતો"ની વાત નીકળી. આ સાંભળી નાહાલી ડોસાંની જબાં ઉપડી. "તમે માનતાં હોય તો માનજો, પણુ 'ભુલામરી'માં જાંહ હું છેલી કામે રહી હતી તાંહ એક ભુત છે ને તે રાતના ફરવા નીકલેછ."

આ ઠેકાણે જણાવવાની જરૂર છે કે ગુલી હવે તદન સારી થઈ હતી અને નાહાલી ડોસાંને તો કેવારની રજા મલી હતી. ડોસાંને જોઈને ગુલી ઘણી કચવાતી એવું ડાક્ટર ડોસાભાઇએ સાફ જોયું હતું તેથી તેણીને રૂખસદ આપવાનું દરૂસત વીચારીયું હતું. આથી નાહાલી ડોસાંના ઘણાં ગરી ગયાં હતાં, અને તેનું વેર લેવાને તેણે બુમ ઉરાડી હતી કે એ ઘરમાં તો ભુત છે. સાધારણુ રીતે તેવણુની વાત સાંભળીને લોક હસતાં, પણુ આજે તો એ ખબરથી નવું ફળ પેદા થનાર હતું.

ડોસાંએ જબરદસત ક્યુંબર કરી નાખો. કેમ એકાએક ડાક્ટર સાથ તેવણુ જઇ લાગાં, કેમ તેવણુ હાંફીઆં, કેમ કુદીઆં, કેમ તેવણે એક જણુને જોયો જે છુપાઈ ગયો અને પછી કોઈ દાહાડો દાસીઓ નહીં, કેમ ભીખીએ સોગંદ ખાધા વગેરે વગેરે ડોસાંએ મરી મરચું ભભરાવીને સવીસતર કહી સંભળાવયું. બધાં જણુ આ વાત ઘણીજ લેહજતથી સાંભળવા લાગ્યાં, કેમજે દરેક જણુને તે માટે જુદો જુદો સવાદ હતો. ચાધાબાઈને તો ભુત ડાકણુ ઉપર મોટો

ભરૂસો હતો; ડીટેકટીવના મનમાં તો એમ કે જોઇએ એમાંથી કંઈ સાર નીકળેછ, અને હમબાઈ તો સમજી ગઇ હતી કે આમાં વળી કાલીનો કાંઈ હાથ છે. તેણીની ખાત્રી હતી કે કાલી ચોરી છુપીથી ગયલો, અને તે આ ડોસીના જોવામાં આવેલું.

રાવજીએ પુછ્યું "તમે કહોય કે ઊંચો જેવો હતો, કેમ ડોસા?"

"હાજી, ઊંચો ખાસ્સો ગરાર જેવો ને મજાના કાળા બાલ ને મોતીના દાના જેવા દાંત ઉતા."

"રંગીલદાશના દાંત બહુ સારા હતા ખરા." મન સાથ સખારામ પંડીત વીચાર કરે છે "ઓહો! કાકા તમે અંહી છેઓ કે–હવે કાંહ જવાના છો?"

અત્રે હમબાઈએ પુછ્યું "એવણુના દીલમાં કપડાં કેવાં હતાં?"

"અસતરીનું બદીઆન ને સોનાના બટન."

"ઇજાર હતી કે ધોતીઉં" રાવજીએ પુછ્યું.

"તે તો કોણુ જાણે. ઓજપ ઘણો હતો તેથી મને કંઇ બરાબર દીસ્યું નહીં."

"ને એવણુ ફરીથી કોઇ દાહાડે નજરે પડયાજ નહીં?"

"નહીં–મેં ઘણુબી સુંઘારા લીધા, એણીગમ પેલીગમ ડોકાં ઘાલ્યાં, પણ કોઈ—કોઈ—કોઇ મળે નહીં."

"તારે એ નક્કી ભુતજ—ડોસાં તમે ખરાં!" આમ સખારામ પંડીતે તાપશી પુરી. "એ ભુતને ડાકટર ડોસાભાઇએ જોયો હતો કે?"

"હાજી—કાંયજે તે ભુત નજરે આવ્યો ત્યારે ડોસાભાઈ ડાકટરે પોતાનું ડોકું ઊંચકીને જોયું—મેં બે ચાર દાહાડા રહીને ડાકટરને એ વીશે પુછ્યું ત્યારે કહેજે ડોસાં વખતે આપરે જોતાં ચુકાં હોઇશું."

"પછી પછી."

"પછી પછવારૂં ને આગળ અગવારૂં—વરી પછી શું?"

સખારામને ઘણું હસવું આવતું હતું તેથી દાંત વટે હોઠ કરડી બોલ્યો "એ ભુત—બીજુ કાંઇ નહીં, પણ એ ભુતને જોઇને 'ભુલાંમરી'માનાં બાઇ કાંઈ ચોકયાં હતાં કે?"

"તે બીચારીનો જીવ જાય ને આવે તાંહ ભુત કાંહ જોવા જાય. ઓ વાય, તાતીઆ સાહેબ, તમે શું મારાં નરીજન ગારોછ. તે બચારી ઘણી આજારી તે વખતે ઉતી. જરા કાંઇ ગરબર થાય કે "ઓ માયરે" કરીને ડોરા ચહરાવી મુકે ને કાન કરીકરીને સાંભરે. રાતનાં અમથાં અમથાં ભરકીને ઉઠે ને મને થોડા દહાડા માહુ માહુ કીધી."

સખારામ જરા ઠાંસીઆ "એતો તાવની ઝુમમાં એમ થાય."

આ ઠેકાણે આ મીજલસ છુટી પડી. નાહાલી ડોસાં ભોંયતલીએ આવ્યાં એટલે હમબાઈ એશારત કરીને તેવણુને એક બાજુ લઇ ગઈ.

"ડોસાં, તમારી વાત ઘણી નવાઇ જેવી છે. એ ધણીને તમે જોયો તે કોણુના જેવો લાગતોતો? જરા વીચાર કરો-ની—સરદાર કાવસજીના જેવો?"

"તે કાંઈ રાત પરી દેખાય? ઘરી ચપકામાં નજર આયો ને ગેપ થઇ ગીઓ."

"તારે તમે દાંત કેમ જોયા?"

"હા, દાંત તો દેખાયા. જુઠું શું કરવા કેહું? નરા—નરા જાણે મોતીના દાણા."

હમબાઇ મન સાથ બોલી, "કાલીના દાંત ઘણા સરસ છે એ ખરી વાત. ડોસાં તમે તાંહ ઉતાં તેટલાં બાઇને કોઈ મળવા આવ્યું હતું કે?"

"કોઈબી તો નહીં. એક ડાકટર બચારા એખલા એખલા દાહાડાના સો ધકા ખાયા કરતાથા. એ બચારી બાઇ તો કેવી છે જો—નરી ગરીબ ગાય, પણ કોઇ આવતું મુકતું નહીં."

હમબાઇએ અતરે ડોસાંને રજા આપી.

તે રાત્રીએ રાધાબાઇ અચરતીમાં ગરકાવ થઇ ગયાં. કાયદાથી ઉળટી રીતે કાંકના સખારામ પંડીત રાતના મોડેથી આવશ એમ કહીને ગયા. "છેલી ગાડીમાં મારો એક દોસ્ત આવવાનો છે" એવું તેવણે બાહાનું કહાડયું.

સખારામ પંડીત બહાર પડયા ખરા, પણ સ્ટેશન શું ને દોસ્ત શું! તે છુપાતો છુપાતો છાંયામાં ચાલીને 'ભુલામરી' ના દરવાજા આગળ આવ્યો અને આસપાસ નજર કરીને ખીસામાંથી એક 'માસ્ટર' ચાવી કહાડીને દરવાજો ઉઘાડયો અને માંહે પેઠો.

તે મન સાથ હસીને બોલવા લાગ્યો "મારૂંબી ભેજું કાંહ ચરવા ગયું હતું, કે આજે જગાનું તો મને ભાણ આવ્યુંજ

નહીં. રંગીલાભાઈ તમે અહીં ભરાયાછો એમાં હવે ફેર નહીં, અને તમે જો પકડાયા તો આ ધાંખરીને નામની સેસ ભરજો. પણ એ તો વાણીઓ છે તે પારસીના ઘેરમાં કેમ? ને એ બાઈ કોણ? વાણીઓ થઈને પકડાઇ નહીં જાય તે સારૂં પારસીનાં કપરાં તો નહીં પેહરતો હોય? વખતે બાઈ બધી વાતથી અંજાણીબી હોય ને એને કારભારી કરીને રાખયો હોય. પણ આએ 'ભુલામરી'ના બાગમાંથા જવું કેમ? જોઇએ."

બીજાઓ ધભરાય, પણ રાવજી બંદાને પુછવું પડે એવું ન હતું. ખીસામાંથી તેણે છુપું ફાણસ કાહાડયું, અને તે સળગાવીને નીશાન મુકતો મુકતો આગળ ચાલ્યો. બંગલાની આગળ આવી તે ચોમેર ફરયો, અને લંબાઇ પોહોળાઇ વગેરે માપની નોંધ લીધી. રાતના અગીઆર વાગેલા હતા, અને સઘળું ચુપાચુપ હતું. એક ઓરડામાં નાહાની બતી બળતી હતી અને એક નાહાના બાળકનો રડવાનો સાધ આવતો હતો. બધી બારીઓને જાડા પરદા બાંધેલા હતા. સખારામ પંડીત એક કલાક સુધી ત્યાં જોતો ઉભો.

"હા—બાવાજી અંહીજ છે. ઘણા ખુબ ભરાયલા છે—વખતે મન સાથ એમ સમજતા હશે કે જાણવાનું કોણ છે. વાતબી ખરીજો. અંહીથી એ ઊદરજીને ખણી કાહાડવા મુશકેલતો છે. જરાબી બીંગલ ફુંકે કે વટી જવાનાં બધાં સાંધન નકી કીધા વગર એ બંદા કાંઇ અંહી આવે નહીં. ઘેરબી ઓલડ ફાસીન છે તે છુપાવવાની સેંહેકડો જગા હશે. બચ્ચા રાવજી? જરા સંભાળીને કામ લેજે, નહીં તો બીજી વાર ચાંઇવું પડશે."

આ પછી સખારામ પંડીતે સંભાળથી સઘળાં બારી બારણાં ગણ્યાં અને છેક મોડેથી પાછો પોતાને ઉતારે ગયો. બાળક રડવાનો સાધ આવ્યો હતો તે વાતબી ખરી. બુચો જણ્મયા પછી દસ બાર દાહાડા તો સારો ચાલ્યો, પણ પછી તેની તબીઅત બગડવા માંડી અને રાત દાહાડો કળ ખાઇને રડે. તેની માએ તેને ઘણુંબી મુંગું રાખવાનું કીધું પણ તે રાતના તે મુગો રહેજ નહીં. આખરે ભીખી ઉઠી, અને બચ્ચાંને સાંત કરવાની કાંઇ દવા લઈ જતી હતી તેટલાં બારીની બાહાર કંપાઉનડમાં તેણીની નજર પડી. ચાંદરણું ખુબ પડતું હતું અને વાડીમાં સેજ પાતરાં હીળવાથી તેણીએ વધારે બારીકીથી જોયું તો ઓ બાપરે! વાડીમાં કોઇ ઉભેલું હતું અને ગુપચુપ સઘળા ચાળા જોતું હતું!

ભીખીને તો એવું થઇ આવ્યું કે જાણે ઓકારી થાય. તે અચબુચ હટી ગઇ અને પરદાની પછવાડે ભરાઇને જોયું તો પેલો ધણી જરા વાર ચાંદરણામાં આવ્યો અને બારી ગમ જોઇને પાછો છાંયામાં છુપાઇ ગયો. ભીખીની છાતી ચાલતી બંધ થઇ ગઇ. તેણીને પેહલાં તો એવું લાગ્યું કે શેઠને ઉઠાડે પણ તુરત સમયસુચકતા રાખી મુગી બેઠી. અદીનો આકળો સ્વભાવ તે જાણુતી હતી, અને તે પોતાની પાસે ભરેલી પીસ્તોલ રાખતો તેબી તે જાણુતી. કોણુ જાણે, આ ધણી વખતે વાડીમાંની મોસંબી ચોરવા આવ્યો હોય. એવાંમાં તે ધણી આંબાએ આગળ ગયો એટલે ભીખીના મનમાં તો એ વાત નક્કી થઇ.

આ બધાં કારણોને લીધે તેણીએ પોતાનું મોંહ ચુપ રાખ્યું ગુલબાઇને તો બીહીવડાવવાયજ નહીં ને અદીને કહે

તો તે હાથમાં પીસ્તોલ ધરી ખામખા બારીએ ઉભો રહે. સહવારના બે વાત તેણીને સમજ નહીં પડી. એક તો એ કે તે વાડીમાં દાખલ કેમ થયો હશે અને બીજું તો એ કે રાતના એકબી ફુલ અથવા ફૂલને હાથ લગાડેલો દીસતો ન હતો.

તેજ દહાડે સહવારના બીખી દરવાજા ઉપર ગેઇ તો એક પારસી દરવાજા ઉપર ઉભો હતો. તેણે બીખીને સલામ કરી પુછ્યું કે "આએ મકાંન ભાડે આપવાનું છે એમ મેં સાંભળ્યુંછ તે જરા બતાવશો."

"કોણે કહ્યું બા, ધેરએર કાંઇ ભાડે આપવાનું નથી. અમારાં બાઈને હાલ તુરત કેથે જવાનો વીચાર નથી."

"ચીંતા નહીં, અમથો જરા બગીચો તો દેખાડો. મે એ વાડીની ઘણી વખાણ સાંભળીછ."

આ માંગણી પેહેલાંના જેવીજ નવાઇ જેવી હતી, પણ બીખી મન સાવધ રાખી બોલી "હાલ તો બાઇના જીવને સારૂં નથી તેથી કોઇને આવવાનો હુકમ નથી."

"કાંઇ ચીંતા નહીં. બાઈના કારભારીને કહેજો કે તમારો કોઇ દોસ્ત તમુને મળવા માંગેછ. હું પાછો કાલે આવીશ."

"બાઇનો કારભારી? તે કોણ? બાઇનો કારભારી શું ને વાત શું? અહીં તો કોઇ કારભારી બારભારી નથી બા." બીખીએ આમ સમયસુચકતા રાખીને જવાબ આપ્યો અને બાહારથી નચીંત જીવ રાખ્યો પણ અંદરખાનેથી તે ઘણી ધલરાતી હતી. અલબતે આ પારસી કોઇજ નહીં પણ ડીટે-

કટીવ રાવજી પારસીના વેશમાં હતો. તેણે ખોટી મુછ અને ડેબીઆ બાંધીઆ હતા, અને બીલકુલ ઓલખાતો ન હતો.

તેણે વળી પાછું અડાવ્યું "પણ તમારા શેઠે મને કહેવાડયું છે કે આએ બાગ અને બંગલો એકુ બે મહીનામાં ભાડે આપવાનો છે."

"શેઠ? શેઠ કોણ? મારા શેઠ તો આજે કંઈ મુદત આપ બાહાર ગામ સધાવેલા છે ને બાઇ અંહી એખલાંજ રહેછ."

"અં! તારે તમારા ઘેરમાં કોઇ ફરેછ હરેછ તે કોણ?"

એ ખોદા! આએ પારસી છે કોણ—બીખીના મનનો ગભરાટ લખવા કરતાં વીચારવો સેહલ છે.

"કોઈ ફરતુંબી નહીં ને કોઈ હરતુંબી નહીં. તમે કોઇ ઘેર ચુકયા હોશો બા. આએ બગીચાનું નામ તો ભુલામરી."

"હા, તે મને ખબર છે, પણ મને એટલી ખબર છે કે અહીં એક શેઠ એક બાઈ અને બે નોકરો વસેછ."

"એક બાઇ ને બે નોકરો—હું ને મારો ડોસો કરી છેએ બીજું તો કોઈ નથી. તે કરતાં તમુને ભારે રાખવાની કંઈ બાત કરવી હોય તો ઘેરના ધણી સરદાર કાવસજીને મળો."

"હા, તેમજ ઠીક પડશે. હું રજા લઊંછજી, માફ કરજો તમને ઘણાં રોકીઆં."

આટલું બોલી સખારામ પંડીત સીધારયા. તે મનમાં વમાસવા લાગ્યો—"ડોસીને કંઇ ભજણુ કરાવીયું હોયતો?

કંઇ સહલમા બીસામાં ઉતરે તેવી દીસતી તો નથી પછી તો કોણ જાણે. જોઇએ આસતે આસતે સઉ થઇ રેહશે."

ભીખી તો બારણું બંધ કરીને બે વખત તાળું ખેંચી જોયું ને પછી દેવાનાની પેઠે માંહે દોડી. તેણીના ધભરાટનો હવે પાર ન હતો. તેના મનમાં બસ એમજ આવી ગયું કે રાતના જે ધણી બંગલો તપાસતો હતો તે ધણી એજ. ઊંચો, જાડો, બધું એજ.

"ઓ માય રે! એમજ હોય તો મારા શેઠનું શું થશે! ખોદા સઉનું સારું કરે."

તોબી આ નીમકહલાલ નોકરે પોતાનાં શેઠ શેઠાણીને આ વાતથી ભડકાવ્યાં નહીં. પણ રાતના કાલી આવ્યો તેને બગીચામાં રોકીને સઘળું કહ્યું. ભીખી આ વાતથી ભડકી હશે તે કરતાં કાલી દસ ઘણો વધારે ભડકયો. કાલીનાં આ વાતમાં સંબંધ સાથ સરખાવતાં ભીખીનો સંબંધ કુચ બીસાદમાં ન હતો.

"બગીચામાં દાખલ થયો! બંગલો સંભાળીને જોતો હતો?"

"હાજી, મેં મારી આંખોએ જોયું."

"પણ તે ઉતો કોણ?"

"તે તો જી હું શું જાણું. રાતના તો મને એમ લાગ્યું કે કોઇ કંઇ ઊંચકી લઈ જવા આવ્યો હશે. વખતે ઊંચી સીડી બીડી મુંકીને દેવાલ કુદાવી હોય, પણ જો સહવારના આવ્યો તે ધણી રાતવાલોજ હોય તો એમાં કંઈ નુકશાન છે."

"તેં આએ વાત મારા ભાઇને કહી કે?"

" નહીંજી, મારી હીંમત ચાલી નહીં. એવણ વખતે ચીઢમાં આવીને પીસતોલ બીસતોલ મારે તો કાંઇ જાણું ?"

"બરાબર છે ભીખી, તેં ઠીક કીધું."

હવે ! શું કરવું ! કાલી અંદર જવા વગર પાછો બાહાર ગયો. તેની છાતી ઉછલાતી હતી. થોભીને ખુબ સંભાળ રાખવા શીવાય બીજો કાંય ઇલાજ ! આહ ! આસમાનમાં તારા કેવા ચળકતા હતા ! ખોદા તેને તાંહ બોલાવી નહીં લે ? પુતળી એક ગમથી, અદ્દી બીજી ગમથી તેને આ ધર્થીમાં ઠરવા દેતાં ન હતાં.

---

## પ્રકરણ—૩૫.

## પરચુરણ.

હમબાઇનું તે ખોદા શું ભલું કરશે ! સુખીઆરાં કુટુંબમાં નખોદ ઘાલી નહીં ધરાતાં તે પેલા બ્રહ્મચારીની સેવામાં બીજી નાદાન છોકરીઓને નઠારો દાખલો બેસાડતી હતી. બ્રહ્મચારી બાવાને તાંહ હવે તો એટલી ધમાલ પડતી કે તેને મદદ કરવાને એક ખાસ ચેલો કાશી વેરથી આવ્યો હતો. પુતળી સહવારના પોહોરમાં ઉઠી, અને થોડોવાર વાડીમાં ફરીને ગુપચુપ કોઇને કહેવા વગર અગીઆરીમાં ગઇ, અને હાથમાં અવસ્તા પકડી પોતાનાં ખરાં જીગરથી તે કીરતારની બંદગી કરવા લાગી. તે જયારે ફારેગ થઇ ત્યારે ગુઠણ મંડીએ પડી જમીણુસે પોતાનું કપાળ લગાડી તાજેશ કરી

પોતાના ગુનાહોની માફી માગતી હતી. તેવાર તેણીને થોડીજ ખબર હતી કે તેણીનો ખાલેશ દીલનો કાલી પણ એજ પ્રમાણે સહવારના પોહોરમાં ઉઠી આવીને ત્યાં બેઠો હતો, અને બરાબર એજ પ્રમાણે, એજ વખતે, તે કીરતારની હજુર નમીને પોતાની મુશકેલીઓમાં તેની મદદ માગતો હતો. જ્યારે તેઓ પગે લાગીને ઉઠયાં ત્યારે બેહુની નજર એક થઇ, અને બંને જણુ પેહલાં જરા ગુચવાયાં, પણ ભલી પુતળીએ તુરત પોતાના વર આગળ જઇ દીલોજાનથ તેને ઓવરણાં લીધાં, અને પછી બંને સાથે બાહાર આવ્યાં.

કાલી બોલ્યો "દીકરા, તું કયારે આવી? મને કાંઇ નહીં કહ્યું—હું સાથે આવતે!"

"તમે પોહોરેલા હતા તેથી તમને ઉઠાડવાને મને દરૂસ્ત લાગું નહીં. હમબાઇને મેં કહ્યું કે હું અગીઆરીમાં જાઉં છ તે તુંબી ગમે તો આવ, પણ તેતો કહેજે આજે "બાવા"ને ત્યાં સહવારનું કીરતન છે ત્યાં જવાની છે."

"તોબાહ! તોબાહ! પુતળી, મને બીક લાગેછ કે આએ બ્રહ્મચારીના હંબગમાંથી કાંઇ કામ આગળ બેંહેકશે. તું જરા હમબાઇને બે બોલ કહે તો કેમ?"

"હું તો નહીં કેહું બા." પુતળી હમબાઇથી ઘણી બીહીતી હતી કે રખેને 'ભુલામરી'ની બાબદમાં તેણીને તાણો મારે. "એ મારા કરતાં વડી છે અને વધારે સમજુ છે."

"સમજુ? ફકત એકજ વાત શીવાય એના કરતાં તારામાં દસ ઘણી વધારે સમજણ છે. ફકત તે વાતનો ભેદ હું મરીશ ત્યાં સુધી સમજી શકનાર નથી."

"પણ હમબાઈ કંઇ મારૂં સાંભળે ?"

"તારે શું કરૂં. આખા ગામમાં હસી થાયછ, લોક આપરાં ઘર તરફ આંગલી બતાવેછ. તે લોક સમજતાં હશે કે તું આએ ઠગારાની પાછળ દોડતી હશે. વળી જે મકાનમ એ નાપાક રહેછ તે આપણું બરેલું છે, પણ હું ખાલીબી કરાવી શકતો નથી."

"તમે એ બાવાને સમજાવીને ખેરવતા કાંય નહીં?"

હવે કાલીએ મોહ કચવાગ્યું, એ કદરબીહામણા બાવા ગમ તેને જોવાબી ગમતું ન હતું. અદીને બધી વાતની ખબર પડતી હતી, અને તે બહુજ ચીરડાઇને કાલીને ગાળે ગાળ દેતો હતો કે એ ધણીને મુસકા તાટ બંધાવીને ગામ બાહાર મોકલાવી કેમ નહીં દેતો.

પુતળી ઘર ગઇ અને વાડીમાં બેસી વીચાર કરેછે. "જે રીતે ખરાં મનથી કાલીએ આજે ખોદાને યાદ કીધો તે જોતાં એના મનમાં પાપ હોય એ હું કેમ માનું? પાપ હોય તો કંઇ અગાઉનું હશે બાકી જેના દીલમાં પાપ હોય તેનેથી આવી ખાલેસ બંદગી થાયજ નહીં."

આ વીચારથી તેણીની આંખમાં પાણી આવી ગયાં એવામાં કાલી આવીને ઉભો.

"વલી કાંઈ નવું દુઃખ તો નથી?"

"નહીં—પણ મને એમ લાગેછ કે આટલો બધો બળાપો ખમવાને મારામાં તાકત નથી. હું હજુ ઘણી નાહાની છું."

"બલાપો તુને છે અને મને નથી? તુને તો તારે હાથે તારા જીવને કુહુરાવેછ અને મને તો બીજાઓ દુઃખી કરેછ."

પુતળી મન સાથ બોલી "બીજાઓ દુઃખી કરેચ એટલે શું હશે?"

"પુતળી. મારાં સુખ ઉપરતો ઢાંકણુંજ વળયું છે. હેભત, રાત દાહાડાની ચીંતા, અને બેકરારીથી હું મારીઓ જાંઉંછું. ઓ દાદગર દાદાર તું મને બોલાવી કાંય નહીં લેતો. પણ મારી અગાઉ અથવા મારી સાથેજ એક બીજા જીવનેબી બોલાવી લેજે કે તે મારી પાછળ કોઇબી રીતે આઝોરદે નહીં થાય."

એ કોણને માટે બોલતો હશે? પુતળી સમજી કે 'ભુલામરી' માંહેની સ્ત્રીને માટે એમ બોલે છે. કાલી પોતાના ભાઇને માટે એમ બોલતો હતો. આ વાર કાલીની આંખો ભરાઇ આવી હતી અને ઘણા દુઃખી દીલે તે આસમાન ગમ જોતો હતો. પુતળીનો જીવ તો ઘણો બળ્યો, પણ 'ભુલામરી'ની યાદ આવ્યાથી તે ડીબો દાબીને મુગી બેસી રહી.

બીજે દીને સહવારમાં વળી પાછી અગીઆરીમાં જવા પુતળી તૈયાર થઇ, પણ આ વાર તેણીએ કાલીને સાથે આવવા પુછ્યું. પુતળીની અજાયબી વચ્ચે કાલીએ માથું દુખવાનું બાહાણું કહાડી ના પાડી. પણ જ્યારે પુતળી કપડાં પહેરીને ઉતરી ત્યારે કાલી ઓટલા ઉપર તૈયાર થઇ સાથે જવા ઉભો હતો.

ત્યાં શું બનવાનું છે તે જો પુતળી જાણત તો કદી તે દીને બંગલાની બહાર પગ મુકત નહીં. એક મોબેદ હાથમાં ઘણાજ નહાના બાળકને લેઈ સુખડ ચહડાવવા આવ્યો હતો. આ બાળક ઘણું ખુબસુરત હતું, અને માથે ટાલો કાવેલો હોવાથી જણાતું કે તેને પહેલો મહીનો ઉગ્યો હશે.

પુતળી તુરત ચેતી ગઇ કે આ બાળક 'ભુલામરી'માંનું. એવામાં કમબખ્તીને મારે હમબાઈઓ ત્યાં આવી લાગી. તેઓ લાગલી મોબેદ આગળ ગઇ અને બચ્ચાંને પસવારીને બધાં સાંભરે તેમ પુછ્યું.

"એ કોણનો બુચો, દસ્તુર?"

"જી, ધનબાઈજીનો, 'ભુલામરી' માં રહેછ તેવણનો."

"આં! એનું નામ શું?"

"નામ તો જી, કાવશજી!"

આ નામ સાંભળી પુતળીનો જીવ ઉપર નીચે થતો હતો. "તારે આએ મોહોકાણને લીધે એ આજે અગીઆરીમાં આવવાના અખાડા કરતો હતો! એ નફ્ટ! નફ્ટ! હવે કેમ ખમું."

પણ અંહી પુતળીની ચુક હતી. બુચો આજે અગીઆરીમાં આવવાનો છે એવી કાલીનેબી ખબર નહીં હતી. એણીમેર હમબાઈ પુતળીને જાણી જોઈને ચીડવવા મોહોકાણના લેપરા વાળી જતી હતી.

"પણ એનું નામ કાવશજી શા પરથી?"

"તે તો હું શું જાણું."

"એ કોણુના જેવો છે, એની માએના જેવો કે બાપના જેવો."

"માએના જેવો તો નથી. બાપની વાત તો કોણ જાણે, મેં તેવણુને જોયા નથી. પણ જે લોકોએ બુચાને જોયોછ તે લોક તો કહેછ કે આપરા સરદાર સાહેબના જેવો એનો ચેહરાનો કલો છે." આ પ્રમાણે ભોલા મોબેદે બાકીનું નબોદ પુરૂં કીધું.

હમબાઈ મનમાં હસી. "બધું કેવું દીવાની જોત જેવું ખોલ્લું છે ને તોબી પુતળીને દીસતું નથી. એને હવે મોટા જેવો ચશમો પેહરાવવો પડશે."

વાંચનાર, હવે કાલીની ધાસતીનું તોલ કર. ભુતાળીની પંચાત ઉપરાંત પેલો રાતના આવેલો ધણી અને બીજે દીને દાખલ થવા માંગેલો ધણી! વળી હરીઓ ખબર લાયો કે 'ભુલામરી' માં કોણુ રહે છે તે વગેરે બીજી પુછપરછ બજા-રમાં ચાલતી તેણે સાંભળી હતી. વળી નાકાલી ડોસાંએ ભુતની વાત કીધી તે આખાં ગામમાં ફરી વળી હતી અને કાલીને કાને આવી હતી. માણેકલાલ તે ખરો રંગીલદાસ હશે કે નહીં? અને હોય તો શું કરવું?

# પ્રકરણ—૩૬.

## ખોટા પગલાંનું પરીણામ.

કાલી એક અને અનેક સંકટોથી એટલો ઘેરાઈ અને મુંઝાઈ ગયો હતો કે ચોકસ સલાહ લેવાને તેણે પોતાના વીશ્વાસુ વકીલ વેનકતરાવને બોલાવી મંગાવ્યો. બંને જણુ બારીએ બેસી વાત કરતા હતા તેટલાં રસ્તેથી સખારામ પંડીતને ચાલી જતાં કાલીએ જોયો. મુંબઇથી પંડીતને ખાત્રી મળી હતી કે રંગીલદાસને છુપાવવવામાં કાલીનો હાથ છે. તેથી તે કાલીથી આઘોને આઘોજ ફરતો અને બને તેમ તેની નજરે આવતો નહીં. આ કારણુથી કાલીએ તેને પેહલીજવાર જોયો, અને તે કોણુ છે તે માટે વેનકતરાવથી ખબર કાહાડી.

"એતો કોઈ સખારામ પંડીત છે—અહીં એનું નામ પંડીત છે એટલું હું જાણુંછું."

"અને બાહાર ?"

"બહાર નામ શું છે તે તો હું જાણુતો નથી. પણુ એ છુપો ડીટેક્ટીવ છે એટલી મને ચોકસ ખબર છે."

વકીલના મોહોમાંથી આ શબ્દો નીકલતાંજ કાલીએ ધારીને જોયું. તેને તુરત લાગ્યું કે 'ભુલામણી'માં છુપી રીતે ચોકી કરતા ધણીનું જે વર્ણુન ભીખીએ આપ્યું હતું તેને બરાબર મલતો આ ધણી આવતો હતો. એક પલમાં

કાલીનું દીલ ચાલવા અને ઘડીમાં ઠડકવા લાગું, તેની આંખે અંધારાં આવી ગયાં અને જો તે વાર તેણે પોતાના હાથથી આંખો ચાંપીને બંધ કરી ન હોત તો જરૂર તે પડી જાત. બેલગામમાં ડીટેક્ટીવનું કામ શું? તેના ભાઈને શોધવા શીવાય બીજી મતલબ શું હોય? અને તેમ જો હોય તો અહીં જીવતો છે, એવી ખબર પોલીસને પડેલી હોવીજ જોઈયે.

થોડો વાર વીચાર કરી કાલીએ પુછ્યું, "વેનકતરાવ, આએ ધણી કોણ છે, તેની તમુને પક્કી ખબર છે?"

"હા—બ્રહ્મચારી સદાનંદ જે ઘરમાં રહે છે, તેજ ઘરમાં એ ધણી પણ રહેછે. એ વીધાભ્યાસ કરવાને બહાને અહીં આવીને ભરાયલો છે."

"મેં સાંભળ્યું કે તે તો નાહાનો છોકરો છે."

"નહીં—નહીં—તે એજ ધણી. હું એક દાહાડે 'બાવા'-ના ઢોંગ જોવા ગયો હતો ત્યારે એ પંડીત મને સામે મળ્યો. મને સુરત આવી કે મેં એને કયે જોયલો છે. અને વાતબી ખરી. ઘણે વારે મને યાદ આવી કે એક વાર એક ખુનનો કેસ ચલાવવા એ પોલીસ તરફથી આવ્યો હતો, અને એ પોલીસની નોકરીમાંજ છે."

કાલી દમ ઉંચો રાખી આ સઘળું સાંભળતો હતો. "અને તમારી ખાતરી છે કે એનું ખરૂં નામ સખારામ પંડીત નથી?"

"હા—મારી ખાતરી છે."

"તારે એનું ખરૂં નામ શું?"

"ખરૂં નામ મને યાદ નથી. સખારામ તો નથીજ. એ કંઈ છુપાં કામસર અત્રે આવ્યો હશે, અને ગુપચુપ રહેતો હશે. મને ખબર છે કે મુંબઇની ડીટેકટીવ પોલીસમાં એ ઘણો હુશીયાર ગણાય છે."

"એણે તમુને ઓળખ્યા કે, વેનકતરાવ?"

"નહીં—મને એ ઓળખે એવું નથી, કેમજે પોલીસમાં તે વાર હું હાજર થયો ન હતો."

"તારે એની સાથે કંઈજ વાત નથી થઇ?"

"એક બોલ નહીં."

"ને એ અહીં શું કામ આવ્યોછ તે તમે બીલકુલ જાણુતા નથી?"

"બીલકુલ નહીં. આપરે શું? તમારૂં કે મારૂં તો કાંઇ નથી એટલે પછી છોને એ ગમે તેમ એનું માથું ફોરે. એ સરકારી કામસર આવ્યો હોય તો એ ડીટેકટીવ છે એમ જાહેર કરીને એનું કામ બગાડવાનો આપણુને હક નથી તેથી તમે એ વાત કોઇને કહેતા ના, સરદાર સાહેબ."

કાલીએ ડોકું હલાવ્યું, પણ તેનું ધક ચરવા ગયું હતું. પેલાં વર્તમાન પત્રમાં જે ફકરો આવ્યો હતો, તેના સાથ આ ડીટેકટીવને સંબંધ છે એવું તે વમાસવા લાગ્યો. "કંઇ કરીને એનું શું કામ છે તે જાણુવાનું બને?"

"હું તો નહીં ધારતો. એ કાંઇ એવો કાચો નથી કે તમારા કે મારા સપાટામાં આવે. ને વળી આપણે શા સારૂં એટલી બધી ખટપટ કરીયે?"

કાલીએ જોયું કે હવે વધારે ઇંતેજારી બતાવીને વકીલના મનમાં સંકા ઉતપન કરવાનું ઠીક નહીં તેથી વાત ખાઈ ગયો અને બોલ્યો "નહીં—નહીં—હું તો સેહેજ કહુંછ. આપણી નાહાની વસ્તીમાં ડીટેકટીવ ફરતો ફરે ત્યારે જરા જાણવાની ચટપટ ખુદરતી રીતે થાય."

"હા—એતો ખરૂં."

"એ રાધાબાઇની કોઠડીમાં રહેછ નહીં ?"

"હા—કોણ જાણે વખતે આ બ્રહ્મચારી બાવાના ચાળા જોવાબી એ આવ્યો હોય. એ બાવાના ઢંગ મને બીલકુલ પસંદ નથી."

"હા, એમબી હોય," એટલા શબ્દો બોલી કાલીએ ત્યાંથી રૂખશદ લીધી. રસ્તે ચાલતાં તે નીસાસા નાખવા લાગ્યો, "ઓ—જો પેલો માણેકલાલ નહીં હોય તો આજે અદી તો કેવો છુટી ગયો હતે—હા—પણ—સબર—એ ડીટેકટીવ એ રંગીલદાસની શોધ કરવા તો નહીં આવ્યો હોય ?"

આ વીચાર અચણુચ તેનાં મગજમાં આવ્યો, અને તે ઉપર વીચાર કરવાને કાલી એક ખુણામાં ઉભો. પણ જો તેમજ હોય તો તે રાતનાં 'ભુલામરી' માં શું કરવા આવે અને બીજે દાહાડે બંગલો જોવા શું કરવા માગે ? 'ભુલામરી' માં આવેલો ધણી તો એજ એવી હવે કાલીની પક્કી ખાત્રી થઈ હતી. એ ડીટેકટીવ તો ખરો, પછી અદીને માટે હોય, કે રંગીલદાસને માટે. ગમે તે હો, પણ રંગીલદાસની ભાલ કાહાડતાં અદી હાથમાં આવી જાય તો ? આ ચતુર

ડીટેકટીવ એકવાર 'ભુલામરી' માં પેઠો, અને તાંહ અદી નજરે પડયો તો પછી? વખતે અદીને સેશનમાં તેણે જોયોબી હોય, અને તે જીવતો છે એવી તેને ખબરબી મળી હોય.

માત્ર એકજ વાતનો કશો શક ન હતો, તે એ કે જો આ ડીટેકટીવ રંગીલદાસની પુઠેજ આવ્યો હોય તો તે સઘળા કાલીના પોતાનાં પ્રતાપ!

પણ હવે માણેકલાલનેબી ચેતાવે કેમ? અદીને પકડવા આ ડીટેકટીવ આવ્યો છે એમ તો કહેવાય નહીં અને તારે વાસતે હું ખબર કાહાડવા ગયો હતો એમ કહે તો નખોદ વળે! જો માણેકલાલ ને આ સખારામ પંડીત સામાસામી મળી જાય તો! પણ જો એ માણેકલાલ રંગીલદાસજ હોય તો અજબ જેવું હતું કે સખારામે તેને હજુર સુધી પકડયો કેમ નહીં. કદાચ માણેકલાલ છુપાતો ફરતો હોય. આ અને એવા બીજા સેંહકડો વીચારોથી ગરીબ બચારા કાલીનું માથું તપી આવ્યું હતું. પોતાના ભાઇ ઉપર તેણે પોતાને હાથે આ સઘળું વાદલ આણ્યું હતું, અને તે માટે તેનો જીવ તેને ડખતો હતો. સર્વેથી મોટી પીડાતો એ હતી, કે હવે આગળ કેમ વધવું તેનો રસતો તેને સુઝતો ન હતો. સખારામને પકડી પુછવું કે તું અંહી કોણને શોધવા આવ્યોછ એ સરફ હેમકાઇ હતી. કાલીએ તો તેનાથી દુરજ રહેવામાં શોભા હતી. કદાચ ફકત અદીના જીવતા છટકવાનો પોલીસને શક પડયો હોય અને તેમ છે કે નહીં તે માત્ર શોધી કાહાડવાને તેઓ મેહેનત કરતા હોય. જો કાલી કાંઇબી ઇંતેજારી બતાવે તો ઉલટો ધાન બગડી જાય.

પણ ત્યારે એમનું એમ ચાલવા દીધામાં ભયંકાર જોખમ હતો. કાલીથી તેમાં ટકાય તેવું ન હતું. કંઇબી કરવું તો જોઇએ. ફક્ત જો એટલુંજ માલમ પડે કે કોણુની શોધમાં એ આવ્યો છે, તો તેબી બસ હતું. પણ તે ખબર તો મોરારરાવ રાવબાહાદુરને મોહોડે મોહોડું પુછતાંજ મળે. મોરારરાવ કહે કે નહીંબી કહે.

---

## પ્રકરણ—૩૭.

## ધભરાટમાં બીજું ખોટું પગલું.

"પુતળી મને જરૂરના કામસર વળી પાછું મુંબઇ જવું પડશે." આ શબ્દો કાલીએ પુતળીને તેજ દાહાડે બપોરના કહ્યા.

"અં—વળી કોઇ બાઈ બાવરીનું કામ હશે." પુતળીએ જરા લગાર અણુકાથી ઉતર દીધો.

"નહીં—વાહાલી, જે કારણુથી આજ કેટલા મહીના થયા હું બેચેન છું તેજ કામમાં હમણાબી મારે જવું છે. વખતે મને એકુ બે દાહાડા લાગશે."

"ઠીક છે, જોઇએ તો દસ દાહાડા રેહોની; તમારા કોણુ હાથ ધરવા આવવાનું છે?"

કાલી બચારો દધાઈને ઉભો થઇ રહ્યો. ગરીબ બચારો! શું કરે. પોતાના વાંક વગર હાડમાર થતો હતો. આખરે પુતળી બોલી "મારી પાસ પૈસા થઇ રહ્યાછ તેથી ખરચના આપતા જજો."

કાલી પાસે તે વાર રૂપીઆ છુટા નહીં હતા, તેથી પાછું ફરતાં આપવાનું કહી ત્યાંથી પોતાના ઓરડામાં ગયો, અને અદીને એક ચીઠી લખી ખુબ ચોકાસીથી રહેવાની અરજ કરી. આ ચીઠી "બાઈ ધનબાઇજી" ને નામના કવરમાં મુકીને હરીઆ પાસે 'ભુલામરી' માં મોકલી આપી. ત્યારપછી એક કલાકમાં ટ્રેન ઉપડનાર હતી તેમાં જવા સારૂં તૈયાર થયો.

કાલીને પોતાના મકાનમાં દાખલ થતાં જોઇને રાવબાહાદુર મોરારરાવ અજબ થયો હોય કે નહીં બીહોય.

"સરદાર સાહેબ, મેહરબાની કરીને બેસો હું હમણા તમારી સેવામાં હાજર થાઉંછ."

"તારે તમે મારૂં નામ જાણોછ?"

"હાજી, જ્યારે તમે છેલ્લા અહીં આવ્યા ત્યારે મારા એક હવાલદારે તમુને ઓળખ્યા."

આ પછી રાવબાહાદુરે બે ચાર કાગલ પોસ્ટ કીધાં અને પછી કાલીની સામે આવીને બેઠો. "અહા! આગલ કરતાંબી વધારે મોહોડું ઉતરી ગયલું છે." આ પ્રમાણે ડીટેક્ટીવે પોતાના મન સાથે નોધ કરી.

કાલી ખરેખર ઘણો સોવામણો હતો. તેની આંખો જરા માજરી હતી અને મોહો ઉપર જીણી અણીઆલી મુછ સાથે ગોરા મુખરાથી તે શોભતો હતો.

"રાવસાહેબ—તમારેથી એક ખરો ખોલાસો મેળવવાને હું આવ્યો છું, અને વિનંતી કરૂંછું કે તેનો તમોએ ખરેખરો ઉતર આપવો."

"ઠીક છે સાહેબ—હું આપીશ તો ખરો જવાબ આપીશ અને નહીં તો બીલકુલ જવાબ આપીશજ નહીં."

"તમે જ્યારે મારૂં નામ જાણોછો ત્યારે તો હું ક્યાં રહું છું તેબી જાણુતા હશો ?"

"હા, સારી તરેહ."

"હવે મારો સવાલ એ છે કે રંગીલદાસ ગુનેહગારની શોધ કરવા તમોએ કોઈ ડીટેકટીવને મોકલ્યો છે ?"

"મેં નથી મોકલ્યો" આમ જવાબ દેતાં મોરારરાવે "મેં" શબ્દ ઊપર લગાર ભાર મુકયો.

"પણ એક ડીટેકટીવ ત્યાં છે એતો તમે જાણોછો ?"

"પણ એ સવાલ પુછવાનું કાંઈ કારણ ?"

"કારણ એજ કે એક ડીટેકટીવ ત્યાં આવેલો છે એ મારી ખાત્રી છે, અને તે શા સારૂં આવયો છે એ જાણુવાને હું ઈંતેજાર છું. હું ધારૂંછું કે તે રંગાલદાસની શોધમાંજ હશે."

"અને ધારો કે તેમ હોય તો પછી શું ?"

"પછી કાંઇ નહીં, ફકત મને મારી ખાનગી પતીજને સારૂં એ જાણવું છે."

"ત્યારે સરદાર સાહેબ, તમારી ખબર ખરી છે. અમારો એક અમલદાર એજ મતલબથી ત્યાં ગયલો છે."

કાલી જરા થોભીને બોલ્યો "હું ધારૂંછું કે મારે લીધે એ બધું બન્યું છે. એટલેજે મેં ખબર અંતર કાહાડી તે બીધે આ પગલું ભરવામાં આવ્યું છે ?"

"ખબર અંતર તમે મારેથી કાહાડી નથી, તમે યુસફ જમાદારથી કાહાડી છે, અને તે લીધે રાવજીને મોકલવામાં આવ્યો છે."

"એનું નામ રાવજી છે ત્યારે?"

"હાજી."

"ત્યાંતો એ પોતાને સખારામ પંડીત કહેવાડે છે."

"હેં? સરદાર સાહેબ, એ બડો ઠાવકો છે એમાં તો ફેર નહીં."

"ત્યારે એને મોકલ્યો કોણે?"

"કમીશનર સાહેબે, તમે યુસફથી ખબર કાહાડી તેથી તે સમજ્યો કે રંગીલદાસ બેલગામમાં છુપાયલો છે, અને તુરત કમીશનર સાહેબને રીપોર્ટ કરી તેને પકડવાની રજા માંગી."

કાલી વીચારમાં પડયો. "જો એ ધણી રંગીલદાસની પાછવાડેજ ગયો હોય તો 'ભુલામરી'માં દાખલ થવાનો સબબ શું? સહવારના બંગલો જોવાની મતલબ શું? ભીખીને ચાંપી ચાંપીને તપાસી જોવાની ગરજ શું? એમ તો નહીં હોય કે રાવજી અને પંડીત બે જુદા ધણીઓ હોય?"

"એ રાવજી કેવાં કદનો છે; રાવ સાહેબ?"

"ત્રીસેક વરસનો હશે, જરા દેખામણો અને પાતલો છે."

માણસ તો તેજ. "હું હંઇ આવી ગયા પછી રાવજી તુરતજ બેલગામ ગયો હશે?"

"હાજી, બીજે દાહાડે."

"ત્યારે તે વાતને મહીનો થઈ ગયો એટલે જો રંગીલદાસ ત્યાં હતે તો પકડાઈ આવતે."

"ખરૂં સાહેબ, પણ એ તો મામલામાં ફેર છે. એક જણ અમારા હાથમાં બાર મ ..ને આયો અને અમારા નાકના દાંડા આગલ રહેતો હતો. સાહેબ એ લુચ્ચાઓ પાસ હજારો ઉપાયો રહે છે."

"તોબી રાવજી જેવા ઊસતાદ ડીટેકટીવને રંગીલદાસ મળ્યો નહીં એટલે તે ધણી બેલગામમાં નહીં હશે એ તો લગભગ નક્કી જેવું છે."

રાવસાહેબે ધ્યાનથી કાલી ગમ જોયું અને પુછ્યું "સરદાર સાહેબ તમે ગ્રહસ્થ તરીકે કસમ ખાઈ કહેશો કે તમારી જાણ પ્રમાણે રંગીલદાસ બેલગામમાં છુપાયલો નથી?"

"હું કસમ ખાઈને મારા સખુન ઉપર કહું છું કે એ ધણી બેલગામમાં નથી, એટલે જે જ્યાં સુધી હું જાણુછું ત્યાં સુધી."

કાલીએ આ પ્રમાણે હીમતથી કહ્યું, કેમજે હવે તેની ખાત્રી થવા માંડી હતી કે માણેકલાલન રંગીલદાસ સાથ ભેળી નાખવામાં તેણે લગાર ઊતાવળ કરી હતી.

રાવસાહેબ બોલ્યા "ત્યારે સરદાર સાહેબ હું કહુંછું કે રંગીલદાસ ત્યાં છે."

કાલીએ કાન ઊભા કીધા.

"અમને રાવજીથી પક્કી બાતમી મળી છે કે તેના હાથમાં કુંગી હવે આવી છે. પેહેલાં આઠ દસ દાહાડાતો એની કંઇ

ધન નસલ જણાઈ નહી, પણ અકસમાતથી તેને બાતમી મળી અને તેણે હવે તે ધણીને અને તેની છુપાવાની જગાને શોધી કાહાડીછે."

"એમછે ત્યારે તો તેને પકડતો કેમ નથી?"

"આસતે આસતે બધું થશે. એવાં કામમાં ઊતાવળ કરવાની જરૂર નથી. રાવજી કંઇ કાચો નથી. ઢીલ કરવામાં એની કંઇ મતલબ હશે—એક માણસ કયાં છુપાયલોછે તે જાણુવામાં અને તેને પકડવામાં ઘણો ફેર છે. ઊતાવળ કરીએ તો કામ બગડી જાય."

"ત્યારેતો હાલ તુરત રાવજી બેલગામમાંજ રહેવાનોછે?"

"હાજતો વળી—પકડાય ત્યાં સુધી."

આ જવાબથી કાલીના હાંજાં ગગડી ગયાં. આએ રાવજી રંગીલદાસને પકડતાં અદી ઊપર આવી પડેતો મુવા છુટા. અત્યારથીજ તેને 'ભુલામરી' ઊપર પોતાની નજર તો બેસાડી હતી આએ ઢીલનું કારણ એમતો નહીં હોય કે રાવજી કંઇ સેફ્તથી બન્ને ધુનેહગારોને સાથે પકડવા માંગતો હોય?

તેણે મોરારરાવને એક બીજો વધુ સવાલ પુછયો. "રાવ સાહેબ, 'ભુલામરી' ઉપર શક લઈ જવાનો સબબ શું?"

"ઓહો, એટલુંબી નહીં સમજતા? ઘણું સેહેલ છે. તમે બીજી વખત અંહી આવ્યા ત્યાર પછી યુસફને એમ ધકમાં આવ્યું કે રંગીલદાસને પોતાને વીશે તમુને શક છે કોઈ ધણીને તમે છુપી રીતે મળો છો જે રંગીલદાસ છે એવી તમને ભ્રાંતી છે પણ તમારી ખાત્રી નથી. અને તે પરથી

અમોએ વીચાર બાંધ્યો કે એ ધણી છુપાયલો છે તે ‘ભુલામરી’ માં છે.”

હવે કાલીએ જોયું. આ બધો ધાન તો તેણે પોતે બગાડીયો હતો. પોતાના ભાઇ ઊપર આ ધુજારો લાવનાર તે પોતે હતો.

હવે રાવસાહેબને પુછવાનું કંઇ રહ્યું નહીં એટલે રડતાં જીગરે કાલી પાછો બેલગામ ભણી વળ્યો.

---

## પ્રકરણ—૩૮.

### અંધારામાં ત્રીજો ભુસકો.

સાંજના કાલીને લઇને ટ્રેન આવી પુગી. કાલી ઘણુજ અંદેસામાં ઘર ભણી ચાલતો હતો તેટલાં અચબુચ સામેથી સખારામ પંડીત જતા મળ્યા. તે મુગો મુગો સલામ કરીને ચાલી જતો હતો, પણ કાલીના માથામાં કંઇ પવન આવ્યો તેથી તેને થોભાવ્યો.

“સાહેબ મેહરબાન, રાવજી શેઠ.”

પોતાનું આ ખરૂં નામ સાંભળી રાવજી જરા અચકયો, પણ ઠાવકું ધ્યાન રાખી પાછી સલામ કીધી.

“રાવજી, મને તમારી સાથ કંઇ વાત કરવી છે તેથી જો કંઇ રોકાણ નહી હોય તો હમણાજ કેહું.”

“સુખેથી સાહેબ, મને કશી રોકાણ નથી.”

"કદાચ, હું કોણ છું તે તમે જાણતા હશો?"

"સરદાર સાહેબ કાવસજી."

કાલી કંઈ બોલ્યો નહીં. આ નાપાક પોલીસવાળો જાણતો હશે કે નહીં કે કાલીને એ ટાઇટલ ઉપર કસો હક નહીં હતો.

"હું આજેજ મુંબઈથી પાછો ફરયો છું. મને ગેઈ કાલે રાવબાહાદુર મોરારરાવ સાથ મેલાપ થયો હતો. તમે અંહી આવેલા છો તે જાણી હું તેહકીક કરવા ગયો હતો કે તમે એક રંગીલદાસ નામે ગુનેહગારની શોધમાં આવ્યા છો કે નહીં અને મારી ખાત્રી કીધામાં આવીછે કે તેમજ છે."

રાવજીબા એક શબ્દ બોલ્યા નહીં. કોણ જાણે કાવસજી ઠાગોળી રમતા હોય અને એમ કરીને બધો ભેદ પામી જવાની મતલબ રાખતા હોય. રાવજીના મનમાં શું ચાલતું હતું તે કાલી સમજી ગયો.

"રાવજી, આપણા વચે ખુલાસાથી વાત કરવાની જરૂર છે. હું જો નહીં હતે તો તમે આ કામ માટે બેલગામ આવતેજ નહીં. મેં ચોકસ ખબર આપવાને લીધેજ તમારી હારીસનો શક રંગીલદાસ બાએ એણીમેર પડયોછે."

"હા સાહેબ, ખરી વાત છે" રાવજી બોલ્યો "સાચું જો કેહું તો મારે અત્રે આવતાંને વાર તમુને મલીને મારી મકસદ જાહેર કરી તમારી મદદ માંગવી હતી, પણ મને કમીશનર સાહેબ બાહાદુરથી તાકીદ હતી કે તમે રંગીલદાસને છુપાવા માંગોછો તેથી તમે કદાચ મારાં કામમાં સામી ખલલ કરશો."

"કમીશનર સાહેબે તમને એમ કહ્યું?"

"હાજી, યુસફના કહેવા ઉપરથી."

કાલીને તો એવું થતું હતું કે જાણે પોતાનું જીગર ચીરી નાખે. પોતાને હાથે આ બધી મોહોકાન વાલી. "રાવજી, ખરી વાત તો એ છે કે થોડાક માસની વાત ઉપર રંગીલદાસ બાબે મને કંઈક ખબર મેલવવી હતી તેથી હું મારા વકીલ મી૦ સ્મીથ પાસે ગયો. તેણે મને રાવબાહાદુર પાસે મોકલ્યો. રાવબાહાદુરે યુસફને બોલાવ્યો અને તેનાથી મેં ખબર પુછી. પણ રંગીલદાસ આએ ગામમાં છુપાયલાછે એવું મેં કસું કહ્યુંજ નથી."

"એ બધું ખરૂં સરદાર સાહેબ, પણ રંગીલો અહીં ભરાયલોછે એતો તમે જાણોછો?"

"નહીં! કંઈબી નહીં!"

આ છાવો મને ઠગવા આયોછ, રાવજી મન સાથ વીચારેછે.

"ત્યારે સરદાર સાહેબ, હું સારી પેઠે જાણુંછું કે એ અહીંછે. તેને અબધડી પકડવાનું અને જે ઇમારતમાં તે છે તે ઇમારતને હાથ કરવાનું મારા હાથમાં છે."

આટલી વાત કરતાં તેઓ 'ભુલામરી'ના દરવાજા સુધી આવી પોંચ્યા. રાવજી મુછમાં હસીને કાલી ગમ જોવા લાગો. સામેજ માણેકલાલની બંગલી હતી. કાલી વીચારમાં પડયો કે કેઇ ઇમારત વીશે એ બોલતો હશે. આ બંગલી કે 'ભુલામરી'. માણેકલાલ ધરાઇ જાય તેબી ખોટું કેમજે તે પકડાયો તો અદીનાબી આવરદા ખોટા.

"રાવજી તમે એમ કહોછ કે રંગીલદાસની છુપાવાની જગા તમે જાણોછ પણ તમારી ખાત્રીછે?"

"ઈનસાન જેટલી ખાત્રી કરી શકે તેટલી મેં કીધીછે."

"સરદાર સાહેબ—કેમ છો? ખુશ તો ખરા?" બંગલીમાંથી માણેકલાલે આ પ્રમાણે વાતમાં ખલલ કરી. કાલીએ પાછી સલામ કરી અને ચાલવા માંડયું. રસ્તે રાવજી પુછેછે "સરદાર સાહેબ, આએ તમારો એજંટ બહુ ખુશાળ દાહાડા કાઢેછે."

"તમે એને ઓળખોછ કે?"

"હાજી, મેં એને બે ચાર વાર તમારો કારભાર કરતાં જોયો હતો. આજેજ સહવારના બજારમાં અમારે વાત થઈ."

કાલીના છાતી પાછી ઊઠલાવા માંડી "તોબાહ તોબાહ! તારે માણેકલાલને રંગીલદાસ સાથે ભેલી નાખવામાં મેં છબરડો કરી નાખ્યો ખરો. મારી મુર્ખાઇથી મેં મારૂં અથવા ખરૂં પુછો તો મારા ભાઈનું ડોકું છટકાંમાં ઘાલ્યું. ખોદા સઊનું સારૂં કરે." આ પછી મોટે સાદે તેણે રાવજીને કહ્યું. "રાવજી, તમે મારા કારભારીને સારી પેઠે ઓલખોછ એવું મેં જોયું. હવે કહો કે રંગીલદાસ અને એનાં વચે જરાબી મળતાપણું તમને લાગેછ?"

"એક લેસ ભારબી નહીં."

"તમારી ખાત્રી છે?"

"પુરેપુરી—એ રંગીલદાસના જેવડોજ ઉંચો છે; રંગબી મલતોજ છે, બાકી બીજું કસું મલતાપણું નથી."

"કદાચ રંગીલદાસને તમો બરાબર પીછાણતા ન હશો."

"જેવો મારા ભાઇનો ચેહરો મારી નજર આગળ છે તેવો રંગીલદાસનો છે. સમજો કે તેણે પોતાનું રૂપ બદલયું હોય પણ રંગીલદાસની આંખો તો બલુ છે ને આ માણેકલાલની કાળી ભમર સરખી છે, ત્યારે શું આંખનેબી રંગ લગાડે ?"

થોડી પલ કાલી મુગો રહ્યો, પછી રાવજીના ખભાં ઉપર હાથ મુકીને બોલ્યો "દોસ્ત, આ સઘલાં માટે હું ખરેખર ઘણો દલગીર છું. આટલી બધી જેહમત અને તસદી તમને ફોકટમાં મેં આપી. તમે તમારે ગમે ત્યારે હવે પાછા મુંબઇ જાઓ, રાવજી શેઠ, કેમજે હું મારા મરનાર બાપના સમ ખાઇને કહુંછું કે એ માણેકલાલને હું રંગીલદાસ સમજ્યો હતો."

"નહીં! નહીં!" રાવજીએ અચરતી બતાવી.

"રાવજી, મારા મરનાર બાપના સમ હું અમથા લઊં તેવો હું નથી."

"પણ રંગીલદાસ જેને પકડવાને હજારો રૂપીઆનું ઇનામ છે તે ઢોળે દીસે આમ ગામમાં ફરે નહીં એટલું તો તમારે જાણવું જોઇતું હતું."

કાલીએ હવે જોયું કે તે કેવો બેવકુફ બન્યો હતો. તેનું ભેજું ચરવા ગયું હતું. જે જે હવાઇ કીલ્લા તેણે બાંધ્યા હતા તે આ ચતુર પોલીસવાલાએ એક શબ્દમાં હવામાં વીખેરી નાખ્યા.

રાવજીનાં મનનો શક દુર કરવાની મતલબથી તે બોલ્યો "વાતમાં દમ કાંઇ નથી. મારી માએ આ વાણીયાને મારા

કારભારી તરીકે રાખ્યો, પણ મારા પાછા ફરવા પછી એના ચેન ચાલા મને ગમ્યા નહીં તેથી એની ચોપડી ઉપર રંગીલદાસનું નામ વાંચી ...રા માથાંમાં એવોજ ખુટો ભરાયો કે એ રંગીલદાસજ છે એ શક ખરો કે નહીં તે નક્કી કરવાને હું મુંબઇ આવ્યો અને રાવસાહેબ સાથે મોલાકાત થઇ."

"પછી સાહેબ?"

"પછી એ કે મને કંઇ બાતમી નહીં મળી. રાવસાહેબ તો તેને ઓળખતાજ નહીં હતા પણ યુસફને બોલાવ્યો. તેણે થોડીક વીગત આપી તે આએ માણેકલાલને મળતી આવતી મને લાગી."

"હાજી, અજાણ્યાને એ બંનેનું વર્ણન સરખું લાગે પણ એ લોક વચ્ચે ઘણો ફેર છે."

"હું તો નક્કી વીચાર કરીને અતરે પાછો આવ્યો કે માણેકલાલ બીજો કોઇ નહીં પણ રંગીલદાસ છે. પણ મારા જીવને ચેન પડયું નહીં. જે તે નક્કી કરવાને મારી જીજ્ઞાશા જાગી તેથી હું પાછો મુંબઇ ગયો અને રાવસાહેબને અને યુસફને મળ્યો. જ્યારે હું પાછો ફરીઓ ત્યારે મારા દીલને પુરી ખાત્રી થઈ કે એ રંગીલદાસજ છે."

"અને તોપણ તેને તમે પકડાવ્યો નહીં?"

"નહીં—મારી મતબલ તેને હેરાન કરવાની નહીં હતી. તેને ઠપકો આપીને હું નોકરાથી રજા આપનાર હતો. અલબત, તે કાયદાથી ઉલટું કેહવાતે પણ કાયદાથી મારાં કુટુંબે ઘણું ખમ્યું છે અને તે લીધે બીજાને હેરાન કરવાને મારો જીવ ચાલતો નથી."

રાવજીએ થોડોવાર વીચાર કરીને પુછયું "સાહેબ, હુ એટલુંજ પછુંચ કે એ તમારો કારભારી રંગીલદાસ નીકળતે. આજે રાતના હું તેને પકડનાર હતો. પણ એ સીવાય બીજો તમને કંઇ શક નથી સાહેબ?"

"શાનો શક?"

"કે એ રંગીલદાસ બેલગામમાંજ છે?"

"અરે ભલા માણસ, મારી પુરણ ખાત્રી છે કે જો માણેકલાલ એ ધણી નહીં હોય તો બીજો કોઇ એવો બેલગામમાં નથી. અહીં જેટલા જણ રેહછ તે સઘલાને હું ઓળખું છું."

"તમે ખરા રંગીલદાસને જોયો હતો?"

"નહીં."

"એ રંગીલદાસ સાથ અસલ તમુને કંઈબી કામકાજ અથવા સંબંધ હતો?"

"જરાબી નહીં—મેં એને જોયોબી નથી."

"ચાલો તારે રજા લઊંછ."

"જરા ઉભા રહો. તમે અહીં તમારૂં નામ સખારામ કાંય રાખ્યુંછ?"

"મેં નામ રાખ્યુંજ નથી. રાધાબાઇ પોતાની મેલેજ મને સખારામ કહેછ કેમજે જે દોસ્તની લોહોડાંની ટ્રંક હું લાયોછ તે ઉપર સખારામ કરી નામ રંગેલું છે. મને મારે ખરે નામે બાહાર પડવાની ખુશી ન હતી. એટલે હું શા સારૂં ભરમ ખોલું?"

કાલી વીચારવા લાગ્યો કે હવે એ પીડા આ શેહરમાંથી ક્યારે કાળું કરશે. તે જશે કે નહીં. તેટલાં રાવજીએ વલી પુછ્યું "સરદાર સાહેબ, અહીં 'ભુલામરી' કરીને જગા છે તે વીશે તમે કંઇ જાણોછો?"

"તે મારો બગીચો છે—કાંય વારૂ?"

"એ તમારી મીલકત છે તે તો હું જાણુંછ પણ એમાં રહેછ કોણ?"

"ધનબાઈજી કરીને એક બાઇ છે. તેનો ધણી બાહાર ગયલો છે."

"એમ એ બાઇએ તમુને સમજાવ્યું હશે પણ હું કહુંછ કે જો એ બાઈનો ધણી હોય તો તે આય 'ભુલામરી' માં ભરાયલો છે. જો આ શેહેરમાં રંગીલદાસ કેદેથીભી મલશે તો તે અહીંથી મળશે."

કાલીનો જીવ એટલો ધભરાતો હતો કે તેના અંગમાંથી આસમાન ગમ પ્રાર્થના ગઇ કે યે પરવરદેગાર આ વખત તું મારી ગમ જો.

"શા પરથી તમે એમ ધારોછ" તેણે હઇયું મકમ રાખીને પુછ્યું.

"મને પકી ખબર મલીછે કે કોઈ ધણી ત્યાં છુપાયલો છે અને મને ગુમાન જાયછ કે તે રંગીલદાસ છે. તેના ઘાટ ઘટમ અને શરીરની જે વીગત મને મલીછ તે ઉપરથી તે આબાદ રંગીલદાસને મલતો આવેછ. હું તો એમજ ધારતો હતો કે તમારો શકબી તેણી ગમજ હશે."

"હું કસમ ખાઈને કહુંછ કે નહીં. તમારી ભુલછે. ધનબાઈજી પોતાના નોકરો સાથ એખલી ત્યાં રહેછ. ઘરડી બીબી ને તેના બેહરા ધણી સીવાય ત્યાં કાળું ચલયું નથી."

"લોકનો એવો વીચાર છે કે તે એખલી રહેછ પણ તેમ નથી, કાવસજી શેઠ."

ધણી ઉલટ દેખાડે તો રખે શક પડે તે માટે હઇડું મકમ રાખી કાલી બોલ્યો "નહીં—નહીં—તમારી ભુલ છે. હું અવાર નવાર તાંહ કામને સર જાઉંછું અને આએ ત્રણ જણ સીવાય ત્યાં કોઈ નથી."

"ત્યાં એક બચ્ચાંને રડતાં મેં મારે કાને કાન સાંભળ્યું."

"હા, ખરી વાત—એક બચ્ચુંબી છે."

"અને તેથી શું પુરવાર થાયછે?"

"એ બાઈને અત્રે આવ્યાને પાંચ છ મહીના થયા તે અગાઉ તે પોતાના ભ્રથાર સાથ મુંબઈમાં રહેતી હતી"

"ખાત્રી રાખો. સરદાર સાહેબ. એ બાઇએ તમારી આગળથી વાત છુપાવી છે. એ કોઈ બડી ચત્રા દેખાય છે. ત્યાં કોઇ છુપાયલો છે અને તે રંગીલદાસ નહીં હોય તો હું પોલીસ અમલદાર નહીં પણ હજામ. પેલાં બે નોકરોબી એ ઘાલમ ઘોલામાં સાંમેલ છે."

"જ્યારે તમે આમ જીદ કરો છો ત્યારે મારે કહેવાનું કસું બાકી રહ્યું નથી. ચોકસ કારણોને લીધે હું કહેવાને શકતીવાન છેઉં કે તમો તદન ઠગાયા છો, પછી તો તમારી મરજી."

"તે તો હવે જોઇએ. આગળ ચાલતાં વખતે વધારે બાતમી મળશે. વખતે એ જગાના ઝાડા લેવાની જરૂર જણાશે તો તમો આનરરી માજીસ્ટ્રેટ છો એટલે વારંટ માટે તમારી પાસે આવીશ."

"હા, કામ પડે તો વારંટ આપવાને હું તૈયાર છું." કાલીના મનમાં એમ કે વારંટ લેવા આવે તો અગાઉથી ગુલીને ખબર કરવાને બની આવે એવી ફાયદાની વાત.

ઉપલી ગુફ્તેગો કરીને આ બંને જણ છુટા પડયા.

---

## પ્રકરણ—૩૯.

## તલવારની ધાર પર જીંદગી.

આપણે ગયા અંકમાં જોઇ ગયા કે કાલી અને પંડીત સખારામ વચ્ચે લાંબી ગોફ્તેગુ થઈ હતી. પણ 'ભુલામરી'નો મામલો તે દાહાડે ખલાસ થવાને સરજેલો ન હતો. ઉપલી વાત થઇ ત્યારે લગભગ સાડા સાત થયલા હતા, અને મોહોલાઓમાં બતીઓ લાગી હતી. રાવજી વીચારમાંને વીચારમાં ચાલેછે એવામાં બ્રહ્મચારીને ત્યાંથી તુરતજ નીકળેલી હમબાઈ સામેથી આવતી દેખાઇ. રાવજી ઝાડને ઓથે ભરાઈ ગયો એવામાં વળી કોઇ બીજાનાં પગલાં સંભળાયાં જે સાંભળીને હમબાઈ પણ છુપાઈ ગઇ. આ ત્રીજો આવનાર કાલી હતો. તેઓ સઘળાં 'ભુલામરી'નાં દરવાજા આગળજ હતાં

કાલીગે આસપાસ જોઈ પોતાનાં ખીસામાંથી ચાવી કાહાડી અને દરવાજો ઉઘાડીને માહે પેઠો. તુરતજ હમબાઈ બાહાર નીકળી અને બરબડવા લાગી. એટલામાં રાવજી નીકળી આવ્યો અને હમબાઇની સાંમે ઉભો.

"સલામ બાઇ સાહેબ, કેમ છો?"

"ઓ સખારામ! હું એવી બીધી. તમે અહીં કાંહાંથી?"

"બાઈ હું પુછુંછ કે આવડી રાતે તમે અહીં કાંહાંથી? હમણા સરદાર સાહેબ અંદર ગીઆ તે જોયા કે?"

"હા—સરદાર સાહેબનાં સકાર બળે. એમ તો રોજ એને વેજાં લાગેલાંછે," હમબાઇએ તીરસકારથી ઉતર દીધો.

"અં! ધનબાઇજી સાથે સારૂં હશે?"

"મોટી શરમની વાત છે. ઘેરમાં રૂપાં જેવી ધણીયાણી છે તેને વીસારી મુકી આએ પ્રમાણે ધકેલા ખાયછ!"

સખારામે અચરતીથી હવે ડોલા ઉંચા ચઢાવ્યા. ઓહો! હવે તેને સઘળો ભરમ સમજાયો.

"નહીં—નહીં—બાઈ એમ નહીં હોય."

"હું ખરાં જીગરથી ઇછુંછ કે એમ નહીં હોતે. તે દાહાડે પેલી બુઢી ડોસી તમારે તાંહ ભુતની વાત કરતી હતી કે એક ધણી દેખાગો ને પછી કોઇ દાહાડે નજરે નહીં પડયો, ત્યારે મારૂં એવું તો પાકી ગયું હતું કે જાણે તેજ ઘડી કહી દેઉં કે એ ભુતબી નહી ને પલીદબી નહીં પણ કાવસજી પોતે હતા."

રાવજી હવે ડઘાયો. "તારે—તમે—તારે શું એમ કહોછ કે ત્યાં બીજો કોઈ ગ્રહસ્થ નથી?"

"અલબત નહીં—ધનબાઈજીના વર બાહાર ગીએલો-છે એ બધું હમબગ છે. તેના વર બર કોઈ નથી ને રાતના છુપી રીતે કાવસજી સીવાય બીજુ કોઇ તાંહ જતું નથી. એ વાત તો આજે પાચ મહીના થયા હું જાણુંછ. ગામમાં ઘણાં જનને ખબરછે અને તે લાધે તો એ ધણી ધણીયાણી વચે મોટી પંચાતી ચાલેછ."

આ પ્રમાણે રાવજીને અડધાનો ખુરદો અને અડધો બાધે કરી આપીને હમબાઈએ ત્યાંથી રજા લાધી.

રાવજી ચીઢને મારે માંથું ખજવાડવા લાગ્યો.

પંડીત તો જરા નરમ પડયા પણ અદાનો ધભરાટ વધવાનો વખત આવ્યો હતો. 'ભુલામરા'ના બંગલાની બારીએ અદા વીચારમાં ઉભો હતો અને તેની પાસે તેની સ્ત્રી ગુલી ભારે અંદેસામાં હતી. તે બચારી ઘણીજ નખાઇ ગયલી દીસતી. આ બન્ને માટી સ્ત્રીની છાતી ઉપર નરા જાણે મોટો પથ્થર પડયો હતો. 'ભુલામ..' ઉપર પોલાસન શક પડયોછે અને પોલીસવાળાઓ ચોકી રાખેછે એ વીચારવાં તેમના પગ ઢીલા પડી ગયા હતા. મુંબઈથી એક ચાલાક ડીટેકટીવ આવ્યોછે અને 'ભુલામરી' ઉપર ચોકી રાખેછે એવી ખબર કાલાએ પોતાના ભાઇને આપી હતી અને આ ધણીને હરીઆએ તથા ભીખાએ બે ચાર વાર 'ભુલામરી' આગળ ભમતો જોયો હતો.

અદા કંઇ હીમતમાં કમતી નહીં હતો પણ આએ ધાસતી માથે આવી પડવાથી તે હવે ધભરાયો. કોઇબી પલે, પછી

રાતના કે દીસના, પોલીસવાળા માંહે આવીને ઉભા રહે ખરા. તેઓ આવે તો તેઓને સેહલાઈથી હફાવવાની તેણે હીમત અને હીકમત રાખી હતી, પણ તોબી, તે ફુલના બીછાણા ઉપર સુતેલો હોય તેમ તો કાંહથો હોય. આ લીધે તેઓના કાન કોઇબી સંસારાને માટે તતપર રહેતા અને તે લીધે રાત દન ફીકરથી તેમનુ અંગ ગળાઇ જવા લાગ્યું હતું.

વાંચનાર ! એ ચીંતા તે કેવી હોય તેનો તને કંઇ ખ્યાલ છે? એનું વર્ણન કરવું મુશકેલછે. આસપાસ નજર કરતાં ધર પકડ, અને કેદખાનું સર્વે તરફથી ડોળા ઘુરકતું હતું.

જરા સેજ ખખડાટ થયો, પછી તે પવનનો હોય કે પંખેરાંનો, તો તેઓ ઝબકીને સાભળતાં. વળી તેમાં અદીની તબીયત એટલી બગડવા માંડી હતી કે ગુલીનોતો જીવ સુકાઈ જતો. અવારનવાર અદીને પાંસલામા પેન થઇ આવતું અને તે પછડાઇ પડતો. આખર કોઇ ડાકટરને બોલાવવોજ પડશે એમ તેણીને લાગતું, પણ તે કેમ બને. ભીખી તો રાતદન પોતાની બાઇનુ ભેજું ખાઇ જતી કે તુરત ડાકટરને બોલાવવો જોઈએ પણ ગુલીના હાથ કબસ થઇ પડયા હતા. ભીખી એક દાહાડે વાડીમાં ફરતી હતી ત્યારે અદીને બેભાન પડેલો જોયો હતો અને તે દાહાડેથી તે ચમકી હતી. અદીએ ભીખી પાસ સોગદ ખવાડીઆ હતા કે તેણીએ આ વાત ગુલીને કહેવી નહીં. ભીખી બચારી શું કરે ? તે બીહીને મુગી રહી, પણ આમાથી સારૂં પરીણામ નીપજવાનુ નથી એવી તેણીને બસારત થઇ હતી.

અદી અને ગુલી બારીએ વીચારમાં ઉભાં હતાં તેટલાં ગુલીએ અચમ્બુચ અદીનો હાથ ચાંપ્યો "સાંભળ, ચુપ, સાદ

પગલાં સંભળાયછ. રાત અંધારી છે. અદી, ખોદાને ખાતર અંદર જા."

પણ તેટલાં કાલીની સીસોડી વજાડવાનો સાદ આવ્યો, અને આ ચમકેલાં જોડાંએ જાણ્યું કે એ તો કાલી છે.

કાલીના દાખલ થતાંને વાર અદીએ પુછ્યું "કેમ બીહીકણજી, વરી આજે તમે ચીઠી લખી તનો કંઈ સબબ ?"

"સબબ એજ કે રાબેતા કરતાં તું વધારે સાવચેતીમાં આજે રેહ."

"પણ કાંય વારૂ ? એટલું બધું શું છે ? ખરૂં કેહી દેની, ગુલી છે તો તેમાં શું છે ?"

ગુલી બોલી "હા—કાલી—મારૂં દીલ અંદરથી પોતાની મેળેજ એટલું ધ્રુજેલું છે કે તું કંઇબી વધુ કેહ તેથી ફેર પડનાર નથી—વાસ્તે જે હોય તે ખોલાસો કરશે તો જે તે જણાઈ જશે."

"તારે સાંભળો. જે ધણી આજે થોડા દાહાડા થયા અહીં ખણખોદ કરેછ તે મુંબઇનો એક ડીટેકટીવ છે. તે અદી સારૂ નહીં, પણ કોઇ રંગીલદાસની શોધમાં આવ્યો છે."

અદી ખડો બેઠો. "રંગીલદાસ ? તે વળી કોણ છે ? એવો કોઇ ધણી અંહી છે શું ?"

"નહીં—પણ પોલીસને એવો વેહમ પડયો કે એ રંગીલદાસ આ શેહરમાં છે તેથી તે લોકોએ આએ ડીટેકટીવને મોકલાવી આપ્યો. રંગીલદાસ તેને જડતો નથી પણ કમનસીબ તેનું ધ્યાન અહીં 'ભુલામરી' ઉપર લાગું છે."

"મારે સારૂં ?"

"નહીં—તું હૈયાત છે એવો કોઇને જરાબી વેહમ નથી તે હું ખાત્રીથી જાણું છું. કોઇ .અહીં ભરાયલું છે એમ તે જાણે છે અને તેના મનમાં એવું છે કે એ ભરાયલો ધણી રંગીલદાસ છે."

"પણ સઉ કસામાં આએ 'ભુલામરી' ઉપર એની નજર પેહલી કેમ ખેંચાઇ ?"

"તે સારૂં તો ડાકટર ડોસાભાઈને અને તુને પોતાને દુવા માંગ. તું બરાબર છુપાઇ રહ્યો નહીં ને પેલી રાંડ ડાકણુ ડાક્ટર સાથ આવી તેની અછડતી નજર તારા ઊપર પડી તેમાંથી કામ બગડયું. આ ડોસીએ બહાર વાત કીધી તે આ ડાટેકટીવના કાન ઉપર આવેલી જણાયછે."

ગુલી આ સઘળું ઘણી ચીંતાથી સાંભળતી હતી. તેણીએ હળવેથી પુછયું "પણ તારે એ રંગીલદાસ કેથે અહીં ભરાયલા તો નહીં હોય ?"

"નહીં, મારી પુરી ખાત્રી છે. આએ સીપાઇ ભુલમાંજ ગોતાં ખાયછે."

"પણ એકને શોધતાં બીજો પકડાઈ જાય. કોણુ જાણે એ વણા મારો ચેહરો પીછાણુતો હોય" અદી ગુસ્સાથી બોલ્યો.

"એ રાવજી તુને નજરે ઓળખેછ કે નહીં તે પુછવાનું મને ઘણીવાર મન થયું પણ મારી હીંમત ચાલી નહીં. એ ઘણો ચતુર છે ને વખતે એવા સવાલ ઉપરથી એનું ધ્યાન બીજી ગમ દોડે તો આપદા."

"બરાબર છે—પણ એ જો એમ ચોકી રાખતો હશે તો મને અહીંથી છટકવાનું તો બનેજ નહીં. કદાચ એની સાથે બીજાં માણસો છુપાં તો નહીં હોય?"

"હાલ તો અહીંજ છુપાઇ રહેવાની જરૂર છે. આએ બધી વાત મેં તુને કહી તેનું કારણ એ કે તું વધારે સંભાળમાં રેહ."

"ઠીક છે—ઠીક છે—આવવા દે—એ આવશે તોબી હું જડનાર નથી. જોઈયે એ કેમ મને શોધી કાહાડેછ?"

"તે ખરૂં, પણ અહી, તું એ સંભાળ હંમેશ રાખતો નથી એ મોટી પંચાતી છે. જો હમણા તું અમારી વચે પોલકો ને સુનાના બટન પેહરીને બેઠોછ. હવે તુને શું કેહુ?"

"ઠીક છે જોઇશું." આટલુંતો અહી તરફથી ઘણું નરમ પડેલું સમજવું.

"રાત દાહાડો તારી હુશીઆરીમાં રહેજે, એક પલમાં છટકી જવાની બધી ગોઠવણ રાખવાની જરૂર છે. આએ રાવજી મને કહેતો હતો કે કામ પડશે તો 'ભુલામરી' શોધવાનું વારંટ માગવા તે મારી પાસે આવશે. તેમ થશે તો હું અગાઊથી તમને ખબર આપીશ. પણ તમે લોક ખુબ સંભાલમાં રહેજો."

"એનું સત્યાનાશ થાય એનું. હુ કાંહને કાંહ અહીં આવ્યો?"

"ખરેખર!"

"પણ કાલી, મારી ખરી જગા અહીંજ છે, હું આએ બધી મીલકતનો ધણી છઊં ને મારો દીકરો પોતાની મીલકત ઊપ-

રજ ઉધરવો જોઇએ. કાલી, કદાચ મારા આએ બોલવાથી તને ઓછું આવશે પણ એ બચાંનો હક મારેથી ડુબાવાય નહીં."

"અદી, એવી અનાડી જેવી વાત કરવામાં ફાયદો શું? તારાં બચાંનો હક ડુબાડે એવો કોણ મુજી હશે?"

"નહીં–હું તો અમથી વાત કહુંછ. તારે અને તારી ધણીયાણીને વાસતે કંઇ બંદોબસત કરશું. પુતળીને બરાબર સમજાવીને કહેજે. બુચો ૨૧ વરસનો થાય ત્યાં સુધી જમશેદવાડી અને બધાં ભાડાંની ઉપજ તમારા લોકના વાપરવામાં આવશે. બુચો ઊમરનો થશે પછી——

"બસ યાર અદી, એ બકવું છોડી દે. એવા વીચારો કરવાનો આએ વખત નથી. કોણ જાણે તેટલી મુદતમાં તો આપણે કયાંના કયાં હોઈશું. કાલે શું થશે તે સમજાતું નથી તેમાં એકવીશ વરસની કાંહ વાત કરેછ?"

"હા, તું કહેછ તેબી ખરં કાલી. પણ કોઇ કોઈ વખત એવા વીચાર મારા માથાંમાં આવેછ."

"ચાલ હવે હું જાઊંછ. હું તો આજે રાતના આવવાનો નહીં હતો પણ આ તુફાનને લીધે તુંને સાવચેત રાખવા આવવું પડયું. ખુબ સંભાળથી રહેજે અદી."

"કંઈ ચીંતા નહીં. જો કાલી દીકરા, જે મારેથી બન્યું તે માટે હું ઘણું ખમુછ તેનો ખોદા શાક્ષી છે. સહવારના સુરજ ઉગેછ તારથી તે રાતના સુવુંછ ત્યાંસુધી મારી જીંદગી બીક, પસતાવો અને અફસોસમાં જાયછ. અને હવે મને એવું લાગેછ કે તે દાદગર મને હવે વધારે દુઃખ નહીં.દે.

માટે એ ધીરજ તારા દીલમાં લે અને જા. મારી સંભાળ લેતાં તું પટકાઇ પડયોછ અને તુંને આસાયસની વધારે જરૂર છે.”

બેહુ ભાઇઓ ઘણા પ્રીતથી ભેટયા અને કાલીની સાથે અદી નીચે આવ્યો. ભીખીએ મોટો દરવાજો ખુલ્યો અને અદી ઓટલા ઉપર ઉભો રહી વાત કરવા લાગ્યો.

“અદી, બસ હવે, અંદર જા.”

“અરે જારે છોકરી, આજનું આજ શું થવાનું છે? પણ સાચું કેહ. તું કંઇ મને કહેવાનો ઉતો તે ગુલાંને જોઈને અચકી ગીયો કેમ?”

“નહીં-નહીં—જે બીહીવા જેવું હતું તે મેં બધું કહી દીધું.-હવે બાકી શું રહ્યું? ચાલ જા હવે; અંદર જા. તે દહાડે પેલો રાવજી અંદર આવવા પામ્યો અને હવે કોય નહીં આવે?”

“ચીંતા નહીં—લે સાહેબ મેહરબાન.”

અદીએ અંદર જઇ લોહોડાંની મોટી આલડ્રાપ લગાડી અને કાલી વીચારમા ને વીચારમાં ‘ભુલામરીના’ બાગમાંથી ચાલતો થયો.

એણીમેર ચાલમાં અદીને વળી પાછો બુક પકડી આવ્યો. તે દાદરના કટેરાને પકડીને ઉભો રહ્યો. “એ બલાગત કોણ જાણે છે શું? ભીખી કહેછ તેમ ડાકટરને બોલાવવો પડશે કે શું? પણ એ બનેજ કેમ? તેમાં હમણાં આએ પીડા

વળગી છે તે જોતાં તો કોઈ કાલે બને તેમ નથી—સબર—એ ખખડાટ વળી સાનો સંભળાયછ—હું—પાતરાં હીલતાં હશે. એ ઘડી ઘડી બુક પકડી આવેછ તે કંઇ છાતીની મોહોકાન તો નહીં હોય? અથવા લીવરતો નહીં પાકતું હોય! બાવાજીનેબી એમજ થતું હતું ને પછી એકદમ પટકાઇ પડયા. જે નસીબમાં——

આટલા શબ્દો અદીના મનમાંથી નીકળ્યા કે તેવામાં અચબુચ એક ઘુવડ ઘું—ઘું કરતું ત્યાંથી ઉડી ચાલ્યું. અદીની તબીએત આ વાર ઘણીજ બગડી આવી અને પોતાના કપડાંમાં છુપાવેલી રીવાલવર તેણે એ વાર ખેંચી કાહાડી. પણ પોતાની મોહોરદાર ગુલી અને નાચાર બાલકની યાદ કરીને પાછો મુગો રહ્યો. અદી, પાહાડ જેવા અંગનો, ત્રાંબા જેવી દેહનો, જે બીજાઓની બીકની મશકરી કરે તે એક પક્ષીના ઉડવાથી ધ્રુજે એટલે તેના મન ઉપરના બોજાનું તોલ થઈ શકશે. પોતે ઉતાવળમાં શું કામ કર્યું હતું તેની પુર સમજ તેને હવે પડી હતી.

જ્યારે યારોડા જેલમાંથી નાહાસવાની સઘળી તૈયારી ચાલતી હતી ત્યારેજ કાલીએ સખત વાંધો ઉઠાવ્યો હતો. એક ચોરની પેઠે છુપાઈ રહેવું, કાયદાને ઠગવો, રાત દાહાડો પકડાઇ જવાની ચીંતા એ તેની અવસ્થા થશે એમ કાલીએ તેને જણાવ્યું હતું પણ તે વાર અદીએ તેને ઝંઝેરી કાહાડયો હતો. હવે તે જોતો હતો કે કાલીનું બોલવું કેટલું રાસ્ત હતું. તારાઓ ગમ જોઈ તે બોલ્યો "આહ! અદી! તારો વાસો તાંહ ઉપર થાય તો તારા જીવને ફળ વળે. યા, પરવરદેગાર,

જો તારી મરજી મને આ ધર્થીમાં ઠર પડવા દેવાની નહીં હોય તો મને પેલી જાહાનમાં બોલાવી લે."

એવામાં ભીખી આવી "જી ચાલો, બાઇ બોલાવે, તમે માંહે જાવો તો હું બારણાં ચોકસ કરૂં."

"ભીખી, તું ગમે એટલાં બારણાં બંધ કર પણ કરમ આગળ કોઇ બારણાં બંધ રહેવાનાં નથી."

---

## પ્રકરણ—૪૦.

### માણેકલાલનો ખોલાસો.

હવે કાલી બાહાર પડયો અને આસપાસ જોઈને ચાલતા માંડયું. સામે માણેકલાલ તઈયાર ઊભા હતા "સાહેબ મેહ-રબાન સરદાર સાહેબ—જરા માંહે આવશો—મારે કાંઈ વાત કરવાની છે. માટે તે લીધે તમારા બાહાર આવવાની વાટ જોતો હું ઊભો હતો."

"ઠીક છે ત્યારે જે હોય તે જલદી કહી દો, કેમજે મોડું થઇ ગયું છે અને મારા ઘરમાં વાટ જોતાં હશે."

કાલીને પોતાના ઓરડામાં બેસાડી માણેકલાલે સંભાળથી બારણું બંધ કરયું અને બોલ્યો "સરદાર સાહેબ, તમને માલમ છે કે આજે રાતના તમે 'ભુલામરી' માં ગયા તે ઉપર કોઈએ છુપી રીતે ચોકી રાખી હતી?"

"નહીં. કોણ?"

"બે જણે સાહેબ, એકતો હમબાઈજી હતાં અને બીજો તો એક તાતીઓ મુંબઇથી કાંઈ મોહોકાણુ ઘાલવા આવ્યો છે તે હતો."

"કોણુ? સખારામ પંડીત?"

"હાજી, તેજ—તે અને હમબાઇજી બેહુ જણુ ઝાડીમાં સાથે ભરાઈને ઉભાં હતાં અને તમે માંહે ગયા પછી ચાલી ગયાં."

"પણુ મારી આમ ચોકી કરવાનું કાંઈ કારણુ? એનો અર્થ શો?"

"હમબાઇજી કાંઈ જાણીજોઇને તમારી પુઠે આવ્યાં હોય એમ હું ધારતો નથી. તેવણુ ઝડપમાં આવતાં હતાં, પણુ પગળાં સાંભળીને છુપાઇ ગયાં એવામાં તમે આવી ચઢયા. તમે માંહે ગયા પછી પંડીત અને બાઇ બન્ને બાહાર નીકલ્યાં. તે ઉપરથી હું કહુંછું કે સખારામ પંડીત તમારી ઉપર નજર રાખવાને આગળથી છુપાઈ રહેલો હોવો જોઇયે."

આ ખબર કાલીને ગમી નહીં. આતો કામ બેહેકતું જાય છે, એમ તેને લાગ્યું.

"માણેકલાલ, આ વાતની ખબર કરવાને માટેજ આજે હું ભાઇ પાસે ગયો હતો. આ સઘળી વાતની મને ખબર છે. એ તાતીઓ મુંબઈનો ડીટેકટીવ છે."

"કોણુ? આએ સખારામ?"

"હા—જરા આસ્તે બોલો."

"બાપ મારા! એ અહીં શીદને આવ્યો છે? અરદેસર શેઠની પુઠે?"

"નહીં—નહીં—તે કોઇ બીજાની પુંઠે આવ્યો હતો પણ તે ધણી અહીં નથી તોબી એ ફાંફાં મારયા કરે છે. એને એવો વેહમ ભરાયો છે કે તે ધણી 'ભુલામરી'માં છે પણ મને ધાસ્તી એમ લાગેછ કે તેને શોધતાં ભાઈ પર ધાડ આવી જાય."

"પણ 'ભુલામરી' ઉપર સંદેહ લાવવાનું કાંઇ કારણ?"

"એ પેલી નાપાક ડોસી જેને ડાકટર ડોસાભાઇએ આણી હતી તેના પ્રતાપ!"

આ ઠેકાણે માણેકલાલે આ ડોસીનેજ નહીં પણ તેની આલ ઓલાદને શું આશીરવાદ મન સાથ દીધા તે અહીં લખવા યોગ્ય નથી.

"હવે પસ્તાવો કીધામાં ફાયદો નથી. આ ડોસીએ 'ભુલામરી'ના બંગલામાં કોઇને જોયો અને તે ત્યાર પછી દીસ્યો નહીં એટલે તે સમજી કે કંઇ ભુતચારો હશે. તેણીએ વાત કરી એટલે આ ડીટેકટીવે કાન ઉભા કીધા. તેના દીલમાં એમજ ભરાઇ ગયું છે કે આએ રંગીલદાસ અહીંજ ભરાયલો છે."

"ત્યારે હવે, શેઠજી?"

"જો માણેકલાલ, હવે તમે જોયું કે ભાઈએ અત્રે આવવામાં કેટલી ભુલ કરી, અને આવ્યા પછી તેવણને જવા નહીં દીધામાં કેટલો જોખમ છે?"

"હવે તો નહીં જવાય. આ સીપાઇની નજર અહીં ચોંટી છે એટલે છટકવાનો પ્રયત્ન કરવો એ સીંહના મોહમાં જવા બરોબર છે."

"તે તો આપણે સઘળા સમજીએ છઈએ."

"શેઠજી મારૂં જો ચાલતું હોયતો ભાઇને હમણા અહીંથી નસાડું. કોણુ જાણે કોણુ ચંડાલે આ ડીટેકટીવને અત્રે આણ્યો છે. એનું સર નર્કે જશે."

કાલી બાપડો શું બોલે! તેની મુર્ખાઈથી આ કામ બન્યું હતું અને તે વિચાર તેને રાત દીન ઝંપીને બેસવા દેતો ન હતો. આટલી વાત થાય છે એટલામાં માણેકલાલ પાસેના ઓરડામાં પાન, સોપારી લેવા દોડીયા તેટલાં કાલી ટેબલ ઉપર પડેલી ગુજરાતી ચોપડીના પાણુા ઉઠલાવવા લાગ્યો. અચાનુચ તેની નજર પેહેલાં પાણુા ઉપર પડી જે ઉપર નીચલું નામ લખેલું હતું.

"રંગીલદાસ——ને તેના મીત્ર ડી સોઝા તરફથી બક્ષીશ."

અરે આ શું! આખર કરેને એજ રંગીલદાસ છે કે! એવામાં માણેકલાલ આવ્યો.

"મેહતાજી, તમે તો સારી સારી ચોપડીઓ વાંચો છો. આ "કરણુ ઘેલો" મેં પણુ વાંચયો છે, બહુ રસીલી વાત છે."

"હાજી—હવે એવી સારી ચોપડીઓ ક્યાં નીકળે છે?"

નામ દેખાડીને "આ રંગીલદાસને તમે ઓળખતા હતા કે?"

માણેકલાલે ચકીત થઇ કાલી ગમ જોયું. અને સામું પુછયું "શેઠજી તમે ઓળખતા હતા કે?"

"ના, હું ઓળખતો તો નહીં હતો, પણ એને વીશે સાંભળેલું ઘણું છે."

"ગરીબ બચારો! એ મારી માશીનો દીકરો થાય. અમે બન્ને સાથે બચગીમાં રમેલા, જમેલા, પણ કમબખતીએ એને ઘેરીઓ, અને હાથે કરીને પોતાની ખરાબી આણી. એને ખાસ્સો પગાર મળતો હતો તેમાંથી શેરનો સટો કરવાનો લખ લાગ્યો. તેમાં ફસાણો એટલે પોતાના ધણીનો વિશ્વાશઘાત કર્યો. સાથે લાગા મારા પણ થોડાક રૂપીઆ ગયા, અને એ બચારો સપાટામાં આવી ગયો. એને જયારે શેશનમાં ઉભો કર્યો હતો ત્યારે એની તરફથી કેસ ચલાવવામાં મેં બહુ મદદ કરી હતી."

કાલીની આંખો હવે ઊઘડી. "એ રંગીલદાસ હમણા કયાં છે?"

"ઈશ્વર જાણે. એ નાઠો તે પેહલાં તો કાશમીર જઈ ભરાયો હતો—વળી પછવાડેથી ખબર મળી કે એ મરણ પામ્યો છે."

"ને આ ચોપડી એની?"

"હા જી, એના સઘળાં કાગળયાં મારા હાથમાં આવ્યાં તે મેં થોડાં થોડાં કરીને ફાડી નાખ્યાં."

તે રાતે જતી વાર કાલીએ માણેકલાલ સાથ પેહલીજવાર શેકહાંડ કરી.

---

## પ્રકરણ—૪૧.

### પુતળીના દાહાડા કેમ જતા હતા.

એ બધું તો ખરૂં, પણ પુતળીના દહાડા કેમ જતા હતા? 'ભુલામરી'ના દેવે તેને ઘેલી જેવી કરી નાખી હતી તે લીધે તેનો જીવ રોકાયલો રહેતો, તેનો વખત જતો અને બીજું કામકાજ કરવા ગમતું ન હતું. આ ઉસકેરાયલી હાલતથી તેણીની દેહને ભારી નુકસાન થતું હતું. તેણીનો દર દાહાડો કેમ પસાર થતો હતો તે જાણવું હોય તો દાખલા તરીકે એક દાહાડો લઈએ. સહવારના પોહોરમાં વાડીમાં પક્ષીઓ ખુશ ખુશાળ નાચ ગેલ કરતાં પણ પુતળીનો ચેહેરો ઉતરી ગયલો હતો. હસવું તો તેને મનથી હવે અકારૂં હતું. આખી રાતના ઉજાગરાથી ઘેરાયલી તે પોતાના ઓરડામાં બેઠી હતી. તે હવે વારેઘડીએ ચમકીને ઉંઘમાંથી ઉઠતી અને ઉંઘાડે પગે કાલીના ઓરડા આગળ બારણામાંથી સાંભળતી. તે સહવારના વીચારે છે "રોજ રોજ હમે વધારે ને વધારે જુદાં પડતાં જઇએ છૈએ. કાલી પરમ દાહાડે મુંબઈ જઇ આવ્યો પણ મને એક શબ્દ ખોલાસો કીધો નહીં. રાતના આવ્યો કે ખાઇને લાગલો બાહાર ગયો—'ભુલામરી' માં—બીજે કાંહ."

થોડોવાર વીચાર કરીને તે વળી બોલી, "હું ધારૂંછ કે કાલે એને અંદર જતાં હમબાઇએ જોયો હશે. તે તરેહવાર બાહાણા કાહાડી મારી સાથ વાત કરવા માંગતી હતી પણ

મેં ઉડાવી. હું કાલીના પાછા આવવાની વાટ જોતી અગીઆર વાગા સુધી બેઠી. એમ બેસવામાં મેં વાજબી કીધું કે નહીં? દીનુ મારે ઠેકાણે હતે તો શું કરતે? મેં કાલીથી ખોલાસો પુછયો ત્યારે કહેજે માણેકલાલ સાથ વાત કરતાં વખત થઇ ગયો. એવડી રાતે માણેકલાલ સાથ શું વાત કરવાની હોય? કાલીએ જારે જવાબ દીધો તારે હમબાઇએ તરેહવાર ડાચાં કીધા તે ઉપરથી હું ધારૂંછ કે એને અંદર જતાં હમબાઇએ જોયલો છે. ઓ કાલી, કાલી! એમ હતું ત્યારે મારી સાથ પરણવામાં તેં ધાટકીપણું કીધું. પણ—પણ—હમણાં જાણે અમે નહીં પરણીઆં હોતે તેમ બને તો! નારેબા! ગમે તે થાય પણ એનાથી છુટું તો નહીં પડાય. એને રોજ નહીં જોઉં તેના કરતાં તો મરવું ભલું."

શેઆની પુતળી આ પછી ઉઠી અને ટેબલ ઊપર પડેલી અવસ્તા હાથમાં લઇને બારી આગળ ગઈ અને ખરાં જીગરમાંથી પોતાનો અવાજ તે કીરતારની હજુરમાં પોંચાડયો. "ઓ પેદાના કરનાર. મારાં દીલમાનો સઘળો વેહેમ દુર કર અને મારી સહી દીનુની જેવી ધીરજ છે તેવી ધીરજ મારાં અંગમાં રેડ; મારા કાલીને કોઇબી રીતે દુઃખ થાય તેવું થવા ના દેતો." આવી મતલબની પુતળીની આજીજી હતી એટલામાં નાશતાનો ઘાંટ વાગ્યો અને પુતળી જમવાના ઓરડામાં ગઇ. કાલી ત્યાં આવેલો હતો તેણે પુતળીને મયાથી આવકાર દઇ ખુરશી ઊપર બેસાડી અને ઝટપટ ચાહે કાહાડી આપી. કાલી ખરેખર સોહામણો લાગતો હતો અને પુતળી છુપી રીતે નીહાળીને ખુશી થતી હતી. જરાવારમાં હરીઓ ટપાલના કાગળ લઇ આવ્યો.

"કાલી, મામીજીનું કાગળ આવ્યુંછ તેમાં તુંને દુવા લખ્યા-વીછ. બાવાજી સારી પેઠે છે ને એ લોક આઠ દાહાડામાં પુને જવાના છે."

કાલીએ ઉતર આપ્યો અને આ ધણી ધણીઆંણી જાણે કસું હોય નહીં તેમ વાડીમાં ઉતર્યાં. એતામાં હમબાઈ આવી લાગી. પુતળી હસી અને તેઓ જુદાં પડયાં પછી હમબાઇ મન સાથ વીચાર કરેછ "આએ પારસી તે કઇ જાતનો ઠગારો છે; એક વખત હું એમ ધારતી હતી કે કાલી જેવો ભોલો ને સાદો બીજો કોઇ દુનીઆમાં નહીં હશે. વળી પોતે આવા પાપી થઈને પેલા પવીત્ર બ્રહ્મચારીની નીંદા કરેછ! ને આએ પુતળી. બસ એને તો હવે ઓવારનીવાર કરી મુકીછ. છતી આંખે આંધળી થાયછ તેમાં આપરે શું!"

કાલી ને પુતળી થોડોવાર વાડીમાં ફર્યાં અને પછી ચાલતાં ચાલતાં સ્ટેશન ભણી ગયાં. સામેથી રાવજી મલ્યો અને નમીને સલામ કીધી. કાલીને વેહેમ પડયો. આ ધણી સ્ટે-શન આગળ શું કરતો હશે. આ ડાટેકટીવને જોતાંજ તેનું ધકધ્યાન વળી પાછું ચકાશી ગયું અને તેઓ પાછાં ઘર આવ્યાં. પુતળીને મુકીને કાલી તુરત બાહાર ગયો. આહા પાછો 'ભુલામરી'માં! પુતળીના માથામાં 'ભુલામરી' જ ઠસી હતી. બપોરના હમબાઈને તેડવા તેની કેટલીક સહીઓ આવી, અને તે લોક વાડીમાં ખીખીખાખા કરતાં હતાં તેટલાં 'ભુલામરી' ની વાત નીકળી. મેહરી કેહ "આ બગીચાને વાસતે લોકોમાં હમણાં ઘણી હસવા સરખી વાત ચાલે છે. કોઇ કહેછ કે એમાં ભુત છે."

કાલી અને પુતળી ગુપચુપ એકેક ગમ જોવા લાગ્યાં.

"ડાકટર ડોસાભાઈએ પોતાની નજરે કોઈને જોયો ને પેલી ડોસીએ પણ પોતાની નજરે જોયો."

કાલીને ફફડાવવાની આ તક ઠીક હતી. હમબાઇ બોલી "પણ એ પારસીના ડ્રેસમાં કોણ ફરેછ તેનો બીજોબી ખોલાસો હશે."

એક જણે પુછ્યું "તે શું?"

"લોક કહેછ કે એ પારસી તો આપરા કાવસજી પોતે હશે—બીજું કોણ હોય—કેમ કાલી?"

"હા—હું તાંહ ઘડી ઘડી જાઉંછ. એ લોક મારાં ભાહુત છે, અને બચારાં તદન એખલાં છે."

સઘળાં મુગાં મંતર થઈ ગયાં, અને કાલીને અને પુતળીને તો ઘણું ભારી પડયું. હમબાઇ મનમાં મથન થવા લાગી. પુતળી મનથી વીચારવા પડી, "હવે તો મોહોને ચહડીને એણે પોતાનો ધુનાહ કબુલ કીધો. હવે બાકી શું રહ્યું?"



## પ્રકરણ—૪૨.

### નાલી ડોસાં પર ધાર.

સખારામ પંડીતની થોડીક ખબર હવે લેવાની જરૂર છે. સરદાર કાવસજી સાથની છેલ્લી વાતચીત પછી તે જરા ધભરાટમાં પડયો હતો ખરો, અથવા જરા વધારે છુટથી કહીએ તો તેના બાર વાગી ગયા હતા. કાલીએ ખાત્રી આપી કે તેના મનમાં તો આ માણેકલાલ માટે ભ્રાંતી હતી અને 'ભુલામરી' માં બીજું કોઇ નથી, એટલે રાવજી હટીઓ, કેમજે કાલી જુઠું નહીં બોલે એવું તેને લાગ્યું. પણ તારે આટલી બધી ખાત્રી કરવાને કાવસજીની ઇંતેજારી કેમ? 'ભુલામરી' ઉપર કોઇ ચોકી રાખે તેમાં કાવસજીને શું! જાંહ છે તાંહ 'ભુલામરી' સાથે કાવસજીને કંઈ સંબંધ છે ખરો.

આ પ્રમાણે ગોર કરતો રાવજી રસ્તામાં ફરે છે તેટલાં 'ભુલામરી' આવી અને સામેથી હમબાઇ આવી એટલે રાવજી ઝાડના ઓથામાં ભરાઇ ગયો: એ સઘલું આપણે આગળાં પ્રકરણમાં જોઈ આવ્યા. કાલીને ગજવામાંથી કુંચી કાહાડીને માંહે દાખલ થતો જોઇ તથા હમબાઇના તે વીશે ટીકા સાંભળીને રાવજીને 'ભુલામરી'નો ભરમ સમજ પડયો. ત્યારે હમબાઇના કહેવા પ્રમાણે કાલીને આ 'ભુલામરી' માં જવાની કાંઈ મતલબ હતી અને તે લીધે તે પોતાની આ મુલાકાતો પોતાની ધણીઆંણી પુતળીથી છુપી રાખતો હતો. તારે નાલી ડોસાંએ 'ભુલામરી' માં જે ધણી જોયો તે કાલીજ.

રાવજી ડીટેકટીવના ચતુર ભેજાંમાં તુરત આવી ગયું કે જો હમબાઇની તરફ ખરી હોય તો હવે તેનું કામ બેલગામમાં ખલાસ થયું અને તેણે પોતાનો પાવરો ઉઠાવવો જોઇએ. રંગીલદાસ જો હોયતો 'ભુલામરી'માંજ હોય અને નહીંતો મરી ગયો હોય. છુપાઇ ગયલી બેઆની શોધી કાહાડવા સારૂ જેમ એક કોઠળી ઉઠલાવી નાખ્યે તેમ રાવજીએ આખું બેલ-ગામ ખુંદારી મારીઊં હતું. ફકત 'ભુલામરી' બાકી રહી હતી. 'ભુલામરી' ઉપર પેહલો શક લાવવાનું કારણતો નાહાલી ડોસાં, એટલે નાહાલી ડોસાંએ જે ધણીને જોયો તે જો કાવસજી હોય તારે તો પછી બધું રંધાઇ ચુકું.

આ સાંટક ઉપર રાવજીએ આખી રાત વીચાર કીધો. ખુબ વીચાર કીધો. હોયબી ને નહીંબી હોય. જો તે ધણી કાવસજી હોય તો તે નાહાલી ડોસાંની નજરે ફરીથી નહીં પડે, એબી ખરી વાત.

જેમ જેમ રાવજી આ ઉપર વધારે વીચાર કરવા લાગ્યો તેમ તેની વધારે ખાત્રી થતી ગઇ કે હમબાઇએ જે ખોલાસો કીધો તેજ ખરી વાત હોવી જોઇએ. આ વાત તેને બીલ-કુલ ગમી નહીં. જો 'ભુલામરી'માં રંગીલદાસ નથી એ નકી થયું તો આ બધો વખત અને મેહનત ધુળમાં ગયાં. મુંબઇ જઈને રીપોરટ કરવો પડે કે ચાટ થઇ ગયા. છેલ્લા થોડા દાહાડા થયા રાવજી રીપોરટ લખી મોકલતો હતો કે શેકાર સજડ સપડાયોછે અને જે ઘડી બનયછે તેમાં પકડ લઈશું, ત્યારે હવે જઇને ના કહેવું કે બધું ભુસ થઇ ગયું એતો નાક કપાવાની વાત થઇ.

પણ રાવજીઆ કાંઇ એમ સેહલાઇથી હારી ખાય તેવો ન હતો. તે પાકો ડીટેકટીવ હતો અને સાફ પુરાવા વગર 'ભુલામણી' ને પડતી નાખે એવો ન હતો. બધી વાત રહી પણ નાહાલી ડોસાંને એકવાર ફરી અજમાવી તો જોઇએ.

આવા વીચારમાં તેણે આખી રાત કાહાડી. સહવારના નાસતા ઉપર તેને વીચારમાં જોઇ રાધાબાઇ ખબર અંતર પુછવા આવ્યાં. હવે રાધાબાઇ આ સખારામને ભોળો ભટ જાણીને ખુબ ચીરતાં હતાં. "કેમ રાવસાહેબ, આજ તમારા જીવને ઠીક લાગતું નથી?"

"હા–જરા માથું દુખેછ."

"હારે ભાઇ, માથું દુખવાનું બળી ગયું. મારા જેઠ હતા તેમને માથું દુખવાની બહુ ટેવ—આપણાં પાસેના નાહાલી-ડોસાં એમને ઓળખે—

આ રાધાબાઇને જ્યારે ગમે ત્યારે ઉડાવી મેળવાની રાવજીમાં પાકી સીફત હતી. જેઠનું માથું દુખ્યું કે ભીતર પાક્યું તેની જરાબી પરવાહ કરવા વગર તે બોલી ઉઠ્યો "બાઇ એ નાહાલી ડોસાં કાંહ રહેછ? કાંઈ ઘણા દાહાડા થયાં દીસતાં નથી?"

"એવણુતો સુવાવડનું કામ કરેછ. વળી બે ચાર દાહાડામાં જવાનાછે. એ, મોરછા આગલ દરજીની ચાહાલીછે ત્યાં પેહલે માલે રહેછ. બોંયતલીએ રૂસતઇ પીઠાંવાળો—

"બાઇ જરા ઉપર જઈને મારી છતરી લાવશો." આમ રાધાબાઇને ઉપર કાહાડીને રાવજી વટી ગયો. એણીમેર

નાહાલી ડોસાં પોતાના ઘરનો ઓરડો ધોતાં હતાં. તેવણે સાડીનો ઘડીઓ વાળીઓ હતો અને ઉઘાડે પગે નરાં ભસતાંમાંથી ઉઠી આવેલાં જેવાં લાગતાં હતાં. રાવજી અચમુચ જઈને ઉભો અને હસીને, ભોંયતલીઓનો રસતાક્ષ ક્રાંહછે, એવી રીતે વાત છેડી. ડોસાંને ટાહેલાં અને તારી મારી કરવાનો ઘણોજ અભખરો હતો. જો નીંદા કરવા મુકે તો ભાણુંબી નહીં ખાવા માંગે.

"ડોસાં હું તમારી રજા લેવા આયોછ. હું બે ચાર દાહાડામાં જાંઉછ. મારી તબીઅત હજુ ઘણી સુધરી નથી, પણ મને કાલેજના દાહાડા થઇ જાયછ."

"ઓ વાય" નાહાલી ડોસાં સાવરણી ભોંય ઉપર મુકી દઇને પાટલા ઉપર બેસીને બોલ્યાં. તેવણુતો જાણે આખો દાહાડો વાત કરવાના હોય તેમ ગોઠવાઈ ગઠવાઇને બેઠાં. "બે દાહાડા રેહોની, આયા સું ને ગીઆ સું—ઓંજીઉ આયાનું દામ ને ગીઆંનું ભાડું!"

"શું કરીએ ડોસાંમાય, તમારા ગામમાં ભુત ડાકણુની વસતી તે અમારા જેવાઓને બીહીવાડીને મારી નાખે." આ પ્રમાણે રાવજીએ સીફતથી વાત છેડી.

હવે ડોસાં પોતાના આ ભુત સંબંધી અનુભવ માટે મોટાં મગરૂર હતાં. નાહાલી ડોસાંએ ભુત જોયા એવી વાત ગામમાં ફેલાવાથી તેવણુની વાખવાણી ઘણી વધી હતી.

"હા, બા, અમે ભુંડાં તારે એવાં એવાં જોવાં પરેછ કેની?"

"અરે પણ ડોસાં મા, તમે એ વાત કીધા પછી મને તરેહવાર વીચાર આયા. તમે જે શેઠને જોયા તે આપણા સરદાર કાવસજીતો નહીં હોય?"

"અરે પીત! એ તમારાં બધાંના મનમાં એ વાત કાંહથી આવી? હમબાઈજીબી મને એમજ પુછતાંતાં."

"હું? કાહારે?"

"પેલો તે દાહાડે કાચે તમારો હાત કપાઇ ગીઓ તે દાહારે મને હરસે બોલાવીને પુછ્યું. તે વખત મેં કહી દીધું કે કોણ જાણે પણ હવે—

"હા—હવે શું?"

"તાર પછી મેં બરાબર યાદ કીધું તો જે મેં જોયા તે કાવસજી હોયજ નહીં."

રાવજીએ વળી પાછા પોતાના કાન ઉભા કીધા. ઓહો! એ શું!

"પણ તમે સા પરથી કહોછ કે તે કાવસજી નહીં હોય?"

"કાવસજી તો પાતરા છે ને મેં જોયા તેવણતો ખાસ્સા ધીની બન્ની જેવા ઉતા. વરી કાવસજી કરતાં ઘણા ઉંચા. કાવસજીના બાલ તો કારા છે ને તેવણના તો ઉજરા કારા ભેર ઉતા."

"કોણ જાણે, વખતે અંધારામાં તમુને બરાબર જણાયું નહીં હોય."

"ઓ વાય, છતી આંખે આંધરી કરોછ કે. કાવસજીને હું ઓરખું નહીં? કાવસજી નહીં ઉતા, મારી કસ્તીના સમ. વરી તેવણ જલદી ચાલી ગીયા તારે જરા લંગરાતાતા."

આહા! રંગીલદાસે આગગાડીમાંથી કુદકો મારયો હોયતો લંગડાય ખરો.

"તારે ડોસાંજી, જો તમારી ખાત્રીજ હોયતો પછી એ ધણી કાવસજી નહીંબી હોય."

"બા, જારે હું કેહુ કે મારી ખાત્રી છે તારે તમારે ચોકસ જાણવું. હું ભુલું તેવી નથી. કાવસજીનું નામ એમાં કાં-હથી આવી ગીયું, કોણ જાણે?"

"ભુલામરીના માલેક એવણ છે ને તાંહ આવ જાવ કરેછ તે પરથી સેજ લોક એમ બોલતાં હશે."

ડોસાં હવે ચુપ રહ્યાં અને રાવજીએ વળી પાછી બીજી વાત ફેરવી નાખી અને થોડીવાર પછી રજા લીધી.

તેનું ધક ચકભમ થતું હતું. હમબાઇની તરક ખરી હશે કે આ બુઢીની? અગર ડોસાંના કહેવા પ્રમાણે આ ધણી જો કાલી ન હોયતો પછી રંગીલદાસ હોવોજ જોઈએ. પણ એ બન્ને જણ ખરાં કાંય નહીં હોય? તેમબી બને. કાવસજી છુપી રીતે તાંહ ધનબાઈને મલવા જતા હોય અને તેબી રંગીલદાસની હાજરીથી નાવાકેફ હોય. કાવસજી આવે તારે તે છુપાઇ જતો હોય. ગમે તે હો પણ રાવજીએ આ વાતનો જે તે નીકાલ આણવાનો મન સાથ ઠરાવ કીધો. પણ તે ઠરાવ અમલમાં આણવાનું કાંઇ ખાવાનુ કામ ન હતું. તે વીચારમાંને વીચારમાં ચાલ્યો અને રેલવે સ્ટેશનની પાસે પોલીસ હાપીસ હતી ત્યાં આવી લાગ્યો. અહીં તેને રખડતો કાવસજીએ જોયો હતો તે આપણે આગલ જણાવી ગયલા છેએ.

## પ્રકરણ—૪૩.

### આર!

ઉપલા પ્રકરણમાં વર્ણવેલી વાત બન્યાને બીજે દીને બપોરના 'ભુલામરી'માં સઘળું ચુપાચુપ છે. ચુપાચુપ એટલે બાહારના દેખાવની સાંતી! અંગની સાંતી તો તે લોકને હવે પેલા ભવમાં મલવાની વકી હતી. ધનબાઈજીનો બુચો કોચ ઉપર લોટેલો છે અને તેની મા સારી ઉપર કોર મુકે છે. ભીખી રાંધણીમાં પટેટા છોલતી હતી તેટલાં મોટા દરવાજાનો ઘાંટ વાગયો.

"યે, એ વળી બપોરી વખત કોણુ આવ્યું? દુધવારો તો નહીં હોય." તે દરવાજા આગળ ગઈ અને જોયછ તો બાહાર એક ઘાટી હાથમાં કાગળમાં વીટાસેલું પોતલું લઇને ઉભો હતો.

"બાઈ, આએજ 'ભુલામરી' કે?"

"હા, કેમ?"

"ધનબાઇજી ઈઆં રહેછ?"

"હા—કાંહથી આયો?"

"જી, આએ આગગારી પરથી પારસલ લાયોછ તે આપવાનું છે."

બોલી ભીખીએ ખીસામાંથી ચાવી કાહાડી અને દરવાજો ઉઘાડી ઉપલું બોચકું લેવાને હાથ લાંબો કરીઓ, પણ પેલો

ધાટી તેણીને હડસેલો મારીને માંહે પેઠો અને ભીખીની અતી-અંત અજાયબી વચે તેની પુઠે સખારામ પંડીત અને બીજા બે સીપાઇ અચચુચ અંદર દાખલ થયા.

ભીખીનું ચાલતે તો તુરત દરવાજો બંધ કરતે અને તે બચારીએ તેમ કરવાની તજવીજબી કીધી ખરી. પણ એકલી એક ડોસીનું ત્રણ મલંગ જેવા સીપાઈઓ આગળ શું ચાલે?

સખારામ દાખલ થયા પછી બોલ્યો "ડોસાં, ગમે તો હવે દરવાજો બંધ કરો—તમુને કોઈ રીતે અમે ઇજા પોંચા-ડવા આવ્યા નથી."

"પણ તમે લોક માંગોછો શું? આએ રીતે કોઇના ઘરમાં જબરદસતીથી ઘુસવાની મતલબ શું?"

"ડોસાં, હું મુંબઇની પોલીસનો ડીટેકટીવ અમલદારછું." આમ બોલી સખારામ પંડીતે પેહલીજવાર પોતાનું ખરૂં નામ જાહેર કીધું. "મામલતદાર સાહેબ પાસેથી આએ 'ભુલામણી'ના ઝારા લેવાનું હું વારંટ લાવ્યોછું."

"ઝારા! સાના ઝારા!" ભીખી ધ્રુજતી ધ્રુજતી બોલી "શું અમે ચોર લોક છીએ, કે અહીં કંઈ ચોરેલો માલ છુપા-વેલોછે. ઇંગ્રેજી રાજમાં આ તે કેઈ જાતનો જુલમ!"

"ડોસાં, અકરાવો ના—અમે કંઈ ચોરેલો માલ પકડવા આવ્યા નથી."

"તારે શું કરવા?"

"કોઈ અહીં છુપાયલું છે તેને પકડવા."

"કોણ છુપાયલું છે? હું કે મારી શેઠાણી? કે મારો ધરડો?"

"નહીં—તમે ત્રણમાંથી એકબી નહીં."

"તારે આએ બાગ કે બંગલામાં ચોથું કોઈ કાળું ચલીઉં નથી. અમે ત્રણ ને બાઈના બુચા શીવાય બીજું કોઇબી હોય તો હું દોજખમાં જાઉં."

"જોઈશું."

"તારે શું હું ને મારો ડોસો એવાં હલકાં લોક છૈએ કે નઠારા લોકને છુપાવી રાખીએ? બાઈએ અમુને રાખ્યાં તે વખતે પોતાની ખુબ ખાત્રી કીધેલી છે."

પણ ભીખીનું સાંભળે કોણ. રાવજીએ એક સીપાઈને દરવાજાપર રાખ્યો કે કોઇને બાહાર જવા દે નહીં અને બીજો ત્રીજો જે પણ છુપા લેબાસમાં સીપાઈ હતો તેને લઈને પોતે બાગમાંથી ધસારાબંધ ચાલ્યો. નીમકહલાલ ભીખી મોટે મોટે ફરીઆદ અને સોર ઉઠાવતી આગલ ચાલી. તે જાણી જોઇને એટલી મોટેથી બોલતી હતી કે એકને બદલે દસ ધુનેહગારો માંહે છુપાયા હતે તો બધા અગાઉથી ચેતી શકે.

"ડોસાં ડોસાં, એટલી ગરબડ ના કરો અમે કાંઈ તમુને હાથ લગાડતા નથી."

ભીખીની ગરબડ સાંભળીને ધનબાઇજીએ બારીએથી જોયું. તેવણનો ચેહરો ઉજળો સપ થઈ ગયો હતો. પેલો ધરડો, ખુંધો માલી વાડીમાં ઝાડુ કાહાડતો હતો. રાવજી ધસારાબંધ બંગલામાં દાખલ થયો.

"તુ અહીં ઉભો રેહ કોઈને બાહાર જવા દેતો ના અને તારૂં કામ પડશે તારે હું હાંક પાડીશ." આ પ્રમાણે તેણે બીજા સીપાઇને વરદી આપી.

તેને અંદર દાખલ થતાં ભીખીએ રોકયો.

" અંદર જશો નહીં, બાવા અંદર જશો નહીં. મારી શેઠાણી હમણાંજ આજારી પડી ઉઠયાં છે અને તમે આમ અચબુચ જશો, તો જરૂર તેવણને કંઇ વીંચી આવશે. હું કસમ ખાઈને કહુંછ કે આ મકાનમાં મારી બાઇ હું અને બુઢો માલી શીવાય બીજુ કોઇ નથી."

" ભલી ડોસી તું નકામો ધભરાટ કરેછ. જો તારા કહેવા પ્રમાણે તમે ત્રણ જણ શીવાય અંદર બીજું કોઇ નહીં હોય તો પછી હું ઝાડા લેઉં તેમાં તુને હરકત શું કરવા કરવી જોઇએ ?"

" બાઇને ખાતર, તેવણ ઘણા કાંકણા છે."

" મારે શોધ તો કરવી જોઈએ એટલે ગરબડ કીધા વગર જ કરવા દેશો તો ઠીક છે."

કોણ જાણે આ તકરાર ભીખીના ધ્યાનમાં ઉતરી હોય, કે હવે રાવજીને વધારે રોકવાની જરૂર ન હોય પણ ભીખીએ તેને અંદર દાખલ થવા દીધો અને પોતે રાંધણીમાં જઇને ઉભી.

કાયદાના કૌવતથી રાવજીએ પોતાની શોધ-શરૂ કરી. તેણે વારંટ કાવસજી પાસેથી મેલવ્યું નહીં હતું, કેમજે કાવસજીનો આ સઘળી ખટપટમાં કંઈ ભાગ છે એવું તે સમજતો

હતો. આ કારણને લીધે આ સીપાઇઓના આવવાની ખબર 'ભુલામરી' ને પડી ન હતી.

બંગલો કંઇ મોટો ન હતો. રાવજી સપાટામાં સઘળા ઓરડા જોઈ વળ્યો. શક આવવા જેવું કસું હતું નહીં. ત્રણ ઓરડામાં ત્રણ કોચ એકલા મુકેલા હતા. એક બાઇને સારૂં અને બે બીજા નોકરોને સારૂં. રાવજીએ બાઇના સુવાના ઓરડાનું બારણું ઠોકયું અને જરાવાર રહીને ઉઘાડયું. બુચો પાલણામાં પોઢેલો હતો અને બાઈ પોતાના બાલ હોરતાં હતાં.

"બાઇ સાહેબ, હું તમારી પાસે હજારવાર માફ માગું છું. પણ અમે સરકારના ફરમાવેલા બંદા છીએ એટલે અમારો કંઇ ઈલાજ નથી. કોઈવાર ઘણી અણગમતી ફરજ અમારે માથે આવી પડે છે."

"તે બધું ખરૂં, પણ તમે માંગોછો શું ?"

"અમે એક બંધવાની શોધમાં છીએ."

"કોણ બંધવો ?"

"એક બંધવો પોલીસના હાથમાંથી છટકી ગયો છે અને તે આ મકાનમાં છુપાયલો છે એવી પોલીસને બાતમી મલી છે."

રાવસાહેબ, હું તે પરવરદેગારના કસમ લઇને કહુંછ કે અમે ત્રણ જણા શીવાય આ મકાનમાં ચોથું કોઈ નથી."

"બાઈ, કદાચ તમે અજાણ્યા હોવો. પણ અહીં કોઈ છુપાયલું છે એમાં શક નથી."

"હા, મારી અજાણમાં હોયતો કોણ જાણે. પણ જે બંધવાને તમે શોધોછો તેનું નામબી તો કહશો?"

"તેનું નામ રંગીલદાસછે." રાવજીએ મનથી વીચાર કીધો કે કાવસજીએ બધી વાત તો કહેલી હોવીજ જોઇએ એટલે બાઈ માણસને ખુશી રાખવામાં કંઇ હરકત નથી.

"રંગીલદાસ! જો તેનેજ શોધતા હોવો તો તેતો બાહાર બંગલીમાંજ રહે છે. વાણીઓ અહીં કાંહાંથી આવતોતો. મારા ધરધણી સરદાર કાવસજીને વેહમ પડયો કે આ વાણીઓ રંગીલદાસછે તેપરથી એવો તમને વેહમ ભરાયો હશે."

"તારે તે કાંહછે?"

"તે મને પુછોછ? હું તમુને સોગંદ ખાઇને કહુંછ તે તમે માનતા નથી તારે તમારે ગમે તેમ કરો."

રાવજીએ હવે વધારે ભાંજગડ કરવાનું દરૂસ્ત ધાર્યું નહીં અને બાહાર જવાની રજા લીધી. જતાં જતાં તેણે અચમુચ ફરીને પુછયું "બાઈ, કાંઈ અડચણ નહીં હોય તો એટલુ કહેશો કે આએ તમારી દાસી ભીખી અને તેનો ધરડો ધણી જુદા જુદા ઓરડામાં કાંય સુએછ?"

ધનબાઇજી આ સવાલથી જરા ચોંકીઆં, પણ ધીરજથી જવાબ દીધો "એ બચારાંઓ પોતાને ગમે તેમ કરતાં હશે પણ ભીખીને ઉઠાડવા મને ઘડી ઘડી તેના ઓરડામાં જવું પડેછ તેથી વખતે ડોસો બીજા ઓરડામાં સુતો હશે."

રાવજી બંગલાના ખુણે ખુણા ફરી વળ્યો. ગોડાઉન, વારા, નાહાનીઓ વગરે ખોરી ખોરીને તપાસયું પણ રંગીલદાસ

હોય તો મળે કેની. ચતુર ડીટેકટીવ હવે ખશીયાણો પડીઓ. કોઇ વસતું હોય તો તેની કાંઈબી નીશાન હોવી જોઈએ, તે કાંહછે! સપાટ, ધોતીઉં, ડગલી, પાઘડી, રૂમાલ, લાકડી, કાંઈ નામ નહીં મળે. સુવાનું બીછાણું નહીં મળે તારે રંગીલદાસ હોય કાંહ. તે ઘણુા ઉંડા વીચારમાં વાડીમાં ફરવા લાગ્યો. બીખી મોઘરાંના ફુલ તોડતી હતી.

"કેમ સીપાઈબા, તમારો શેકાર મલ્યો કે? તેને બાંધવા સારૂં દોરડું લાઉં?"

"જોઈશું—જરા થોભો."

"તમારે જોઈએ તો કયામત સુધી થોભોની."

રાવજીને તો જવું ભારી પડયું. તે પોતાના આંગલાં કરડવા લાગ્યો. પાસેજ ઘરડો માલી કામ કરતો હતો. તેના ગુટણુ સઘળાં સુજી આવેલાં હતાં અને ઘણો નખાઇ ગયલો લાગતો હતો.

"કેમ માલી," રાવજીએ ભપકામાંજ પુછયું. આએ ઘેરમાં રહેછ તેવણનું નામ શું?"

માલી બેહરોબીત એટલે જવાબ શું આપે. આખરે બીખી બોલી "રાવ સાહેબ, એતો તદન બેહરો છે. ફકત મારૂં બોલેલું ઘણી મુશકેલીએ સમજેછ. આટલું બોલી બીખી ડોસાં આગળ ગઇ અને તેને સારી પેઠે હલાવીને કાનમાં મોટેથી બુમ પાડી "સાંભળેછ કે, અહીં કોણ રહેછ તેનું નામ આએ તાતીઆ પુછેછ."

માલીને દાંત બીલકુલ હતા નહીં તેથી ભાગે તુટે અવાજે જવાબ દીધો.

"દુધવાલી ! અહીં કોઇ ની મલે ભાય."

"અરે દુધવાલી કોણ, મુવા બેહરા, શેઠનું નામ પુછેછ, શેઠનું."

"હેઠ, હોવે કાવાજી હેઠ કાલે આયવાતા, તેજ તો."

"એ ગાંડો છે શું ?" રાવજીએ પુછયું.

"ગાંડો તે કેમ છે. સાત ગાંડાને વીસરાવે તેવો છે" બીખીએ છછણીને જવાબ દીધો.

"એ હું પુછે ?" ડોસાએ પોતાની મોહોરદારને પુછયું.

"એ પુછે કે અહીં કોઇ શેઠ છુપાયલો છે તેનું નામ શું ?"

"ઓય, ઓય, ઓય ! બાઇ હાંભરહે તો મારી લાખ્ખે. એ બકે હું ? નીકર બાહાર નીકર, હમણુંને હમણું."

રાવજી તાંહથી બાહાર નીકલ્યો. તે મન સાથ વીચારવા લાગ્યો કે આએ ડોસાને કાંઇ ખબર નથી પણ ડોસીને બધું ખબર છે.

બીજા સીપાઈઓને સાથે લઇને રાવજીએ ચોકસ ખોળ કરી. ત્રણ નાકાં ઘેરીને આ સીપાઇઓ એકેક તરફ આવતા ગયા પણ કાંઈ મળે નહીં. આખરે તે દાકો અને 'ભુલામરી' છોડી ગયો. તે વાર એકજ શબ્દ તેનાં માથાંમાં ઘુમીઆ કરતો હતો.

"ચાર !"

## પ્રકરણ—૪૪.

## મુંબઇની પોલીસ હાફીસ.

એકવાર ફરીથી સરદાર કાવસજીને પોતાના આગલાંજ અણુગમતાં કામ બાબદ મુંબઈ જવું પડયું. પણ આ વાર તે પાધરો કમીશનરની હાફીસમાંજ ગયો, જે હાફીસ તેણે અત્યાર સુધી દુરની દુરજ રાખી હતી.

'ભુલામરી'ના ઝાડા લેવાનું ભયંકાર પગલું રાવજીએ લીધું હતું તેથી કાવસજીને મોટો ધભરાટ પેદા થયો હતો. ખરી વાત છે કે ત્યાં છુપાયલા કમનશીબ પુરૂશે અત્યાર સુધીતો પોલીસવાલાઓને હંફાવ્યા હતા. પણ હવે પછી કાંહ સુધી તેમ કીધામાં ફતેહ પામે એ વીચારવાજોગ થઇ પડયું હતું.

ધનબાઇજીએ હેભતને મારે તેને તેજ રાતના કાલીને તેડાવી મંગાવ્યો હતો. અને શું બન્યું તે બધી હકીકત તેને રડતી આંખોથી કહી સંભલાવી. અદીએ આખરે કબુલ કીધું કે હવે શું કરવું ને તેને સમજ પડતું ન હતું. ગુલી તો કાલીના પગ ઉપર માંથું મુકીને પડી કે કંઈબી કરીને મારા ધણીને બચાવ. કાલી લોહીનો ગોટ ગળીને ધર ગયો. તેણે પોતાને હાથે કરીને આ સઘળી બલાગત આણી હતી એ વીચારથી તે બહુજ મુંઝાતો હતો. ધણો વાર વીચાર કરી તેણે મુંબઇ કમીશનર સાહેબને જાતે મલવાનો ઠરાવ કીધો.

શું કામ તેવણુ આવ્યાછે તે માટેની પુછપરછ કરતાં તેને જણાવવામાં આવ્યું કે એ કામ તો ડીપુટી સાહેબને હસતક છે માટે તેમને મળવું. ડીપુટી સાહેબ કામમાં હતા તેટલાં કાલીને બેસવું પડયું. પાસેની ભીત પછવાડે કોણુની સાથ ડીપુટી સાહેબ વાતમાં હતા તે જો કાલીએ જોયું હતે તો તે ઘણો અચરત થતે. આ વાત કરનાર કોઇ નહીં પણુ રાવજી ડીટેકટીવ હતો.

જે દહાડે કાલી મુંબઈ આવ્યો તેજ દહાડે રાવજી પણુ આવ્યો. તેણે ઠરાવ કરયો હતો કે સઘલી હકીકત કમીશનર સાહેબ બાહાદુર આગળ રજુ કરીને પછી શોધ આગળ ચલાવવી કે નહીં તે તેની મુનસફી ઉપર રાખવું. આ ઠરાવ મુજબ તે સારી સહવારથી ડીપુટી સાહેબ આગળ ભરાયો હતો અને પોતાની બધી હકીકત, શક, નીરાશી, આશા વગેરે વીસતારીને કહી સંભલાવ્યું હતું. તેઓ વાત કરતા હતા તેટલાં એક સીપાઇએ આવીને વરદી આપી "જનાબ, બેલગામનાં કામ બાબદ કોઇ મળવા આવ્યુંછ અને ઘણી વાર થઈ ખોટી છે."

"કોણુ છે?"

"સીપાઇએ હાથમાં કારડ મેલ્યો "ખાનબાહાદુર સરદાર કાવસજી"

ડીપુટીએ રાવજીને પરદા પછવાડે છુપાવ્યો અને પછી સરદાર સાહેબને અંદર બોલાવ્યા. તેઓ એક બીજા ગમ જોવા લાગ્યા. 'અંહં! દેખાયછ તો ગરીબ—ચેહેરો દલગીરીથી

ભરપુર છે. ઠીક છે, જોઇશું." આ પ્રમાણે ડીપુટી પોતાના મન સાથ વીચાર કરેછે.

"આએ કાકા કંઈ સેહેલાઈથી ઠગાય તેવા નથી. બીલાડા જેવી આંખ છે ને બડા જમાને ખાધેલ દેખાયછ." આ પ્રમાણે કાવસજીએ મન સાથ સેહરો કીધો.

કાલીએ પોતાની વાત શરૂ કીધી. જે અભાગ્યા શક ઉપરથી પોતે આએ રમખાણ જગાવ્યું હતું અને તે ઉપરથી મોરારરાવે પુછપરછ કરી અને રાવજીને બેલગામ મોકલવામાં આવ્યો તે સઘળી હકીકત કાલીએ વીસતારીને ખરેખરી કહી. તેણે કસું છુપાવ્યું નહીં. માણેકલાલની ચોપડી ઉપર રંગીલદાસનું નામ જોઈને તે ઠગાયો હતો અને પછવાડેથી તેઓ પીત્રાઇ નીવડયા તે સઘળું સાચે સાચું કાલીએ માંડીને કહ્યું. ડીપુટી સાહેબે સેજમાં જોઇ લીધું કે કાલી સાચું કહેતો હતો. ત્યારપછી તેણે પોતે મુંબઇ આવીને મોરારરાવને અને રાવજીને ખાત્રી આપવાની વાત કહી. તે વેલા કાલીના જાણવામાં પેહલીવાર આવ્યું કે 'ભુલામરી' ઉપર શકછે. તેણે પોતાનું વચણ આપ્યું કે એ સઘળી ભુલછે તે છતાં રાવજીએ વારંટ કાહાડીને એક આબરૂદાર બાઈને ફજેતો કરવાનો ઘણોજ બેહુંધો, બીનજરૂર અને આકળો રસતો લીધો. આ માટે રીપોરટ કરવાને કાલી મુંબઈ આવ્યો હતો. રાવજીને શીક્ષા કરાવવાની અથવા ઠપકો અપાવવાની તેની મતલબ ન હતી, કેમજે તેણે તો પોતાના વીચાર પ્રમાણે પોતાની ફરજ બજાવી હતી. પણ તે એમ અરજ કરવા આવ્યો હતો કે તે એકલી બાઇને વધુ હલાક કરવામાં ન આવે એવો હુકમ કાહાડવો. ઉપલા બનાવથી બાઇ ઘણી

ઘભરાઇ હતી અને મોટું અપમાન લીધું હતું અને તેણીને બચાવવાની કાલીને અરજ કરી હતી.

ડીપુટી સાહેબ જાણે પેહલીજવાર આ સઘળું સાંભળતા હોય તેમ ખુબ ધ્યાનથી બધું સાંભળી લીધું.

"સરદાર સાહેબ, આ સઘળાં માટે હું ઘણો દલગીરછું. અગર રંગીલદાસ ત્યાં છુપાયલો નહીંજ હોય અને એ બાઇને તે વાતની કશી ખબર નહીંજ હોય તો રાવજીનું આ પગલું અલબત ઉતાવળું ગણાય."

"એક ગ્રહસ્થ દાખલ હું તમારી ખાત્રી કરૂંછું કે એ રંગીલદાસ 'ભુલામણી' માંતો શું પણ બેલગામમાંબી નથી."

"હસે, પણ સરદાર સાહેબ. રાવજી બડો અનુભવી અમલદારછે અને પકાં કારણ વગર તે આવું પગલું ભરે એવો નથી."

"કારણો એના વીચાર પ્રમાણે હશે પણ તે નાપાયદાર છે. એ બચારી બાઈ એટલી તો એકાંત રહેછ કે તેના ઉપર શક લઈ જવો એ ઘાટકીપણું છે. એક કામન ગુનેહગારને અને તેબી વળી પરજાતને એ બાઇ છુપાવે એ કેવલ હસી કાહાડવા જોગ છે."

"કેમ કેહવાય ? બાઇ માણુસોમી કોઇવાર ઘણાં પક્કાં રહેછ."

"પણ એ ધનબાઇ માટે હું જામીનગીરી આપુંછ."

ડીપુટી સાહેબના મગજમાં તે વાર શું પસાર થતું હતું તે જાણવું મુશકેલ હતું. કાલી વળી પાછું બોલ્યો "તમો

માંગો તો બાઈ લખી આપવાને તૈયાર છે કે તેણીએ આએ રંગીલદાસને કોઇ દાહાડે જોયો નથી. અગર તેથી તેણીને હલાકી થતી અટકતી હોય તો તેજ પ્રમાણે હુંબી લખી આપવાને તૈયારછું."

"અં ! સરદાર સાહેબ, આએ કામમાં ફક્ત માણેકલાલ ને રંગીલદાસ સાથ ભેલી નાખવા શીવાય તમારો તો બીજો કાંઈ ભાગ નથીની ?"

"નહીં. પણ જુવોની સાહેબ, પેહલો બાન મારે હાથે બગડયો. હું મુરખ જેવો મોરારરાવ પાસ ગયો તેમાંથી આએ બાઇને અપમાન થયું."

"અલબત. તમે જો મુંબઈ નહીં આવતે તો આએ વાત બનતેજ નહીં. તમે સોગંદ ખાઇને કહેશો કે આ વાતમાં તમુને બીજો કસો હક ઇલાકો નથી ?"

"રંગીલદાસની બાબદમાં, હા."

"તારે હવે બોલો—આએ વાતમાં કંઈ ભરમ નથી !"

"નહીં–તમે શું કહેવા માંગોછ તે હું સમજતોનથી."

"માણેકલાલ આજ લગભગ ૭ મહીના થયા તમારી નોકરીમાં છે ?"

"હા."

"એ કાંહથી આવ્યો. તમે એને કયાંથી લાવ્યા ?"

"કોણ જાણે ! હું બાહારગામ હતો તારે મારા બેહેસ્તન માએ એને રાખ્યો હતો. તેવણની તબીઅત સારી નહીં હોવાથી કારભારી રાખવાનું તેવણને દરસ્ત લાગ્યું."

"પણ આખું બેલગામ તો એમ કહેછે કે એ માણેક-લાલને કાંઇજ કામ નથી અને એ તમારાં કુટુંબનો પુરાનો દોસ્ત છે એમ બાહાર બોલેછે."

"ભલે બોલે, પણ એ મારી ઓળખાણમાં નહીં હતો માએના સગામાં ઓળખાણવાળો હોવનો [illegible] જાણે."

"પણ મને ચોક્કસ બાતમી મળીછે કે 'ભુલામરી'ના દરવાજા ઉપર આખો દાહાડો નજર રાખવા ઉપરાંત તે બીજું કંઇ કરતો નથી. એકતો એ રંગીલદાસનો પી એ, વળી તમારો મફતનો પગાર ખાય અને 'ભુલામરી'ની ચોકી કરીઆ કરે એ સઘળું જરા 'ભુલામરી' માટે શક ભરેલું નથી? તમેજ કબુલ કરો."

"બાહારનાને એમ લાગે ખરૂં."

'હવે તમે મહેરબાની દાખલ સાચું કહો. આએ માણેકલાલ ને 'ભુલામરી' સાથ કશું લાગતું વળગતું નથી?"
મુઓ ફુરો! હવે શું જવાબ દે!

---

## પ્રકરણ—૪૫.

## ડીપુટી કમીશનર સાહેબ.

કારભારી તરીકે માણેકલાલ શું કામ કરે છે તેની ડીપુટી સાહેબને તપાસ લેતો આપણે ગયા અંકમાં છોડી ગયા છીયે. કાલી ઘણો ઘભરાવા લાગ્યો કે આ ચતુર અમલદાર આવી રીતની વાતચીતમાં કોણ જાણે શું શું શોધી કાહાડશે.

"જુઓ સરદાર સાહેબ, માણેકલાલ છ માસની વાત ઉપર બેલગામ આવ્યો અને તમારાં માજી પાસેથી તમારી જાગીરના કારભારી થવાની માંગણી કરી. હવે એ માણેકલાલને કારભાર કરવાનો કાંઈબી અનુભવ નહીં છતાં એને તમે પગાર આપો છો, અને એ આખો દાહાડો 'ભુલામરી' આગળથી ખસતો નથી તેનો અર્થ શો?"

"તે તો એ જાણે. મારા એસટેટનો કારભાર કરવાનું કામ શું મોટું છે? આઠ દાહાડામાં એક બચ્ચુંબી શીખી જાય."

"વારૂં ઠીક છે, આગળ ચાલો—માણેકલાલ કારભારી થયા પછી આઠ દાહાડામાં 'ભુલામરી'માં નવાં ભાડુત આવ્યાં—ખરી વાત કેની?"

"હા તેમાં શું?" કાલીએ એમ જવાબ દીધો ખરો, પણ તેની છાતી ઉછલાઈ જતી હતી. આએ નાપાક માણુસ બધી વાત જાણે જાદુગરની પેઠે ઠંડે પેટ બોલી જતો હતો.

"ત્યારે હવે વીચાર કરો. કારભારી આવે અને તેને કાંઈ કામ નહીં હોય, અને ત્યારપછી 'ભુલામરી' માં રહેવા ભાડુત આવે અને તેઓની ઉપર આ માણેકલાલ રાત દહાડો નજર રાખે, એ બધાંનો કાંઈપણ સબબ તો હોવોજ જોઈયે. માણેકલાલને એટલી બધી શું ગરજ પડીછે કે પોતાનો વખત અહીં નકામો કાહાડે તેની મને સમજ પડતી ન હતી, પણ તેબી ખોલાસો તમારે મોહાડેથીજ થઈ ગયો છે, કે માણેકલાલ રંગીલદાસનો પીત્રાઇ થાય અને તેથી પોતાના પીત્રાઈને બચાવવા તે અહીં પડી રહે છે."

"તમે નકામો વેહેમ લાવો છો સાહેબ."

"હશે, તેમબી હોય, પણ આ 'ભુલામરી' એક છટકી ગયલા ગુનેહગારને છુપાવવાને આબાદ લાયક જગા છે. તમે જો તે ઉપર ધ્યાન ખેંચ્યું નહીં હતે તો એ ગુનેહગાર વરસોના વરસો સુધી અહીં ભરાઇ શકતે. વાસતે મારૂં તો મત છે કે રંગીલદાસ ત્યાં છુપાયલો છે અને માણેકલાલ તમારા કારભારી હોવાનું ઓઠું રાખી ત્યાં ચોકી રાખે છે."

માણેકલાલ જોકે રંગીલદાસ નહીં પણ બીજાજ ઘણી ઉપર નીગ્રા રાખતો હતો તોયે ડીપુટી કમીશનરે ચીતારેલું ચીત્ર એટલું તો આબાદ હતું કે તે જાણે એક જાદુગર હોય તેમ કાલીને લાગ્યું. તે હવે જવાબ શું આપે? તેણે આ સઘળી વાત ઘસીને ના પાડી.

"તમારૂં મત તમુને મુબારક છે સરદાર સાહેબ, પણ આખર કરેતે એ તમારૂં મત માત્ર છે. એશીમેર મારૂં પણ

મત બાંધવાને હું શકતીવાન છું. મારૂં માનજો સાહેબ કે રંગીલદાસ ત્યાં ભરાયલો છે અને તે લોક તે વાત તમારેથી છુપાવે છે."

"પણ સાહેબ, એમ બોલીને તમે બીચારી ધનબાઇજી ઉપર એક જાતનો નજીસ બટો મુકો છો."

"તે હું કહી શકતો નથી. કદાચ એ રંગીલદાસ સાથ તેવણુને કાંઇ લેવડદેવડ હોય, કે કુટુંબનો કોઇ આગલો મીત્ર હોય, કે તેવણુનો કોઈ નોકરનો સગો હોય, તે સાથે મારે કાંઇ કામ નથી, પણ રંગીલદાસ ત્યાં છે ને ફ઼ર છે."

કાલી હવે ઠાકો. બોલવાનું કાંઇ બાકી રહ્યું નહીં. ડીપુટી સાહેબ તો હસતું મોહ કરીને તેના ગમ જોવા લાગ્યા. આખરે કાલી બોલ્યો:—

"પણ મેહેરબાન સાહેબ, તમારા માનીતા ડીટેકટીવ રાવજીએ આખી 'ભુલામણી' છાપડાંથી તે ભોંયરાંસુધી તપાસી છે તેનું કેમ?"

"એંહ! તેમાં શું? કોણ કહેછ કે આખી 'ભુલામણી' તપાસી? એ પેહેલી તપાસ તો ઉપર ટપકે હતી. બીજી ભરાવાની ઘણીબી જગા હશે."

"પેહેલી તપાસ! ઓ બાપરે! ત્યારે મોહોકાન હજી બાકી હતી શું?"

"નહીં સાહેબ, હું તમને ખાત્રી આપું છું કે તમે સજડ ભુલથાપ ખાઓ છો. હું કોઇવાર સપત લેતો નથી પણ આ વાર હું મારા બેહેસતી બાપના સપત લઈને કહું છું

કે એ રંગીલદાસ 'ભુલામણી' માં નથી અને કોઇવાર હતોબી નહીં. હું ખાસ એ વાત જાણું છું. ગરીબ બીચારી ધન-બાઇજીને હું અવારનવાર મળવા જાઉં છું અને મારી ખાત્રી છે."

ડીપુટી સાહેબ મુછમાં હસ્યા "હાજી, તમે ત્યાં રાતના જાઓછ તેની મને ખબર છે. મેં સાંભળ્યુંછ કે એ બાઈ ઘણાજ સોવામણા છે."

પેહેલાં તો કાલી સમજ્યો નહીં, પણ જ્યારે તેને ધ્યાન આવ્યું ત્યારે તે લાલચોળ થઈ ગયો.

"સરદાર સાહેબ, બેઅદબી માફ છે, હું તો ફક્ત રમુજને ખાતર બોલ્યો."

"સાહેબ, એવી જાતની રમુજ મને પસંદ નથી, હું પર-ણેલો ગ્રહસ્થ છું."

કાલીએ આ પ્રમાણે આ નાપસંદ વાતને બંધ કરી નાંખી, તે એટલાં સુધી કે ટકોરમાં આવેલા ડીપુટી સાહેબ પણ જરા ખશીયાણા પડી ગયા. પોતાના ભાઈની ધણીઆણીને માટે આવો બુરો વીચાર કોઇથી લઇ જાય તેથી ભલા કાલીને ઘણો ચટકો લાગ્યો, પણ તેને એટલો વીચાર નહીં આવ્યો કે આવોજ બુરો વીચાર આખું બેલગામ, તેની ધણીઆણી સુધાં, ધરાવતું હતું.

આ પ્રમાણે કાલીની આ મુલાકાતનો છેડો આવ્યો. હવે પછી 'ભુલામણી' ને વધારે છેડવામાં નહીં આવે એવી અસર તેણે કરી છે કે નહીં તે માટે કાલીને શક હતો. ડીપુટી

કમીશનરે માત્ર એટલોજ જવાબ દીધો હતો કે સરદાર સાહેબે જે કાંઈ કહ્યું છે તે ઉપર વીચાર કીધામાં આવશે. બધી મોહોકાણમાં વળી એક વધી હતી તે એ કે રંગીલદાસ અને માણેકલાલ સગા છે, એ ખબર પોલીસને પડવાથી તેઓને મનથી ચોકહું વધારે બંધ બેહું હતું. વળી તે ખબરનો આપનારબી કાલીજ. કાલી મનથી વીચારવા લાગ્યો કે દાદાર હોરમઝદ મારા ઉપર કોઇ વાતને માટે ગુસ્સે છે કે શું? હમણાં મારેથી સઘળું ઉલટુંજ કેમ થાય છે? અલબત, ધનબાઇજીને કોઈબી રીતે મુંઝાવામાં નહીં આવશે એવી તેની ખાત્રી કરવામાં આવી હતી, પણ તેમાં શું વળ્યું. 'ભુલામરી' ઉપર દરોરો પડે એટલે મુશકેલી તો ત્યાં હતી.

કાલીની જેવી પીઠ ફરી કે ડીપુટી સાહેબે બારણું બંધ કીધું અને પરદાની પછવાડે છુપાયલો રાવજી બાહાર આવ્યો. કાલી સાથની સઘળી વાતચીત ઉપર વીચાર નવેસરથી કરવામાં આવ્યો, સઘળી તકરારો તોલી જોવામાં આવી, અને પરીણામ એ નીપજ્યું કે રાવજીને પાછું બેલગામ જવાનો હુકમ થયો.



## પ્રકરણ—૪૬.

## ધાસ્તી ભરેલી બીમારી.

કાલીનો જીવ એટલો ઉદાસ હતો કે તે કમીશનરની હાજરીસમાંથી પાધરો સ્ટેશન ઉપર ગયો અને ટ્રેનમાં બેશી બેલગામ આવ્યો. હરીઓ બંગલાની બાહાર ઉભો હતો તે શેઠને ચાલતા આવતા જોઈ તુરત આગળ ગયો અને હળવેથી કહ્યું "જી, આજે 'ભુલામણી' માં કાંઇ ગડબડ જેવું જણાયછે."

કાલી ચમકીને "હેં! તે શું? વળી શું નવી પંચાત છે?"

"હું જાણુંછ કે શેઠજીની તબીયત એકાએક બગડી આવીછે."

"તેં કેમ જાણ્યું—શું છે?"

"બાઇએ મને ચીઠી આપી જમશેદજી પંથકીને ત્યાં મોકલ્યો હતો. રસ્તામાં મને ભીખી વેહેલી વેહેલી જતી મળી. તે કહેવા પડી કે શેઠજીને એકાએક બહુજ વીચી આવ્યું છે, અને ગમે તે થાય પણ ડાકટરને બોલાવવા શીવાય છુટક નથી. ડાકટર ડોસાભાઇને તો તેડાવાય નહીં, કેમજે તેવણ વખતે બાહાર વાત કરે તેથી પાસેના ગામમાંથી ડાકટર મનડેને બોલાવ્યા છે."

"તોબાહ! તોબાહ! ગુંચવણ એક ઉપર એક વધતી જાય છે. એનો અંત કોણ જાણે કેમ આવશે. આએ વલી નવા ડાકટરને ઘરમાં સામેલ કીધાથી રખે વળી કાંઇ નવી પંચાતી આવી પડે. પણ બાઇને છે શું?"

"કોણ જાણે, એમ તો કહેછ કે એવણ બેસુધ થઇ એકદમ પડી ગયા, અને ઘણાથી ઉપાય કીધા પણ લાંબો વખત સુધી હુશીઆર થયા નહીં તેથી બાઇ ને બધાં ગભરાઇ ગયાં ને ડાકટર સારૂં દોડાદોડ કરી મુકી. હમણાં તો સારી પેઠે છે સાહેબ, તેથી તુરતને તુરત જવાની જરૂર નથી. પાંસરાંમાં ચશક મારી આવ્યાથી આમ થઇ ગયું હતું, પણ હમણાં તો પોઢેલા છે."

"ખોદા જાણે એ દરદ શાનું છે? ડાકટર આવ્યા હતા કે."

"નહીંજી હજુ સુધીતો આવ્યા નથી."

વાડીમાં પુતળી બેઠેલી હતી ત્યાં કાલી જઇને ઉભો. પુતળીના ડાચાં બેસી ગયાં હતાં અને આંખે કાજળ પડી હતી. કાલી નીસાસો નાખીને તેની પાસે બાજઠ ઉપર બેઠો. "પુતળી આવી હવામાં તું બેસેછ તે ઠીક નહીં."

"કાંય નહીં? મને શું છે? ને કદાચ મને દુઃખેવીચે તો હવે હું કયાં કાંદાની ન્યાત જમાડવા જીતવાની છું?"

પુતળીના આવા તાણાથી કાલીનો ઉસકેરાયલો જીવ વધુ બેતાબ થયો. પુતળી એમ કહેવા માંગતી હતી કે તારે લીધે મારી જીંદગી હવે મને અકારી પડી ગઇ છે એટલે મારે જીવવું નકામું છે.

"પુતળી તારા આવા સખુનથી મારાં જખમી થએલાં દીલને વધુ જખમી તું શું કરતી નથી! ખોદા મારો સાહેદ છે કે આજે જે મેં ખમ્યું છે તેથી વધારે ખમવાની મારામાં તાકાત નથી."

પુતળી આખર કરે પણ ગરીબ અને મસાકુ હતી. કાલીના ચેહેરા ઉપર ચીંતા અને અફસોસનો બેશક છાપ હતો. તે જોઇ તે બોલી "હું શું કરૂં કાલી, મારૂં જો ચાલતું હોય તો તુને અને મને બંનેને આએ સંકટમાંથી દુર કરૂં."

"દુર કરવાનું તારા અખત્યારમાં નથી, મારી વાહાલી, પણ તું તેમાં વધારો ના કર."

"પણ તે કેમ ?"

"મારી આસપાસ ધાસતી અને સંકટ ફરી વળેલાં છે. ઘરમાં કે બાહાર, આશાનો અથવા શાંતીનો એક કતરોબી નજર પડતો નથી. આવી હાલતમાં અગર હું મારી જીંદગી છોડી દઈ પેલી જાહાનમાં ચાલી જવા ઇચ્છું તો તેબી કદાચ મને ખોદા માફ કરે."

"તમે આજે મુંબઇ ગયા તેથી જરા જીવ વેરાયો કની !"

"અરે—તોબાહ—નહીં. આજનો દાહાડો તો સર્વે કરતાં વધારે મુશકેલ ગયો છે. હું અહીં પાછો ફરયો ત્યારે ઘેરમાં ને બાહાર વધારે ખાનાખરાબીનાં સમાચાર અને ઉદાસીનાં કારણ મળ્યાં છે."

આટલું બોલી કાલી ગમગીન જીવે ઘરમાં ચાલી ગયો. પુતળી હેતભરી આંખોથી તેના ગમ જોયા કરતી હતી. પોતાના ભરથાર ઉપર આ કાંટા કેમ ગલબો કરે છે તેની તેણીને સમજ પડતી ન હતી.

કાલી હરદમ પુછતો કે ખોદાનો કોપ તેના ઉપર ઉતરયો છે કે શું.- સારૂં કરવા જતાં સઘળુંજ બગડી કેમ જાય છે.

તેમજ અદી પણ મન સાથ મુંઝાતો કે કીસમત આ પ્રમાણે તેને દગો શા માટે દેતું હશે.

જ્યારે અદીની તબીઅત બગડી આવી ત્યારે ગુલીના મનમાં એમ કે ડાકટર મનડે ગુપચુપ આવશે અને દવા આપીને ચાલી જશે. તે કાંઇ પુછવા આવવાનો છે કે એ કોણ આજારી છે; અને લોક શું જાણવાનું છે?

પણ ડાકટર તો બપોરનાં પોતાની બગીમાં આવ્યા અને ગાડી બાહાર ઉભી રાખી માંહે ગયા. હવે બનનારી હશે તે ક્યાં જવાની છે? આ વાર ડાકટર ડોસાભાઇનું પોતાની દીકરી સીલ્લા સાથ ત્યાંથી જવું થયું. તેવણે ડાકટર મનડેની બગી તુરત ઓળખી અને ઘણાં અચરત થયા, કેમજે બેલગામમાં કોઇબી બીમાર હોય તેને સારૂં બાહારગામથી ઇંગ્રેજ ડાકટરને બારોબાર બોલાવવો એ લગાર અસાધારણ બનાવ હતો. ડાકટર ડોસાભાઇ ઘોડાવાલા પાસે ગયા અને પુછયું "ડાકટર કાંહ આવેલો છે?"

"અહીં બંગલામાં સાબ."

"કીયા બંગલામાં, કાવસજી શેઠના!"

"નહીજી, આએ 'ભુલામરી' માં."

"કોણ સીક છે!"

"તે તો મને ખબર નથી સાબ, મારા સાબને ચીઠી આવી—

પણ એવામાં ડાકટર મનડે પોતેજ બાહાર આવ્યા. આ બે વચ્ચે સારી પીછાંણ હતી. તેઓએ શેકહાંડ કરી પછી ડોસાભાઇ ડાકટરે પુછયું "કેમ કંઈ આટલું લાંબે આવવુ

પડયું—બાઇ સીક છે કે ? અજબ છે કે તમુને બોલાવવા સારૂં મને નહીં કહ્યું. એ બાઈની તો હું દવા કરતો હતો."

"બાઈને કંઈ નથી. હું તો કોઈ ગ્રહસ્થને દવા આપી આવ્યો."

"ગ્રહસ્થ। 'ભુલામરી' માં ગ્રહસ્થ તો કોઈ નથી !"

"પણ હમણાં છે. તેવણનું નામ હું જાણુતો નથી. બાઇનો કોઇ સગો હશે."

"પણ એ ધણીને છે શું ?"

"હું ધારૂંછ કે કેસ ઘણો ખરાબ છે. મારા વિચાર પ્રમાણે એનું લીવર પાકીને પરૂં થયલું છે ને તેમાં આજ સુધી કંઇ દવાદારૂ કે ડાકટરની મદદ લીધી નથી તેથી મામલો બગડી ગયલો છે."

"ચાલો, ગમે તે હોય. આપણુને શું. પણ ડાકટર મનડે જરા તમે મારી સાથે એક પાસેના છાપડાંમાં આવશો. ત્યાં એક મુફલેસ ડોસાંને મારે તમુને દેખાડવાં છે."

સીલ્લાને ઘર જવાનું કહી આ બે ડાકટરો બગીમાં બેસીને હંકારી ગયા. હવે સાંટક જુઓ. તેજ દાહાડે રાવજી મુંબઈથી ટ્રેનમાં પાછો આવી પોંચ્યો, અને 'ભુલામરી' આગળથી પસાર થતાં ડાકટરની બગી ઉભેલી જોઇ એટલે સુંધારા લેવા ઓથામાં ભરાઇને ઉભો. તેણે આ બન્ને ડાકટરોને વાત કરતા જોયા. જેવી બગી બેમાલમ થઇ કે તે બાહાર આવ્યો અને સામેથી સીલ્લા મલી "રામ રામ બાઇ સાહેબ, કેમ છો ?"

"ઓહો, સખારામ, મને તો રાધાબાઈ કહેતાં હતાં કે તમે તો પાછા ગયા."

"નાજી, ડાકટરને પુછાવ્યું તે મને હજી કાલેજમાં જવાની રજા આપતો નથી. આઠ દશ દાહાડા વધુ રહેવા કહે છે. આ ગાડીમાં ગોરા ડાકટર સાહેબ ગયા નહીં વારૂં!"

"હા, પાસેના ગામના ડાકટર મનડે."

"એવણુ શા સારૂં આવ્યા? કોઇ સીક છે શું?"

"કોણુ જાણે—મારા બાવાજીને ખબર નથી. કોઈ 'ભુલા-મરી' માં સીક છે."

"કોણુ હશે?"

"કોઈ શેઠ સીક છે એમ તો મેં અછડતું સાંભળ્યું. વખતે ધનબાઇજીના ધણી આવ્યા હશે. ગમે તે હોય પણુ તે બીમારી ઘણી કાહેલી જણાયછ, કેમજે ડાકટર મનડે બોલતા હતા કે તે બચે એવું નથી."

હલલો! રાવજીને મને આ ખબર તો નરાં વાજાં અને ઢોલ હતાં! રંગીલદાસબા પટકાયાછ કે શું. વળી પાછી સીલ્લા બોલી "ભુલામરીના ડાકટર તો મારા બાવા છે ને આએ વખત ધનબાઇજીને એ શું ફાંટો આવ્યો?"

"વખતે પેલો બુઢો માળી મરવા સુતો હશે" રાવજીએ હળવેથી કહ્યું.

"હોયબી, પણુ હું તે માનતી નથી. તે તો આવી રહેલો છે ને તેને ખાતર મોટો ખરચ કરી ડાકટર મનડેને શું કરવા બોલાવે. છતા બાવા અહીં છે ને?"

ખરી વાત! એક ઘરડા માળીને ખાતર ઇંગ્રેજ ડાકટરને બોલાવે તો નહીં. ત્યારે કોણ સીક છે રંગીલદાસ? જાણી જોઈને ડોસાભાઈને અખાડા કીધા અને બાહારનો ડાકટર બોલાવ્યો કે ઓળખે નહીં! શીરીનબાઇ તમે આજે મારૂં કામ નકી કરી આપ્યું. જીવતાં રહો. અલબતે રાવજી આ પ્રમાણે પોતાના મન સાથ વમાસતો હતો. સીલા તો ત્યાંથી ચાલી ગઇ. હવે કરવું કેમ. ડાકટર મનડેને મળીને એ કોણ સીક છે તેની કાંઇક વીગત મેળવવી જોઇયે. વખતે પેલો ઘરડો માલીબી હોય. કદાચ ડાકટર ડોસાભાઈ સાથ કાંઇ નાપસંદ બોલાચાલી થવાને લીધે ભલતા ડાકટરને બોલાવ્યો હોય. વખતે બીમારી એવી સખત હોય કે બાઈએ પોતાના આ માનીતા નોકરને બચાવવાને વધારે ઉસતાદ ડાકટરને બોલાવવાની જરૂર જોઇ હોય. આ સઘળું બનવાજોગ તો ન હતું, પણ કોણ જાણે! ડાકટર મનડેને પુછયાથી સઘળો ભરમ જણાય.

"મારે એ ડાકટરને તુરત મળવું જોઇએ. વખત ખોવામાં સાર નથી. આએ ઘણી બીમાર પડયો છે એટલે સેહેલાઇથી છુપાઇ અથવા છટકી શકનાર નથી. એ રંગીલદાસ એવો ખવીસ છે કે પકડાઈ જવાના કરતાં મરતો મરતોબી નાહાસી જશે. માટે, બચ્ચા રાવજી, આ વખત આળસ કરવાનો નથી. આજ રાતોરાત ડાકટર સાહેબને છંછેરવા જોઇએ."

જ્યારે રાવજી ડાકટરના ઘર આગળ આવી પોંહોંચ્યો ત્યારે રાતના નવ વાગેલા હતા.

"ડાકટર સાહેબ મકાનમાં છે?"

"નહીં, બહાર ગયલા છે."

"મને ઘણું અગત્યનું કામ છે, ક્યારે આવશે?"

"ખબર નથી, સાહેબ રાતના કોઇ ઘરાકને મળતા નથી."

"ચીંતા નહીં. હું ઘરાક નથી. મારૂં કામ બીજુંં છે. ડાકટર સાહેબ આવે ત્યાં સુધી બેસુંછ."

સુરતી લાલીઓ જે જરા ચીબાવલો અને તડકડો હતો તેને આ વાત ગમી નહીં, પણ રાવજીએ તેને કસું કોઠું આપ્યું નહીં અને એટલા ઉપર મજેહથી રાહ જોતો બેઠો.

રાવજીને વીચારવાનું ઘણું હતું. રંગીલદાસ 'ભુલામણી' માં ભરાયલો છે તેતો જાણે તેણે નજરે જોયું હોય એમ તેની ખાત્રી હતી. વળી માણેકલાલ આ 'ભુલામણી'ને છાતીએ લગાડીને ત્યાં પડયો પાંથરીઓ રહેતો હતો તેની પણ સમજ પડી ગઈ. પોતાના ભાઈને બચાવવા આમ ન કરે તો પછી ક્યાં જાય? રાવજીના વીચાર પ્રમાણે સઘળી મુદ્દાની સાંકળ હવે જોડાઈ રહી. તેણે મુંબઇ જવાની અગાઉ નાહાલી ડોસાંને એકવાર ફરીથી ખુબ ચાંપી જોયાં હતાં. અને પોતાની ખાતરી કરી લીવી હતી કે જે ઘણીને નાહાલી ડોસાંએ જોયો તે કાલી હતોજ નહીં. વળી તારીખ વાર તપાસતાં રાવજીએ નકી કરયું હતું કે જે દાહાડે ડાકટર ડોસામાઇ નાહાલી ડોસાંને 'ભુલામણી' માં લઈ આવ્યા તે દાહાડે તો કાલી મુંબઇ ગયલો હતો. મુંબઈમાં કમીશનર સાહેબની રોજીંદી નોંધ ઉપરથી તેને આ ખબર મળી હતી. કાલી

ગમે તે કારણ માટે 'ભુલામરી'માં જતો હોય, પણ જે રાતે નાલીબાઈએ જોયો તે કાલી નહીં. આવાં સરસ પાણા કોઈ વાર રાવજી ખેલાડીનાં હાથમાં આવ્યાં ન હતાં.

ખોટી થતાં રાવજી ઠાકયો નહીં. દસ વાગ્યા અને ડાકટર મળે નહીં. થોડીવારે એક ગંભીર દેખાવની મડમ બાહાર આવી. તે ડાકટર મનડેની બાનુ હતી.

"મારા ધણીને ખાતર તમને આટલી બધી વાર ખોટી થવું પડયું તેથી દલગીર છું. એવણ કાંહ રોકાયાછ તે જો મને ખબર હતે તો માણસ મોકલીને તેડાવી મંગાવતે. મારો નોકર કહેછ કે તમારૂં કામ ઘણું અગતનું છે?"

"હાજી, પણ હું ધારૂંછ કે ડાકટર સાહેબ હમણા આવી પોંચશે."

મડમ પાછાં માંહે ગયાં, અને પાંચ મીનીટમાં ગાડી ધમ-ધમ કરતી આવી પોંહચી. ડાકટર મનડે ઠીંગણા અને ખાસ્સા માતેલા હતા. તેવણના બાલ પાકી ગયલા હતા. અલબતે તેવણની સાથે વાત કરવામાં પણ ઘણી સીફ્તની જરૂર હતી. તેને જો એકદમ પુછે કે આજે જે બીમારને જોઈ આવ્યા તે કહો કે એક નાહાસી ગયલો બંધવો છે કે નહીં તે હું જાણું, તો ડાકટરનું મોહોડું તુરત બંધ થઇ જાય. કદાચ ખોલ્લે ખોલ્લું કહી દે કે હું મુંબઈથી ડીટેકટીવ આવેલો છું, અને કાયદાના નામથી તમારી મદદ માગું છું તો ડાકટર વખતે કહે, પણ આ સેવટનો ઉપાય સેવટ સુધી રાખવાનો રાવજીએ ઠેડાવ કીધો.

ડાકટર આગળ બેસી હળવે સાદે તેણે ' ભુલામરી ' માંનાં બીમારની હકીકત ઘણીજ કાળજીથી પુછી.

"તમે એ ધણીના કોઇ અતલગના દોસ્ત હશો?" ડાકટરે પુછયું.

"ધણી" આ શબ્દે એક શકતો દુર કરયો. ત્યારે જે બીમાર છે તે મરદ તો છેજ.

"ડાકટર સાહેબ તેનામાં મારો જીવ જાન ભરેલો છે." આ પેચવન જવાબનો ખરો અર્થ ભલા ડાકટર કાંઇ સમજ્યા નહીં.

"હું કહેવાને ખરેખર દલગીર છું કે તેની હાલત ઘણી બારીક છે. આજ સુધી કોઇ ડાકટરની સલાહ નહીં લીધી એ અજબ જેવું છે. તેનું લીવર પાકીને ફુટી જવાની અણી ઉપર છે."

"ત્યારે તો એ બચે નહીં?"

"હું તો નહીં ધારતો. મારી આટલી લાંબી અજમાયશમાં મેં એવો બીમાર સાહાજે થયલો જોયો નથી."

"ને એવા બીમારો ઘણા રીબાયછ કે?"

"નહીં—જલદી આંકો આવી જાયછ."

રાવજી આ ખબરથી મુંઝાયો. છેક ફતેહના કીનારાપર તરી આવીને હવે મોહોત તેના હાથમાંથી શેકાર ખેંચી લઈ જાય એવું થયું. બધી મેહેનત ધુળમાં મળી જવાનો સંભવ હતો. મુંબઈ જઈને ઇનામ મેળવવાનું બધું હવામાં ઉડી ગયું.

"ડાકટર સાહેબ, એની ઉમર કાંઇ ઘણી નથી?"

"નહીં, પાકટ તો ખરીજ તો."

"શાથી એ દરદ થતું હશે સાહેબ?"

"ઘણી ચીંતા, ઘણી દલદેસરી, ઘણો દારૂ, ગોંધાઇ રહેવાથી."

"ત્યારે હવે બીલકુલ આશા નથી?"

"તેતો કેમ કહેવાય. હું એકવાર ફરીથી તપાસી જોઉં તો કહું. હાલ મારૂં મત એવું છે કે નીશાનીઓ સારી નથી."

"તમે પાછા ક્યારે જોવા જવાના છો સાહેબ?"

"કાલે. જોવા વગર ચાલે તેવું નથી. કાંઇ નહીં તો ઓછામાં ઓછા બાર મહીના થયા આ દરદ ચાલતું હશે."

રાવજીની ઘણી મરજી હતી કે આ બીમાર જાતનો કોણ છે વગેરે પુછે પણ રખે ડાકટર ચમકી જાય તેથી તે બીધો. તોબી હીંમત ધરી તેણે પુછ્યું.

"એનો દેખાવ હમણા કેમ લાગેછ; ડાકટર સાહેબ?"

"દેખાવ મજાનો છે. આટલાં દરદ છતાં સોવામણો છે. દાંતબી જાણે મોતીના દાણા! જોકે સેહેજ બાલ પાકી ગયલા છે તોબી એને ચાલીસ વરસથી વધારે નહીં હશે."

"નહીં સાહેબ, સાડતીસ વરસ છે. એ બચગીમાં ઘણોજ સોવામણો હતો સાહેબ. ખાસ્સો ઊંચો, મજબુત અને હસમુખો હતો."

"હા—હમણાબી તેવોજ છે. એના મગજ ઉપર કોઇ મોટી ચીંતા જણાયછ, તે શું છે?"

"સાહેબ, એ આફ્તત બરી મોહોટી છે—પણ હાલ હું તેનું વર્ણન આપી શકતો નથી. એ સંકટ હજુર મટયું નથી,

પણ ખોદા ચાહાશે તો એ ચાર દાહાડામાં બધું તમે જાણુશો."

ડાકટર કાંઇ બોલ્યા નહીં. રાવજીનું હવે કામ ખલાસ થયું, અને તેબી ઠીક રીતે. જે તેને જાણવું હતું તે બધું જણાયું. તેના મનની સઘળી ભ્રાંતી દુર થઈ. આહ! રંગીલદાસ! કેમ હવે?

"પેલી ખુબસુરત બાઇ જે 'ભુલામરી' માં રહેછ તે કોણ છે?" ડાકટરે સાદાઇથી પુછયું.

"એની શેઠાણી થાય સાહેબ." રાવજીએ બોરંગો ઠોકયો.

"માફ્ કરજો હો, ડાકટર સાહેબ, તમને ઘણી તસદી પડી."

"કાંઇ ચીંતા નહીં. પણ ભાઇ, મેં મારૂં મત કાંઇ હજુ નક્કી આપ્યું નથી હો. મારે નામથી કોઈને નકામાં ચમકાવતા ના."

"અરે નારે ડાકટર સાહેબ—સાહેબ મેહેરબાન, હું રજા લઉંછ."



## પ્રકરણ—૪૭.

## ભુલામરીની બીજી મુલાકાત.

રાવજી ઘણો ખુશાળ હતો. સહવારના રંગીલદાસને જકડી પકડીને મુંબઈ લઈ જવાનો. ફક્ત દુધમાં ખટાસનું એકજ ટીપું પડયું હતું કે તે મરતતોલ હાલતમાં હતો, અને વખતે તેને લઇ જઇ શકાય તે અગાઉ તે મરણ પામે.

જ્યારે તે 'ભુલામરી' આગળ આ પ્રમાણે વમાસતો આવી લાગ્યો ત્યારે રાતના બાર વાગેલા હતા. તોબી પોતાની છુપી કુંચી કાહાડીને દરવાજો ઊઘાડીને બગીચામાં પેઠો. બંગલામાં સઘળું ચુપચાપ હતું. રોશની, ગરબડ, વાતચીત કાંઇ મળે નહીં; એટલું તો શાંત બધું જણાતું હતું કે જાણું માંહે રહેવાવાળાં ઘર ખાલી કરી ગયાં હોય. હળવેથી આગલું બારણું તપાસી જોયું તો માંહેથી બંધ હતું. કળ દીધેલી હતી એટલુંજ નહીં પણ માંહેથી લોહોડાંની આલડ્રાપ લગાડેલી હતી.

"ઠીક છે, આવતી કાલ સુધી આ પ્રમાણે બંધબસત રાખવાને તમને રજા છે. પણ ત્યારબાદ રંગીલદાસ તું મારો છે. પછી આલડ્રાપ કે કળ તુને બચાવી શકનાર નથી."

આટલું બોલી રાવજીએ ત્યાંથી રૂખશદ લીધી. એણીમેર રાવજીના જવા પછી ડાકટર મનડે વીચાર કરવા લાગ્યા કે આ ધણી કોણ હશે, તે ક્યાંથી આવ્યો; વાતની ગરબડમ તેવણ તેનું નામ પુછવાંતો ભુલીજ ગયા હતા.

સહવાર પડી. 'ભુલામરી'ના બગીચાએ કોઈને એમ નહીં જાહેર કર્યું કે રાતના કોઇ અત્રે ફરી ગયું હતું. ગુલી સુફેદ સાડી પેહેરીને નાસતા ઉપર બેઠી હતી. પાસે તેણીનો બુચો ઢળેલો હતો.

"મારો જાલ—મારો દીકરો—મારો ડાહ્યો ગરીબ ગાય છે. હમણા ચાઈ ચાઇની કોકો પેહેરાંઉચ ને મારા જાલને વાડીમાં મોકલુંછ—ઓ! દીકરા!" ગુલીની બોલવાની ધપ અત્રે ફરી ગઇ. બીજાઓની પેઠે જો આપરે નચીંત હોઈએ તો હું બીજું કંઇ માગતી નથી."

અદીના અચબુચ આજારી પડવાથી અને ભલતા ડાકટરને બોલાવવાની ફરજ પડવાથી ગરીબ બીચારી ગુલી ગુંચવાઇ ગઇ હતી. ડાકટરના જવા પછી તે છેકજ દબાઇ ગઇ અને ઝાર બેજાર રડી. એવામાં અદી અંદર આવ્યો અને તેણીને પટાવી, ધમકાવી પણ જ્યાં જીગરજ જખમી થયું હોય ત્યાં બહારનો મલમ પટો ફોકટ છે.

સહવાર પડી અને ગુલી નાસતા ઉપર બેઠી છે. તે ખોદાના હજારો હજાર શોકરાના કરવા લાગી કે વારૂં અદી એમ પટકાઇ પડયો ત્યારે પેલો ડીટેકટીવ નહીં આવ્યો એટલુંબી ગણીમત હતું. જો તે વખત આવતે તો પછી અદીનું શું થતે. રાતના કાલી ગુપચુપ આવી ગયો હતો, અને સર્વેને સાવચેત રહેવા કહ્યું હતું, કેમજે વખતે ફરીથી ઝાડા લેવાય એવો સંભવ હતો.

ગુલી ચાહ પીતી વીચાર કરે છે "આએ જગા આસ્તે આસ્તે વધારે જોખમ ભરી થતી જાય છે. કાંઇબી કરીને

અહીંથી નીકળી જવાય! હજુ મુંબઇમાં રહેવું એ કરતાંતો સલામત છે."

કાંઇબી કરીને બેલગામથી છટકી જવાનો ગુલી લાગ શોધતી હતી. કામ પડે તો પોતે અને પોતાનો બુચો કરીને રહે, અને અદીને મોકલાવી દે એવોબી તેણીનો ખ્યાલ હતો. પણ આએ હેરેમન ડીટેકટીવ જ્યાંસુધી કાળું કરે નહીં ત્યાંસુધી કાંઇ બની શકે નહીં. હાલતો મુંગા મરી રહેવા સીવાય બીજો ઉપાય નહીં. તે રાત દાહાડો દુવા માંગતી કે તેણીના ધણીને કોઈ રીતે ઇજા નહીં આવે.

ભીખી માળપર બીછાણુ પાંથરતી હતી. જાલ મુગો મુગો પડી રહ્યો હતો, તે એટલો ચુપ હતો કે તેની તબીઅત બાબે શક આવે. તંદરોસ્ત બચું કાંઇ એમ પડી રહે નહીં. અચબુચ જાલ રડયો, અને ગુલી તેને ઉપાડવા ગઇ તેટલાં બારીએથી નજર પડી તો—— ઓ પેદાના કરનાર! રાવજી! અને તેની પુઠે આગલનાજ બે સીપાઈઓ! અને તેબી વળી પોલીસના કપડાંમાં. તે લોક 'ભુલામરી' માં કાંઈબી ખબર આપવા વગર દાખલ થયા હતા, અને ઝપાટાબંધ બંગલા આગળ આવી ઉભા હતા. ગુલીને લાગ્યું કે અદી કેમ છુપાય છે તે તે લોકે શોધી કાહાડેલું હોવું જોઇએ.

"ઓ દાદાર હોરમઝદ—અમો નાચારનો નેઘેબાન થજે–" નાચાર ગુલીએ નીસાસો નાખ્યો.

---

## પ્રકરણ—૪૮.

## રાવજીની નીરાશી.

જ્યારે રાવજી સપાટાબંધ ગુલીના ઓરડામાં ધસ્યો પેઠો ત્યારે ધરડો માલી બાહર કાપતો હતો અને વાડીમાં ઝાડુ કાહાડતો હતો. ભીખી તેની આગળ કપડાં સુકાવા નાખતી હતી. પેલા ચોકીને માટે રાખેલા સીપાઇઓનું ધક ધ્યાન સઘળું આ ભીખી ઉપર હતું.

"આએ મુવાઓ મને નજરકેદ રાખી ઉભાછ. હું જો બાહાર કેઠે જવા કરશ તો જરૂર મને અટકાવશે, કે રખેને હું મારા શેઠને ખબર પોંચાડું. ખોદા કરે તે ખરૂં. એ લોક ગઇ કાલે આવતે તો પછી કેમ થતે?"

રાવજીના મનમાં તો હવે નક્કી કે રંગીલદાસ મરતતોલ હાલતમાં બીછાણા ઉપર સુતેલો હશે, અને તેને તેવી હાલતમાં પકડીને બેડી ઠોકતાં શી વાર? પણ ઇનસાન ચાહેછ શું ને પરવરદેગાર કરેછ શું. બંગલામાં આજારી માણસનું નામ નહીં મળે. ઓરડા ઝાડી ઝુરીને સાફ કીધેલા હતા; બીછાણા પાંથરીને તૈયાર હતાં. ટુકમાં છેલ્લીવારની મુલાકાત વેળાએ જેમ હતું તેમાં ને હમણાની ગોઠવણમાં કસો ફરક ન હતો. બધી રીતે તપાસી જોયુ, પણ તેની અનુભવી આંખે કાંઇજ ઇસારો, નીશાણી, કે ઠર ઠેકાણું હાથ આવ્યું નહીં.

ઘણા અંદેશામાં રાવજી મન સાથ બોલ્યો "એ નાપાકનો ખાધો છે કાંહ?"

ઝાડનું પાતરે પાતરૂં તપાસીઉં. દરેક ઠડમાં લાકડી ભોંકી જોઈ. રંગીલદાસને છટકવાનો બીલકુલ લાગ મલેજ ક્યાંથી? તે લોક એટલા અચપુચ આવ્યા હતા કે તેને પુરો પાષરો કપડાં પેહરવાનોએ વખત મળે નહીં; તો નાહાસે કાંહાંથી? ઘરડા માલીએ 'રામ, રામ' કરી સલામ કરી, પણ આ બુતારા સાથે વખત ખોવા કરતાં તે આગળ ધસ્યો. આમાં કાંઇ ભેદ હતો, પણ તે રાવજી સરખો પણ પારખી નહીં શકયો. એનો એકજ ખોલાસો તેને સુજયો તે એકે આટલી બધી ગરબડથી ચેતી જઇને રંગીલદાસ આખરે છટકવા પામ્યો હોય. આ ખ્યાલે રાવજીનો જીવ ખાટો કરી નાખ્યો. આવો એક વાણીઓ રાવજી જેવા પાકા ડીટેકટીવને હફાવે! શરમની વાત!

પણ આ વાત માનવાને રાવજીનું દીલ ના પાડતું હતું. એ વાત બનવાજોગ હતીજ નહીં. ગોરા ડાકટરના કહેવા પ્રમાણે જે બીમાર ઘડી પળ હતો તે એમ છટકી શકેજ કેમ? પણ તારે તે હતો કયાં?

આ વિચારમાં રાવજીએ ઘણો વખત કાહડયો. ભીખી કામને મસે આમ તેમ વાડીમાં આવજા કરયા કરતી હતી. એકવાર તેણીને રાવજીએ અટકાવી "ડોસી, ઉભી રેહ, મારે તને બે ત્રણ વાત પુછવી છે. તારે ખરેખરા જવાબ આપવા પડશે, નહીં તો હું તને માજીસ્ટ્રેટની પાસે ઉભી કરીશ અને ત્યાં તને સોગંદ ઉપર સઘળું કહેવું પડશે."

"કેમ જી! તમારો મંગલદાસ ચંગલદાસ કોણ છે, તેને બાંધીને કાંલ બેસાડયોછ, જરા હું તો જોઉં."

"ડોસાં, એ ટકોર હાલ તુરત તો માંડી વાળો. તમારા કરતાં મને ટકોર કરતાં વધારે આવડે છે."

"પણ બા એકની સો વાત પુછોની. મુગું રહેતા મારૂં મોહોડું બી ગંધાઇ આવ્યું. જે પુછો તેનો જવાબ આપવાને હાજર છું. પણ એક એખલી બાઇ બાવરીને આએ પ્રમાણે તમે અરીમ ધરીમ જેવાઓ દબાવવા આવ્યાછ તેનું પાપ તમારે માથે. ખોદાયને તાંહબી શું ઇનસાફ છે? આવી ગરીબ ગાય જેવી બાઇને એમ સતાવતાં તમુને શરમ નહીં આવતી? તમુને બીજું કોઇ મળ્યુંજ નહીં? સાથે માટીડો હોતેતો તમારી મગદુર છે કે એમ છેક ચાલીઆ ચાલીઆ ખડીઆ પગ ગલીચા સુધી તમે લાવતે? તમે કોઇ મંગલદાસને શોધવા આયાછ પણ તમે છાપરાંના નરીઆં મજાલ ફેરવી જોયાં ને હજુ ધરાતા નહીં?"

"ખરી વાત ડોસાં, પણ તારે કાલે આજારી હતું તે રંગીલદાસ નહીં તો બીજું કોણ? જેને સારૂં ડાકટર મનડેને બોલાવી મંગાવ્યો તે તારે કોઈ બીજો હોશે. વખતે તમારો કાકો હોશે?"

"તે તો કોણ જાણે; પણ અહીં રંગીલદાસ બંગીલદાસ તો કોઈ નથી."

"તારે એ આજારી કોણ હતું?"

"તેનું તમુને શું? કાળો ચોર હતો."

"ડોસાં સીધો જવાબ દેઓ. હું ધારાના અમલદાર તરીકે પુછુંછું. એમ બાહાના બીલાંથી તમે છટકી શકવાના નથી."

"તે તો મારી બાઈના કાકાના દીકરા હતા તે પેટમાં ચુંકો મારી આયો તે આજે તો વધતા થયા. તેવણુનો જીવ બગરી આયો તે સારૂં મેં અકરાઈને ડાકટરને તેરાવી મંગાવીઓ."

રાવજી આ વાર ખુબ બારીકીથી ભીખી ગમ જોતો હતો, પણ ભીખી જરા અચકી નહીં.

"તેવણુ કાહારે પાછા ગીઆ?"

"આજે સહવારના છ વાગતે."

"અં—હં! મારા સમ."

"હા, તારા સમ. ડાકટર ગીઆ કે અરધા કલાક-માંજ તેવણુ પાછા કપડાં પેહરીને તઈઆર થયા. અમોએ આટલો બધો ધભરાટ કીધો તે ઉપર તેવણુ સામા હસવા લાગ્યા ને સહવારના જવાનોછું એવી ખબર આપી."

"તેવણુનું નામ શું."

"કોણુ જાણે, મને ખબર નથી. બાઇને પુછો."

"જો ભીખી, એ ધણી અહીં છુપાયલો છે ને તું જો મને તે બતાવે તો હું તુંને સો રૂપીઆ આપું. હું કોઈને તારૂં નામ કહેવાસ નહીં."

ભીખીએ અચરતીથી પોતાની આંખો ઉઘાડી.

"અહોહો, મારૂં ગરીબ માણુસનું કામ થઈ જાય. પણ બાઈ કાંહથી? ભસતાંમાંથી? એકસો રૂપીઆ! અધધધધ, હમણા હાથમાં આવી જાય તો હું ને મારો ડોસો ગામ

જઇને તાડીની દુકાન માંડીએ. એ બાઈના સગા મુંબઈથી આવેલા મેં એમ અછડતું સાંભરીઉં ને વળી તેવણુ આગ-બોટમાં કયે જવાના ઉતા તેબી સાંભરીઉં. જો તમે કેહોતો બાઇને જરા કાને ચાંપી જોઉં ?"

હવે; આ ડોસી સાચું બોલતી હશે કે જુઠું ? "ડોસાં, વારૂં તેનું નામતો કેહો—લેઓ તમારા રૂપીઆ પાકા."

"નામ ? નામતો મેં નહીં સાંભરીઉં, નહીંતો કહેવામાં મારૂં શું જાયછ ? કાવસજી, પાલણુજી, આદરજી કંઇ એવું ઉતું. પણ રેહયા કેટલીવાર ? ઓય આયા ને ઓય ગીઆ."

"તમારા ડોસાને કાંઇ ખબર હશેની ?"

"અરે ડોસો હરવાયરે, એના કાનમાં તોપ પરે તારે એ સાંભરે. એ બચારાને ગામની ને ઘેરની ખબર બધી સરખી. એની જાણે બલા."

એબી ખરૂં. રાવજીતો ચાટ પડી ગયા. તેવણુના કપાલ ઉપર પરસેવાના ટીપાં નીકળી આવ્યાં. રંગીલદાસને જરૂર પકડવાની ઉલટમાં તેવણુ ખીસામાં લોહોડાંની બેડી લાવ્યા હતા તે હવે નડવા લાગી. બીખીતો જાણે કસામાં હોય નહીં તેમ ઉભી રહી બીજી ત્રીજી વાતો કરવા લાગી. પણ રાવજી શીહારો ખરો. જે માણુસ કાલે સીક હતો તે અહીં કયે છે ને છે. રાવજી એકથી બીજો થયો નહીં. આએ માણુસ ગીયો હોય નહીં. સમયસુચકતા, અનુભવ, ધ્યાન, જ્ઞાન, બસારત, કાંઈબી કહો, પણ તેમાંથી એકાદ રાવજીને કેહતું

કે તારો શેકાર તારી નજીકમાંજ છે પણ તુને જોતા આવડતું નથી.

રાવજી થોડોવાર કપાલ ઉપર હાથ મુકી વીચારમાં ઉભો અને ભીખી માંહે બંગલામાં ગઇ. રાવજી પોતાના બે માણુસો સાથે વાત કરતો હતો તેટલાં તે ઝડપમાં પોતાની શેઠાણીના ઓરડામાં દોડી. ગુલી ખુરશી ઉપર બેશીને ધ્રુજતી હતી.

"બાઇ—બાઇ—સાંભળી લો—મેં જે જવાબ આપ્યાછ તે ધ્યાનમાં રાખજો. વખતે તમુને અચબુચ આવીને પુછે તો તમે એક વાત કહો ને હું બીજી કેહું તો પકડાઈ જઈશું."

"બોલ—બોલ—ભીખી વળી શું અધુરૂં છે?"

"એ આજારી શેઠ આવ્યાતા તે તમારા સગા હતા. તેવણુ તમુને મળવા આવ્યા હતા અને અચબુચ ચુંકો થઇ આવ્યો. મેં ધભરાઈને ડાકટરને બોલાવ્યો ને ડાકટરના જવા પછી તેવણુ તટાર થયા અને રાતની ટ્રેનમાં ગયા. દરીઆની સફરે જનાર છે, નામ મને ખબર નથી, એ બધું યાદ રેહશે કે, બાઈ?"

"હા—હવે તું જા ભીખી. જો આપુને બેને વાત કરતાં જોશે તો વળી મુઆને કંઈ નવો શક જશે. ઓ હું મુંઇ—હું મુંઈ."

"બાઇ એમ ના કરો, ખોદા સઉનું સારૂં કરશે. ચાલો હું તમારે સારૂં જરા સેરવો લાઊં. તમે કંઇ બીહીતાં ના. એ મુવાઓ શેઠ આગળથી બબે વખત એક ગજ આગળથી પસાર થઈ ગીયા પણુ——

બારણું ઠોકાયું અને બીખી બીજે બારણે સાંપની પેઠે બાહાર નીકળી ગઈ. એકગમ બીખી બાહાર ગઇ અને બીજી ગમથી રાવજી દાખલ થયો. સારૂ થયું જે બીખીએ ભેજું ઠેકાણે રાખી બાઇને ચેતવી મુકી હતી, નહીંતો જરૂર છબરડો થતે. ગુલી બેઠેલી હતી અને બુચો ખોળામાં પોઢેલો હતો. રાવજીએ જોયું કે ચાકરડીએ હમણાજ ગોઠવી કાહાડેલી વાત કહીછે કે કેમ તે બાઇને અચબુચ સપડાવીને નકી કરવું. ગુલીએ બીખીની વાત ઉતાવળેથી સાંભળી હતી પણ બરાબર યાદ રાખી હતી તેથી રાવજીના સઘળા સવાલના બરાબર જવાબ આપ્યા. કેટલીક નવી વાતો ઉમેરવી પડી હતી કેમજે રાવજીએ ગુલબાઇને વધારે બારીકીથી સવાલો કીધા હતા.

"એવણનું નામ શું બાઇ?"

"કાવસજી કુતાર."

"આપના શું સગા થાય?"

"બેહનના વર."

"અહીં શું કામ આયા હતા?"

"આસ્ત્રેલીઆ જવાનાછે તે સારૂં મળવા આવ્યા હતા."

"કેઇ આગબોટમાં જવાના હતા?"

"તે મને ખબર નથી."

"શું ધંધો કરેછ?"

"ચીનથી કાપડ મંગાવેછ."

"પણ તેવણ ઘણા બીમાર હતા તારે મુસાફરી કેમ કરશે?"

"તેતો તેવણુને પુછો."

એવામાં ભીખી સેરવો બહને આવી અને છેલા થોડાક સવાલો અને તેના ઉતર સાંભળ્યા.

"હવાલદાર સાહેબ; હજુબી તમે આએ વાણીઆને અહીં શોધોછ ?" ગુલીએ નીસાસો નાખીને પુછ્યું.

"હા–જી–એવો મને હુકમછે."

"અને તે અહીં છુપાયલોછે એમ તમે ખરેખર ધારોછ ?"

"હાજી, અહીં કોઇ છુપાયલું નહીં હોય તો મારા જમણા હાથનું કાંડું કાપી નાખું."

"જેમ તમારી મરજી. તમારી ખાત્રી કરતાં હું તો હવે થાકી. હું એકવાર ફરીથી કહુંછું કે જો રંગીલદાસ અહીં હોય તો ખોદા મને બેહસ્તનું સુખ નહીં દેખાડે. હવે તમે માનો કે ના માનો."

રાવજી હવે મન સાથ વીચારવા લાગ્યો કે હવે આ શોધ પડતી મુકવા શીવાય બીજો દીરગ નથી. બબે વાર તેણે કીલા ઉપર હલો કર્યો અને ખુણે ખુણા તપાસ્યાં પણ કંઈ વળ્યું નહીં. જોકે તે ધારાનો અમલદાર હતો પણ આટલી બધી હદ સુધી જવાની તેને સતા નહીં હતી. કદાચ હદ બાહાર જવા માટે તેના ઉપર ધાડ આવે. પણ પેલો અહીં છે ને ફર છે. માત્ર પકડાતો નથી. માણેકલાલના બંગલામાંથી ભોંયરાનો રસ્તો તો નહીં હોય. પણ હાલ તુરતતો હારીઆ !

## પ્રકરણ—૪૯.

### માણેકલાલની બંગલીની તપાસ.

ગયા પ્રકરણમાં જે બધી ખટપટી હકીકત રાવજીએ સાંભળી તેના સંબંધમાં કાંઈ વધારે વીચાર કરવા તથા જુસતેજુ કરવાના ઇરાદાથી રાવજી રેલવે સ્ટેશન ભણી ચાલ્યો. તેના મનમાં કે ગઈ રાતના ટ્રેનમાં કોણ ગયું, ક્યાં ગયું વગેરેની તપાસ કરવી. એવામાં સામેથી ડાકટર મનડેની બગી ધમધમ કરતી આવી. ડાકટરે રાવજીને તુરત ઓળખ્યો અને ગાડી રોકી.

"એય, મીસતર, એ આએ બધી શું ગરબડ ? મેં સાંભળ્યું કે મારો કાલવાળો દરદી જતો રહ્યો ?"

"હાજી, મેં પણ તેમજ સાંભળ્યું, પણ હું તે માનતો નથી."

"ઓ, તારે તેં તેને જાણીજોઈને નસાડી નથી મુકયો ? હું જાણું કે એ તારૂં કામ હશે."

"અરે નારે સાહેબ. આજે સહવારના સક્કારે હું 'ભુલામરી'માં તેને મલવા ગયો હતો અને ત્યાં એ લોકોએ મને ચપટાં આપ્યાં કે મારૂં પક્ષી તો ઉડી ગયું."

"પણ એ બનેજ કેમ ! તે જઇ શકે એવું હતુંજ નહીં. હું કેહુંછ કે તે અરધો કલાક બાહાર જાય તો જીવવા નહીં પામે."

"પણ બાહાર જાયતો કેની ? એ બધી ગપછે સાહેબ."

"ગપ એટલે ? તું કહેવા શું માગેછ, એ ગીઓ કે છે ?"

"અંદર બંગલામાતો કહેછ કે ગીઓ, પણ મારી ખાત્રીછે કે તે નથી ગીઓ; મને એમ ભમાવવામાં તે લોકની કાંઈ મતલબછે. એ લીધે જ્યારે હું આજે સહવારના ગયો ત્યારે તે લોકોએ આએ વાત જોડી કાહાડી. મારૂં એવું મત છે સાહેબ."

"એમ જો હોય તો તે લોકોએ ગઇ રાતનાજ આએ બધું ગોઠવી મુકયું હશે. કેમજે, એ ધણી ગીયો એવી મતલબનું એક કાગળ કાલ રાતનું લખેલું આજે સહવારના મને ટપાલમાં મળ્યું."

"કાગળ કોણે લખ્યું હતું, ડાકટર સાહેબ ?"

"ધનબાઈજીએ. તેવણ કરારને જીવે લખેછ કે તેવણના સગાતો અચબુચ ગીઆ તેથી મારે આવવાની ફરીથી તસદી લેવી નહીં. પણ મેં તસદી લીધી છે, કેમજે આવું અનનાડી કામ મારા જણમમાં મેં કોઇવાર જોયું નથી અને મારે એની વધારે જોસતેઝો કરવી જોઈએ. હાંક કોચમેન."

કોચમેને ઘોડાને ચાબકની ચીમકી લગાવી અને ડાકટર સાહેબ વીદાય થયા. રાવજીએ તુરતવેળા સ્ટેશનને બાજુએ મુકયું અને ત્યાંજ ઠરીઠામ થવાનો ઠરાવ કાધો. આએ વળી નવી બાજી શું છે.

પાંચ મીનીટમાં ડાકટર 'ભુલામરી'માંથી બાહાર આવ્યા.

"કેમ ડાકટર સાહેબ, શા સમાચાર ? તમારો ધરાક છે કે ?"

"નહીં, એતો ગીઓ. એ આસ્ત્રેલીઆ જવાનો હતો અને કાલનો કાલ નહીં જાય તો તીકીટ રદ થાય તેથી જવુંજ પડયું."

"બહુું જુઠ્ઠું. મનેબી એ લોકોએ એવીજ વાત કેહી."

"મનેબી એમજ લાગેછ. હું એ વાત બીલકુલ સમજી શકતો નથી. કાલે હું એક કલાક તેની આગળ બેઠો તારે તે બાહાર મુસાફરીએ જવા માગેછે એવી જરાબી વાત નીકળી હતી નહીં. સામું તેના બોલવાપરથી તો હું એમ સમજીઓ કે તે ધણી મુદત થઈ અહીં રહેતો હતો અને હજુ રહેવાનો હતો. મેં જારે તેને લાંબી આસાયશ લેવા કહ્યું ત્યારે તે બોલીઓ કેમ નહીં કે તે લાંબી સફરે કાલનો કાલ જનારછે?"

રાવજીએ જવાબ દીધો નહીં. તરેહવાર તુરંગ તેના માથામાં આવતા હતા. તે ધણી ખરેખર નાહાસી ગયો હોય? છુપા વેશમાં? નહીં—તેમ બને નહીં.

"આપરે શેઠજી, તમોએ તમારૂં નામ મને કહ્યું નહીં?"

"મારૂં નામ તો સાહેબ, રાવજી."

"તમે કહેતા હતાની, કે કાંઇ ધભરાટમાં એ ધણીછે? કદાચ તે ધભરાટને મારેતો નહીં નાઠો હોય?"

"હા, ડાકટર સાહેબ તેમજ છે. જો તે ખરેખર ગયો હોય તો તે બાહીને નાઠોછે."

ડાકટરની ગાડી હંકારી ગઇ. રાવજી ડોકું ફેરવી જોયછ તો માણેકલાલ મેહતા ઓટલા ઉપર બેસી પાણુ ચાવતા હતા અને આસમાનગમ જોઇ તારાઓની ગણત્રીમાં રોકાયા હતા.

રાવજીને હાલ માણેકલાલની સામસામી થવું ન હતું તેથી ત્યાંથી પાછો ફરયો એવામાં સામેથી સરદાર કાવસજી આવી ચઢયા.

"સાહેબ મેહરબાન, રાવજી."

"શેઠ સાહેબ સલામ." રાવજીએ જોયું કે સરદાર સાહેબના મોહ ઉપર ગુસ્સાની નીશાની હતી, પણ તે ગુસ્સો તેણે દબાવી રાખ્યો હતો.

"જમાદાર સાહેબ, મેં હમણાજ સાંભળ્યુંછ તે શું ખરી વાતછે, કે તમે અને તમારા સીપાઇઓ વળી પાછા 'ભુલામરી'ના ઝાડા લેવા ગયા હતા?"

"હાજી, ખરી વાતછે."

"એટલે? તેનો અર્થ શો?"

"રંગીલદાસ હજુ ત્યાં છે, એટલે જે–કાલ સુધી હતો. જે બીમારને જોવા સારૂં કાલે ડાકટર મનડેને બોલાવ્યો હતો તે બીમાર રંગીલદાસ હતો એમાં તો કસો શક નથી. ડાકટરે તેના ચેહરાનું વર્ણન આપ્યું તે બરાબર છે."

હવે કાલી શું કેહ? આજારી માણસ 'ભુલામરી'માં આગલે દાહાડે હતો એતો ના કહેવાયજ નહીં. હવે તેનો ખોલાસો શું આપે?

ફરી રાવજી બોલ્યો "સરદાર સાહેબ, તમે તો શેઆનાછો એટલે તમુને કહેવાની કસી જરૂર નથી, કે આએ 'ભુલામરી'માં કાંઇબી ગુપત ખટપટછે ખરી. ડીપુટી સાહેબે મારી ખાતરજમા કરીછે કે તમુને આ રંગીલદાસ સાથ કસું લાગતું

વળગતું નથી. પણ ત્યાં કોઇ છે કે જે લોકની નજરથી છુપાતો ફરેછે એમાંનો શક નથી. ડાકટર ડોસાભાઈએ તથા પેલાં ડોસાંએ જે ધણીને જોયો તે ભુતતો નથી એટલે માણસ હોવો જોઇએ. એજ ધણી કાલે બીજાણુમાં સીક પડેલો હતો. તારે એ ધણી કોણ અને કાંહછે? સરદાર સાહેબ, હું 'ભુલામરી'ના ઝાડા લવું છું તેથી તમે ખફા થાઓછો, પણ એનો ખોલાસો શું?"

કાલી મુગો રહ્યો. જવાબ આપવાનો હતોજ નહીં. તેને એવી અકળામણ થતી હતી કે જેવી તેણે પોતાની આખી જીંદગીમાં જોઇ ન હશે. એ ધણીના હાથમાં અદી આવ્યો હશે કે? આવો સવાલ કેમ પુછે?

રાવજીએ હજુ બોલવું ચાલુંજ રાખ્યું "સરદાર સાહેબ, આએ સીક ગ્રહસ્થ બાઇનો સગો હતો, અને આવીને આજારી પડયો એવી ગપ મારી આગલ ચાલે એવી નથી. એવા મરવા પડેલા માણુસો એક દાહાડાને ખાતર આવેબી નહીં ને દરીઆની સફરે જાયબી નહીં. ડાકટર મનડેના કહેવા પ્રમાણે તે માણુસ ઘણુા દાહાડા કહાડશે એવું નથી, અને ધારવા પ્રમાણે તે બીમાર આદમી પોતાની અજલ નજીક આવી છે એવું સમજતો દેખાય છે."

આતો વળી નવી વાત. કાલી હભતાઇ ગયો—"રાવજી, ડાકટર મનડેએ પોતે આ પ્રમાણે તમુને કહ્યું?"

"હાજી. તારે એ બીમાર હજુ 'ભુલામરી'માં છે-મારી પુરણ ખાત્રી છે—અને તે ધણી રંગીલદાસ છે."

"એમ છે ત્યારે તે તમને આજે મળ્યો?"

"નહીં. જ્યારે મેં આએ બીમારની વાત પુછી ત્યારે આએ ઢાંગલી ગુડયાંની વાત મને કહેવામાં આવી. તે લોકોએ બધું અગાઉથી નક્કી કરી રાખેલું."

"હવે જમાદાર સાહેબ, હું બીજું શું કહું? હું તમુને ખાત્રી આપુંછું કે રંગીલદાસ એ બંગલામાં નથી. મારા ભાડુતને આ પ્રમાણે વારેવાર નાહક ધભરાવવામાં આવે તે સામે હું સખત વાંધો લેઊંછું, અને તમે જો હવે તેણીને સુખ્ખે રહેવા નહીં દેશો તો હું જરૂર એ બાબે ધારાના ઉપાય લઇશ. તમારા ગમ કોઈબી રીતે દવેશભાવથી નહીં, પણ ફક્ત મારી એક જાતવાલી બેહનપણીને આ પ્રમાણે હલાક થતી અટકાવવાને મારે સખત ઉપાય લેવા પડશે."

"તે તો તમારી ખુશી, સરદાર સાહેબ. પણ મારી જગ્યાએ તમે હો તો મારી મુશ્કેલી સમજો. હું અગાઉ કોઇવાર એટલો ગુંચવાડામાં પડયો નથી. ત્યાં રંગીલદાસ તો છે. બીજાઓએ તેને નજરે નજર જોયો છે અને હજુ જોય છે પણ મને મળતો નથી. મને હમણાંજ એક નવો વેહમ આવ્યો છે કે આ માણેકલાલ કારભારીની બંગલીમાંથી કોઇ ભોંયરાંનો માર્ગ તો નહીં હોય અને ત્યાં એ રંગીલદાસ છુપાઇ જતો તો ન હોય? મારે એ બંગલી તપાસવી જોઇએ."

"હમણાજ તપાસો. હું એ બંગલીના માલેક દાખલ તમને રજા આપુંછું. જો ત્યાં તમારી ખાત્રી થાય તો પછી આ નાદાન હીલચાલ હવે ખતમ થવી જોઇએ છે—ચાલો."

તેઓ ગયા. માણેકલાલ દરવાજામાં આવી ઉભા. કાલીએ તેઓના આવવાનું કારણ સમજાવ્યું અને માણેકલાલે પેહલાં વાંધો લીધો, પણ જ્યારે રાવજીએ પોતાનો મક્કમ ઠરાવ જણાવ્યો ત્યારે તેને શોધ કરવાની રજા આપી. કાવસજી અને માણેકલાલ ઓટલા ઉપર બેઠા અને રાવજીએ પોતાની ખોળ શીરૂ કરી.

"શેઠજી, એ કોણુને શોધેછે?"

"પેલા રંગીલદાસને—ચુપ રેહો, હમણાં વાત કરવાનો વખત નથી."

રાવજીની અનુભવી આંખોએ જોઈ લીધું કે આ નાહાની બંગલીમાં તેવું કાંઇ હતું નહીં. તેને પેહલાંથીજ ઝાઝી આશા તો હતીજ નહીં. પણ જોયલું સારૂં.

માણેકલાલે આ ટાંકણે પુછ્યું "શીપાઈ દાદા, તે સઘળું તો ખરૂં પણ જરા કહો તો ખરા કે કયાં લુટારા પીંદારાને મેં મારા ઘરમાં છુપાવ્યો હોય તેમ શોધો છો?"

"તમારા સગા રંગીલદાસને."

માણેકલાલનું મોંહ આ સાંભલીને ઉતરી ગયું "રંગીલદાસ! રંગીલદાસ હીંદુસ્થાનમાં પાછો આવ્યો શું?"

"હા મેતાજી, તે પાછો આવ્યો અને આએ 'ભુલામરી'માં છુપાયલોછે."

"હે ભગવાન આ શું? અરે રાવજી શેઠ. તમને કોઇએ ભમાવ્યાછે. જો રંગીલદાસ 'ભુલામરી'માં હોયતો હું વાણીઓ નહીં પણ ઢેડો."

"તારે એ શું મુંબઈમાં નથી?"

"ના, તે તો નાઠો ત્યારથીજ આફ્રીકાભણી રખડતો ફરે છે. તેના ગમથી આજ કેટલાં વરસ થયાં એક કાગળનો કકડોબી આવ્યો નથી. તે મુવો છે કે જીવતો તેબી હમે જાણુતાં નથી. તે જો હીંદુસ્તાનમાં હોય તો ખાધા સારૂં કાંઇ પૈસા તો મંગાવ. તે જીવે શા પર? ભાઇ, તે એકવાર છટકેલો પાછો હીંદુસ્તાનમાં આવે એવો તે કાચો ન હતો."

હવે રાવજીને ભ્રાંતી આવવા માંડી કે રખે, આ સઘલી શોધમાં ઘુગાડો હોય. પણ ત્યારે 'ભુલામરી' માં આ છે તે કોણ? આ સઘળી ગુચવણનો ઉભો કરનાર કોણ? કાલી પોતાના મન સાથ બરબડવા લાગ્યો કે મેં કોણ જાણે શા પાપ કરયાં હશે તેનો મને આ બદલો મળે છે. તે બહુજ લાચાર થઇને ઘર ગયો. પુતળીને ગાડીમાં ફરવા લઇ જવાની તેણે કબુલાત આપી હતી, અને ગાડી કલાક થયો ખોટી થવા છતાં કાલી આવ્યો નહીં એટલે પુતળીએ ગાડી પાછી છોડાવીને કપડાં કાહાડી નાખ્યાં હતાં અને વાડીમાં બેસીને "તારાબાઈ" વાંચતી હતી. તેણીનું મોંહ ઉતરી ગયું હતું અને તે બધાંનો કરતા કાલી પોતે હતો.

"પુતળી તુને ખોટી થવું પડયું તે સારૂં હું દલગીરછું, પણ માણેકલાલ સાથ જરા અગતનું કામ હતું તેથી રોકાવું પડયું. ગાડી છોડાવી નાખી કે?"

"હા—આજે મને જવાની મરજી નથી" તે જરા અણુકા કરીને બોલી. તેમાં તેનો વાંક ન હતો. દેખઇતી રીતે કાલી તેણીની સાથે ઘણી અણુઘટટી રીતે વર્તતો હતો.

"જેમ તારી મરજી—ખોદા તારૂંબી ભલું કરે" કાલી એટલો નીરાશીથી આ શબ્દો બોલ્યો કે પુતળીના દીલમાં અચબુચ મેહર આવી ગઇ.

"કાલી, તારી તબીઅત સારી દીસતી નથી."

"હા—હવે તો મારૂં મોહત આવે તો સારૂં." પુતળીને આવા ઉતરોથી ઘણું દુઃખ લાગતું હતું. જાણે તેણીની કંઇ કસુરથી કાલી આટલો મુંઝાતો હોય એમ તેની બોલવાની ધપ હતી.

"કાલી, આપણા વચ્ચે આ પ્રમાણે ચાલેછ તે સારૂં તું એમ બોલેછ?"

"હા, તેબી એક મોટું કારણ છે. તે લીધે મારી બીજી મુશકેલીઓ મને એટલી ભારી લાગેછ કે કોઇ કોઇ વખત મને મારો જીવ અકારો પડી જાયછ."

પુતળીનું જીગર તો જળી જતું હતું પણ ઉપાય શું?

"પુતળી યાદ રાખજે કે જે દાહાડે આનું પરીણામ એવું આવશે કે આપણે એકદમ છુટા પડશું તારે મારા તરફ તેં બાટકી ચાલ ચલાવી એવા વીચારથી તું મુંઝાશે."

"જુદું પડવાની વાત શું કરવા કરોછ? મેં કે દાહાડે એમ કહ્યું?"

"કેમ કહેવાય? જમાનાના ચકર સાથ એવું બને કે વખતે તુને છુટું પડવાની ફરજ પડે. જે વાત હમણા આપણુને ખબર છે તે વખતે સારી દુનીઆ જાણે."

"એટલે?"

"હાલ વધારે બોલવાની જરૂર નથી. તું બધું સમજે છે એટલે હાલ વધારે ચુંથવામાં ફાયદો નથી." વળી આ માટી સ્ત્રી સમજુતી ઉપર આવતાં સેજમાં છટકી ગયાં.

પુતળી રડીને બોલી "કાલી, તું હમેશ મને ઠપકો આપેછ."

"તારૂં દીલ તુને કહેશે કે એ ઠપકો ઘટટો છે."

"મારેથી હવે ખમાતું નથી."

"તારાં દુઃખ અને ખમવા આગળ મારૂં દુઃખ કેટલું મોટું છે તે જો તું જાણે તો એમ નહીં બોલે. તારી કાની હું તુને પજવતો નથી. મારા વીચાર પ્રમાણે તો આ સંકટ આપણે બન્ને જણે સાથે મળીને ખમવું જોઈએ."

પુતળીનેબી કોઇ કોઇ વખત તેમ લાગતું હતું પણ નાઓસી, અદેખાઈ, તેનાથી કેમ ખમાય.

"પણ તારે હવે એનું સેવટ શું?"

"ખોદાને ખબર મેં તારી સાથે તો કાંઇ બદી કીધી નથી. ફકત મારે તારી સાથ પરણવું નહીં હતું. મેં તુને તેમાં ફસાવી."

"એમ ના બોલ, કાલી. જો મારા દુઃખમાં હું તારા ઉપર વધારે કઠણ થતી હોઉં તો ખોદા મને માફ કરે અને તું બી મને માફ કર."

"પણ હવે સેવટ નજીક આવતું જણાયછ. થોડા વખતમાં જે તે થઇ જશે."

"શું જણાઇ જશે."

"આપણી એબ, બેહોરમતી અને સંકટ. તે માટે તૈયાર થા. મારે તારી સાથ પરણવું ન હતું પણ તે વાર હું ઘણી વાતે અજાણો હતો."

## પ્રકરણ—૫૦.

## ખરાબીમાંથી ખલાસીની શીરૂઆત.

કમબખ્તીના પારાવાર ! શ્રીમંત બ્રહ્મચાર્યજી આજારી પડયા હતા. તેમના ભાષણ સાંભળવાને દીવાની થયલી સ્ત્રીઓ આ ખબરથી તો મૂળે મગજથીજ ગઇ હતી. રાધાબાઈના પેહલા માળા ઉપર બારી આગળ સ્વામીજી ખાટલા ઊપર પોઢયા હતા અને તેમની આસપાસ ભાવકી સેવકો અને મુર્ખ સેવકીઓ પંખા ધાલતી હતી. આ ધર્માધ્યક્ષને પેટમાં કાંઈ દુ:ખી આવ્યું હતું અને તે ઊપરથી તેમના શીષ્યોમાં મોટી ચીંતા વ્યાપી રહ્યાં હતાં. જે જેને ગમે તેમ કરતાં અને 'બાવાજી' માત્ર મુગે મોહોડે સઘળું સહન કરતા હતા.

સઘળાંઓએ એકાનુમતે ઠરાવ્યું કે 'બાવાજી'ને ગરમ શેક કીધો હોય અથવા વરાળીઆં બાંધ્યા હોય તો ઠીક. તેજ ઘડી વરાળીઆં આણ્યાં અને એક બે જણીઓ પાણી ઉકાળવા પડી ત્યારે બીજીઓ કપડું ફાડીને તૈયાર રાખવા મંડી ગઇ. બે ચાર જણીઓ પાતરાંના ડાંખરાં તોડવા અને વીણવા પડી. સઘળાંઓએ કાંઇપણ કરવું જોઇએ. સર્વેના મનમાં એમ કે બ્રહ્મચારી બાવાના પેટ ઊપર મુકવાનું તે-ણીના નશીબમાં આવશે.

'બાવાજી'ની બીમારીની ખબર વિજળીક ઝડપથી તેમના પુંજારીઓમાં ફેલાઈ ગઇ હતી અને તેમનો નાહાનો ઓરડો તેમના શ્લોક સાંભળવા આવનારીઓથી ભરાઇ ગયો હતો, પણ ખરાં વરાળીઆં લગાડવાનું હમબાઈજીના નશીબમાં

સરજેલું હતું. તોબી બીજી બાઈઓ જેમ તેમ તાણી તોડીને માંહે ભાગ લેતી, જેમકે એકાદ સાંઈબાનો હાથ ઝાલી રાખતી તો બીજી તેવણુના કપડાંનો છેડો ધરી રહેતી. આ પ્રમાણે વરાળીઆં બંધાઈ રહ્યાં કે સાંઈ પોઢયા અને સઘળાંઓએ ત્યાંથી રજા લીધી.

આજે રાત્રીએ જમશેદજી પંથકી તથા તેમની સ્ત્રિ અને દીનુ, તથા ડાકટર ડોસાભાઈ અને તેમના બેહન તથા દીકરી, કાલી તથા પુતળીને ત્યાં જમવા આવનાર હતાં. પણ બ્રહ્મચારીની બીમારીને લીધે હમબાઇજીથી તો આ ખાણામાં સામેલ થવાયજ કયાંથી? તેવણુ કાંઈ બાહાણું કાહાડીને કાલીનો બંગલો છોડી બાહાર પડયાં. એવામાં જોયરું કે 'ભુલામરી' આગળ વળી પાછી કાંઈ ગરબડ મચી રહી હતી. પાંચ પંદર છોકરાઓનું ટોળું જમાવ મળ્યું હતું અને માંહેથી રડવા જેવો સાદ આવતો હતો. હમબાઇ તથા સાથે ડાકટર ડોસાભાઈની છોકરી સીલ્લા વીચારમાં પડયાં કે શું હશે, એવામાં 'ભુલામરી'નો દરવાજો ઊંઘડયો અને ધનબાઈજી રડતાં અને કલાપીત કરતાં બાહાર નીકળી આવ્યાં. તેમનું માથુબાનું સરી ગયું હતું અને સાઢી ખોળાઈ ગઇ હતી તથા ડોળા તણાઇ આવ્યા હતા. સારાંસકે તેમના બુચાને અચબુચ ઉપળીઊં થઈ આવ્યું હતું, અને આગળ ડાકટર કોઇ ન હતો.

"અરે, મારા બાવા કાવસજી શેઠને ઘેર જમવા આવેલા છે, તમે કેહો તો હું અબઘડી જઇને તેવણુને બોલાવી લાઊં તેટલાં બુચાને ગરમ પાણીમાં બેસાડી દેઓ."

આટલા શબ્દો બોલીને ધનબાઈજીનો જવાબ સાંભળવા વગર સાલ્લા વાન વગે દોડી. ડાકટર આ વાર એખલાજ વાડામા પસાર કરતા હતા, તેવણુ કાંઈબી ખોલાસો કીધા વના 'ભુલામરા' તરફ ધસ્યા. રાતના છેક નવ વાગતે ખાનુ ખલાસ થવા પછી તેવણુ પાછા સરદાર કાવસજીને ત્યા આવ્યા અન ખબર આપી કે બુચો સારી પેઠે હતો, પણ બાજે 'અટાક' થવાની દરેક નીશાનીઓ હતી અને જો તમ થાય તો તેની બચવાની ઝાઝી આશા ન હતી. અલબતે સઘળી વાત આ ઉપરજ ચાલી, પણ કોઇ એમ ન જાણતુ હતુ ક બધી વાતોમાં આ વાત ઘરના માલેક અને તેની બાનુન અતીશે ના પસંદ હતી. બચારા ડોસાભાઇ ડાકટર વગર સમજે ધનબાઈજીની ખુબશુરતીના, એકલાં હોવાના અન સાલેસાઇના વખાણ કરવા માંડયાં અને તેવણુના દરેક શબ્દો પુતળીના જીગરમાં તીરના પેઠે લાગતા હતા. ઝાલા ટુકા જવાબમાં સઘળું, પતાવતો અને પુતળી મુગી મુગી બેસી રહી હતી. પણ સઘળાઓને મન સાથ લાગ્યું હતું કે અહીં કાંઇ પંચાતી છે ખરી.

થોડોવાર પછી ડાકટર અને તેની દીકરી ઘેર જવા ઉઠયાં. ડાકટરનો વીચાર 'ભુલામરી'ની એકવાર મુલાકાત લઇને પછી જવાનો હતો.

"બાવાજી—એ પુતળીબાઇને શું છે? હમણાં એનું મોહડુ બણું ઊતરા ગયલું લાગેછ?"

બીજી ગમ ઠાલા રાતના વાડીમાં ઉતરયો અને જોયછ તો પુતળી ઠારમાં એકલી બેઠેલી હતી.

"પુતળી, આમ ઠારમાં બેસીને કામ વધારવાની થઇછ? અંદર જા; હું હમણાં પેલે ઠેકાણે જઇને કલાકેકમાં આઊંછ."

વળી આ તો નફ્ફટાઇની હદ થઇ. જાયછ તો જાયછ પણ વળી ગાઇ વગાડીને!

"તમે ગમે ત્યાં જાઓ તે મને સંભળાવવાની શું જરૂર છે?"

"મારી ફરજ મારે અદા કરવી જોઈયે; સમજ કે તે બચારૂં ફુલ બાલક રાતના પાછું હેરાન થાય તો ડાકટરને કોણ તેડી લાવે?"

પુતળીએ અલબત આ શબ્દનો અર્થ પોતાના વીચાર પ્રમાણે ઉઠાડયો અને ત્યાંથી ફફડી ચટકીને માંહે જતી રહી.

---

## પ્રકરણ—૫૧.

## ફુલનો ઢગલો.

'ઝુલામરી'ના આગળા ઓરડામાં જીણી બતી બળે છે. જાણે મોહત હળવેથી ઊંબર બાહાર ઊભું રહ્યું હોય તેમ સઘળું ચુપાચુપ છે. ડાકટર ડોસાભાઈની આગાહી ખરી પડી હતી. બચ્ચાંને બીજીવાર ઉપળીયું થયું હતું અને આ ફાની જહાંનનો કીનારો છોડી જવાની તૈયારીમાં હતું. સફેદ ફલાનલમાં તેને વીંટાળી

તેની મા ખોળામાં લઇને બેઠી હતી. બચારૂં નીરદોશ બાળક આ ધર્તીની મીથ્યા જંજાલથી ફારેગ થવાની તૈયારીમાં હતું. ડાક્ટર મુગા મુગા એક ખુરસી ઊપર બેઠા હતા, અને સીલ્લા ધન-બાઇજીને પસવારતી હતી. એક હાથે બાલકને ટેકવીને બીજે હાથે પોતાનું કપાલ ટેકવી ગરીબ બચારી ધનબાઈજી બેઠી હતી. તેણીની આંખમાં આંસુનું એક ટીપું ન હતું, પણ જરા જરા વારે તેણીની છાતી ગમખારીથી ઉઠલાતી હતી. તેણીના બચ્ચાંની અજલ આવી લાગેલી તે જાણતી હતી. આવી બીમારીમાં જાન છોડતી વેળા બાલકો દેખાવ કરે છે તે કોઈ વાર ઘણો બીહામણો હોય છે તે જાણીને ડાકટરે ઘણીબી તેણીને સમજાવી કે બાલકને સુવાડીને પોતે જરા ખસતું જવું.

"કંઈ નહીંજી—તમારી ઘણી મેહરબાની થઈ કે તમે એટલાંબી મારી પાસે બેઠાં. એ મારૂં ફરજંદ મારી પાસેથી હમેંસનું જાયછ તો બાકીની થોડી મીનીટ એને મારા પાસા-માંજ રેહવા દેઓ."

એવામાં બારણું હળવેથી ઊંઘડયું અને કોઇ આસતેથી દાખલ થયું. પોતાના બચ્ચાંની મરતી હાલત છતાં ધનબા-ઇજી એકદમ ચમકીને આંખ ફાડીને ખડી થઇ. તે અદીને અટકાવવા જતી હતી, પણ અદીને બદલે કાલીને દાખલ થય-લો જોઇ ચીચારી પાડી બોલી ઉઠી—

"ઓ કાલી, મારૂં ગોલાબ જાયછ—મારૂં ફુલ કરમાઇ ગયું—કાલી."

કાલીએ જોયું કે ગુલીએ કાચું કાપયું, કેમકે ડાકટર ડૉ. સાબાઈ અને સીલ્લા બેહુ જણ પેલી દુઃખી માતાને આવી પોતાવત રીતે બોલતાં જોઈ અચરતીથી જોવાં લાગ્યાં. તોયે તેણે ધક ઠેકાણે રાખી જવાબ દીધો "બાઇ તમે આ પ્રમાણે નાહીમત ના થઇ જાઓ. હું તો અમથો તમારા બુચાની ખબર પુછવા આવ્યો હતો."

ગુલીએ પણ હવે પોતાની ચુક જોઇ. પણ સીલ્લા મન સાથ વીચારવા લાગી—કાલી! વાહવા! એ શું! કાલીએ બુચાના માથાં ઉપર હાથ મુકયો અને ગુલીને દીલાસો દેવા લાગ્યો "બેહન અહીંના કરતાં એ ત્યાં વધારે સુખી થશે— આપરે બધાંને તાંહ જવાનું છે."

પણ પેલા માઠાં ભાગના બાપનું શું? એક પીંજરાંમાં ગાંડા સીંહને જેમ કેદ કરે અને તે હાથ પગ પછાડે તેમ અદી ફ્રરજને મારે દાંત પીસીને પાસેના ઓરડામાં ફર્યા કરતો હતો.

કાલીને માંહે આવતો જોઇ તે બોલ્યો "તોબાહ તોબાહ— કાલી, આએ મારી ઊપર શું જુલમ! હું પોતેતો એક ધુને- હગારની માફક બંધ પડયોછ, પણ મારાં મરી જતાં બચાંનું મોહોડુંબી નહીં જોવા પામું? કોઈ કાલામાં કાલો ફાંસીગરબી મરતી વખત જે ચાહે તે માંગી શકે. પેલા ડાકટર ને તેની ફુકતી કયારે અહીંથી કાળું કરશે?"

"તે લોક ગુલીને દીલાસો આપવા થોભ્યાંછ. અદી, આએ બનાવ માટે હું ખરાં જીગરથી દલગીરછું."

"તું દલગીર છે તેમાં મારૂં શું વળ્યું. ખોદા સઘળા ગમ જુએછ અને મનેજ આ પ્રમાણે સતાવેછ. મને શીક્ષા કીધી તે થોડી હતી કે હવે મારાં ફરજંદને ઘસડી જાયછ."

"ભાઇ મારા, પેહલી નજરે એ ગેરઇનસાફ જેવું લાગેછ ખરૂં, પણ ખોદાનો ઈનસાફ ને આપણા ઇનસાફમાં ફેર છે. આ ફુલ બચ્ચાંને આ પ્રમાણે કાહાડી લઇ જવામાં કોણ જાણે તેની શું મકશદ હશે. આપરે જ્યારે ત્યાં જઇશું ત્યારે જાણીશું."

અદી પોતાનું માથું ટેબલ ઉપર મેલીને બેસી રહ્યો. એવામાં ડાકટરના જવાના પગલાં સંભળાયાં. તે અધીરો પડીને પાસેના ઓરડામાં ધસવા જતો હતો પણ કાલીએ તેને અટકાવ્યો. "જરા થોભ, ભીખી બારણું બંધ કરીને આવે ને પછી. એવામાં કોઇ આવી જાય તો તારા શું હાલ થાય તેનો વીચાર કર."

આખરે ભીખી આવી—અદી પાસેના ઓરડામાં ધસ્યો—પણ અફસોસ—દીવો ગુલ થઇ ગયો હતો—ફરેસતા સરખું બાલક લાકડાં જેવું થઇને પડેલું હતું.

અદીએ આંખમાંથી આંસુ પાડયાં "એ પેદાના કરનાર, અમારાં સઘલાં સંકટ વચ્ચે આએ ફકત એકજ સુખનું સાધન હતું તે પણ તેં લઇ લીધું તારે હવે અમને જીવાડેછબી શા સારૂં?"

કાલીએ તેને દીલાસો દેવાની તજવીજ કરી "એ સંકટમાંથી ખોદાએ એને બચાવ્યો એમ સમજ અદી."

* * * * *

પુતળીને તો તે રાતના એવો ચટકો લાગ્યો હતો કે તે આખી રાત બેસીને રડી. કાલી આખી રાત 'ભુલામરી'માં રહ્યો એટલે હવે બસ—તેની સાથે કોઇ દાહાડે બોલવું નહીં એવો ઠરાવ પુતળીએ કીધો.

"એ ઘેરના ઘેલા ને બાહારના ડાહાયા! છોકરૂં મરી જાય તાંહે એવણ જોઈએ—પેલી રાંડને દીલાસો આપવો જોઇએ—ને હું—

નજરનું ઝેર! સઘલું નજરનું ઝેર! પ્રીય વાંચનાર જ્યારે તારા ઉપર કાંઇ એવુંજ સંકટ આવી પડે ત્યારે જરા ધીરજથી વીચાર કરજે!

---

## પ્રકરણ—પર.

## રાવજી સારૂં નવા સમાચાર.

રાવજી હજી બેલગામમાં હતો. સઘળું પાછું સમાધાન થઇ ગયું હતું. 'ભુલામરી' ઉપર ફરીથી દરોરો પડયો ન હતો. બ્રહ્મચારી બાવા પાછા સાજા થયા હતા અને કથા વાંચવાનું કામ પાછું ધુમધુકાર ચાલતું હતું.

રાવજીના મનમાં તો એવું કે કાંઈ તાલ લાગી જશે અને મોડે વેહેલે રંગીલદાસ સપાટામાં આવશે. પણ એવામાં એક દાહાડે આ સઘળું ભરર ભુસ થઇ ગયું. એક દાહાડે સહવારના પોહોરમાં ડીપુટી કમીશનર સાહેબનો મુંબઇથી ઓચંબા ભ-

રેલો તાર આવ્યો કે ખરો રંગીલદાસ તો કંતાન ખાતે મરણ પામવાના સમાચાર આવ્યા હતા અને રંગીલદાસ બેલગામમાં કોઇવાર હતોજ નહીં.

રાવજી તાર હાથમાં પકડી વીચારમાં બેઠો. તેના પગ આગળ ચંદ્રમાં આવીને પડતે તો તેથી તે આવડો અજબ થતે નહીં.

આ ખબરના ખરાંપણા માટેતો કશો શક હતોજ નહીં. એક પોલીસ અમલદાર જે સરકારી કામસર ગયો હતો તેને નજરો નજર રંગીલદાસને મરણના બીછાણા ઉપર જોયો હતો.

રાવજી સારીપેઠે વીચાર કરી રહ્યા પછી બોલ્યો "આવી હેમકાઈભરેલી ફજીયતીતો કોઇવાર જાણવામાં નથી. આટલાં આટલાં વરસ સુધી મેં પોલીસની નોકરી કીધી કે હજામત. તારે આ 'ભુલામરી'નો ભેદ છે શું ?"

ગમે તે હોય પણ તે શોધી કાહાડવાનું કામ રાવજીનું ન હતું. જોકે તેને રજા મલે તો તે ભેદ શોધી કાહાડવાનું તેને ઘણું મન હતું. રાવજીએ પોતાના ગાંસડા પોતલાં બાંધવા માંડયાં.

સ્ટેશન ઉપર જતાં સામેથી કાલી મલ્યો. રાવજીને પોતાના ગાંસડા સાથે જતાં જોઈ કાલીની છાતી ઠડકવા લાગી. હવે કાંઇબી આશા અને આશાયસ મલે ખરી.

"સાહેબ મેહરબાન, સરદાર સાહેબ. તમારાં બેલગામે અમુને સારો નાચ નચાવ્યો."

"તે શું ?" કાલીએ લગાર અચરતીથી પુછયું.

"રંગીલદાસ તો કંતાનમાં જડયા—ને બચારા પેલી જાહાનમાં પોંહોંચીબી ગયા છે."

"ઓહો! ખરી વાત?"

"હાજી ખરી વાત. અમારો એક જમાદાર ત્યાં છુપાં કામસર ગયો હતો તેણે નજરો નજર જોયું. અમને તો અહીં ખાસ્સા બનાવ્યા."

"તમે તમારે હાથે બન્યા—તેમાં અમારો શું વાંક?"

"મારો સુન્ના જેવો વખત નકામો ગયો."

"મેં તો તમને ઘણી ના કહી, મારૂં વચણુ આપ્યું પણ તમે મારી વાત માણી નહીં. જે લોકોએ તમને અહીં મોકલ્યા તેમનો મુખ્ય વાંક છે."

"ચાલો જે બની તે બની—પણ એ 'ભુલામરી' નો ભેદ છે શું તે હવે તો કહો?"

"મારાં ભાડુતોના ખાનગી મામલામાં હું કોઇ કાલેબી પડતો નથી, અને તમને પણ પડવાની જરૂર નથી. અગર કાંઇ ભેદ હોયબી—જે ફકત તમારાં ભેજાંમાં છે—— તો તેને રંગીલદાસ સાથ કસું લાગતું વળગતું નથી. તમે હવે સેવટના જાઓછ કે?"

"તેમ દેખાયછ તો ખરૂં. શેકાર જ્યારે બીજી ધર્થીમાં નાહાશી ગયો ત્યારે આ ધર્થીમાં તેને માટે જાળ પાંથરવી એ ફોકટ છે. ઇશ્વર ચાહાશે તો હવે પછીના મારા શેકારમાં હું વધારે ફત્તેહ પામીશ.

આ પ્રમાણે આ બે જણ અરસપરસ લીલું નાળીયેર ને સુક્કા ગોળથી મનમાં એક બીજાને વધાવી લઇને છુટા પડયા. કાલી પોતાના ઘરભણી જાય છે એવામાં સામેથી માણેકલાલ આવ્યો. કાલીએ તેને આ રંગીલદાસના ગુજરી જવાની વાત કહી.

"હા સાહેબ, મને બધી વાત ખબર છે. મને પણ કાગળ આવ્યો છે. તે લીધે રાવજી અહીંથી પત્યા કે?"

"હા—પીડા ગઇ."

"ને રંગીલદાસબી ઠેકાંણે પડયો. પણ એક વાત મને સમજાતી નથી કે રંગીલદાસ વીશે આ 'ભુલામરી' ઉપર પેહેલા શક પડવાનું મુલ કારણ શું હશે?"

"કોણ જાણે?"

"હવે શેઠ સાહેબના માથાં ઉપરથી એક મોટું સંકટ તો ગયું. તેવણને હવે બાહેર લઇ જવાનું જો દરૂસ્ત જણાય તો આગળ કરતાં હમણાં તે બની શકે."

કાલીએ મન સાથ નીસાસો નાંખ્યો. અદીને 'ભુલામરી'માંથી ખશેડવાની એક બીજી હરકત હતી. બીમારી.

અદી ઉપર કોઈ સખ્ત બીમારીએ ગલબો કરયો છે એતો અદી પોતે અને તેની આસપાસના સઘળાં સમજી ચુક્યાં હતાં. દાહાડે દાહાડે તે બગડતો જતો હતો. ડાકટર વગર હવે ચાલે એવું ન હતું પણ કરવું કેમ? ડાકટર મનડેને બોલાવ્યાથી તો મોટી મોહોકાણ વળી હતી.

ગરીબ બચારૂં બાલક તો સુખમાં પોતાની આરામગાહમાં પોઢયું હતું અને ગરીબ ગુલીને હવે પોતાના કમનશીબ—એ ત્રણ રીતે કમનશીબ ભ્રથારની સારવાર કરવી હતી. તે ઘડીમાં ઘોડા જેવો તટાર દીસતો અને ઘડીમાં એકદમ ઓય મરે તેમ પછડાઇ પડતો.

રાવજી બેલગામ છોડી ગયો તેને બીજે દીને સાંહાંજના કાલી પુતળીની સાથે પોતાની ફ્રાઈટીનમાં ફરવા નીકળ્યો! 'ભુલામણી' આગળ આવી પોંચતાં ભીખી ઘણી ચીંતામાં બાહાર ઉભેલી હતી. અને જાણે કાલીને કાંઈ કહેવા માંગતી હોય તેમ મોંહ કર્યું હતું. કાલીએ તુરત ગાડી ઉભી રાખી.

"પુતળી—આએ દાસી મને કાંઈ કહેવા માંગતી જણાયછ. જરા મને માફ કરશે?"

આ તો હદ થઇ. પુતળીના વીચાર પ્રમાણે આ બેશરમીનું બ્યાન થતું મુશકેલ હતું. આ થોડું અપમાન! ઘેર બેઠાં દરવાજા આગળ!

"શેઠ વલી ઘણુંજ ખરાબ હાલતમાં છે સાહેબ, જરા તમે અંદર આવી શકશો? શેઠના દાહાડા મને ઘણા ખોટા લાગેછ."

"અબઘડી આવ્યો." કાલી વીકટોરીઆ આગળ ગયો અને પુતળીનું મોંહ કેવું છે તે જોવા વગર ગાડીમાં બેઠો. કાલી એટલો પોતાના વીચારમાં મશગુલ હતો કે પુતળીનો ચેહેરો ફરી ગયો હતો તે વટીક તેણે જોયું નહીં. બુચાના ગુજરવા પછીથી આ ધણી ધણીઆંણી વચ્ચે વાતચીત બીલકુલ બંધ

થઇ હતી અને પોતાના ભાઇને આટલોબધો પુતળી ચીડે છે એવા વીચારથી તે પણ ખીજાઇને મુંગોજ રહ્યો હતો. તેઓ ઘર પોંચ્યાં અને પુતળી મુંગી મુંગી ઉતરીને પોતાના ઓરડામાં ચાલી ગઇ અને કાલી પાછો 'ભુલામણી'માં આવ્યો.

અદીને સખત 'પેન' પાંસલાંમાં મારતી હતી અને દુઃખને મારે તે લગભગ બેભાણુ જેવો થઇ ગયો હતો. ગુલીબી મરે હાલ જેવી થઇ ગઇ હતી. બાલકનું ગુજરવું, ભ્રથારની આવી મરતતોલ હાલત અને બાહારની ધાસ્તી તેણીને ખાઇ જતાં હતાં.

અદી હુશીઆર થવા પછી કાલી બોલ્યો—" ગુલાં, મને લાગેછ કે ડોસાભાઇ ડાકટરની ઉપર વીશ્વાસ મુકવામાં કંઇ જોખમ નથી—કેમ અદી–તારો શું વીચાર ?"

"વીશ્વાસ ? શાનો વીશ્વાસ ?"

"તારી ખાનગી વાતથી એને વાકેફ કરીએ અને મને લાગેછ કે એ ઘણો લાયકીવાળો છે ને આપણુને આપના આવા સંકટમાં મદદ કરશે."

"નહીં બા—મને એ જોખમ પસંદ નથી. હવે મરવા અણીપર આવ્યો તારે પકડાઈ જાઉં તો !"

કાલીનો વીચાર જુદો હતો. ડોસાભાઇ ડાકટર કોઈને જાણી જોઇને હેરાન કરે એવા તો નહીં હતા. ગુલીએ પણ એવુંજ મત આપ્યું, કેમજે હવે ડાકટર વના તે નાચાર થઈ ગઇ હતી. ભીખીને પણ એ વીચાર ઘણો પસંદ આવ્યો. આખરે ઠરાવ થયો કે કાલીએ આસતે રહીને વાત ચાંપી જોવી.

અદીને હજી શક હતો "કાલી ઉતાવલ કરતો ના, મારી અજલ તો નજીક આવી છે તોબી બંદીખાનામાં કુતરાની પેઠે મરવા મને ગમતું નથી. સંભાળથી કામ લેજે."

"હું દલગીર છેઉં કે એ વાત મને આગળથી નહીં સુજી. પણ તે વખત બીજો એટલો બધો ધભરાટ હતો કે ધ્યાન ઠેકાંણે રહેબી ક્યાંથી?"

"જે બનવાનું હશે તે બનશે—ચાલ ગુલી—કાંઇ વાંચવાની ચોપડી લાવ."

અદીએ આ પ્રમાણે હીંમત દેખાડી અને કાલી પોતે માથે લીધેલું કામ બજાવવાને ગયો. તેનાં જીવમાં જીવ ન હતો. રખે કામ બગડી જાય. આટલીબધી મેહેનત કીધા પછી રખે સેવટે મોહોકાંણ વળે. કાલીએ ઘર જઇને ડાકટર ડોસાભાઇને મળવા આવવા ચીઠી લખી. રાતના સાત વાગે ડાકટર આવ્યા. દીવાનો ઓથો પોતાનાં મોહોડાં ઉપર કરી કાલીએ હળવેથી વાત છેડી.

"ડાકટર, એક ઘણીજ અગતની છુપી વાત, જેમાં મોહોત જીવતનો સોદો છે તે, તમને સોંપવામાં આવેતો તમે શું કરો?"

આ સવાલથી ડાકટર જરા ધભરાયા. કાલી પોતાની ધણીઆણીને માટે કાંઇ કહેવા માંગતો હશે કે શું? તેવણે જવાબ દીધો "કોઇબી એવું છુપું દરદ નહીં હશે કે જે મારા હાથ તળે આવી ગયું નહીં હોય."

"નહીં—નહીં—ડાકટર—તમે મારી મતલબ સમજ્યા નહીં. હું છુપાં દરદની વાત કરતોનથી. હું છુપી વાત માટે કહું છું. એ છુપી

વાત એવી છે કે જો બાહાર પડે તો તેમાં સામેલ રેહેલા લોકના જાનને હાની પુગે."

ડાકટરે વળી પાછો જરા વાર વીચાર કીધો, "કાવસજી તમે જો મારી પાસે સાફ જવાબ માંગતા હોય તો તમે વધારે ખોલાસાથી બોલો."

"ત્યારે સાંભળો. મામલો આ પ્રમાણે છે—મારી જાણમાં એક ભયંકર છુપી વાત છે. તેમાં મારો એક—એક—દોસ્ત સંડોવાયલો છે. કાંઈ ગફલતીથી તે કાયદાના સપાટામાં આવી ગયો છે, પણ તે હાલ છુટો છે અને બે ત્રણ જણની મદદથી તે છુપાઇ રહ્યો છે. અગર ચોકસ અગતના કારણસર એ છુપી વાત મારે તમને કહેવાની જરૂરજ પડેતો તમે તે છુપી રાખશો? કે તમે એક વફાદાર રૈયત તરીકે પોતાને સમજી તેને સપડાવી દેશો?"

"શું કરવા? લોકોને પકડાવવાનું કાંઇ મારૂં કામ નથી? મારૂં કામ લોકને બચાવવાનું છે. મારેથી તમોએ બીહીવું નહીં. હું જાણુંછ કે બચારો કોઈ પૈસાના ખાડામાં ફસી ગયો હશે?"

"અગર પૈસાની વાત નહીં હોય ને કાંઇ ગુનાહની વાત હોય તો?"

"ગમે તે કાંય નહીં હોય! હું કાંઇ પોલીસનો અમલદાર કે સરકારી વકીલ નથી—પેલો હીંદુ ડીટેકટીવ અહીં આવ્યો તેના સંબંધમાં કાંઇ છે કે?"

"હા, અહીં એક ધણી છુપાયલો છે જેણે તમારી અથવા મારી અથવા પ્રજાની સામે કાંઇ ગુનાહ કરયો નથી. તેને

સપડાવવાની આપની ફરજ નથી, અને હું તેને મદદ કરૂંછું. જ્યારે હું તેનું નામ તમને કહીશ ત્યારે એજ પ્રમાણે તેને બચાવવાની તમને અરજ કરૂંછું."

"મોટી ખુશી સાથે—પણ મને એ વાતમાં સામેલ કરવાની જરૂરજ શું?"

"જરૂર નહીં હોયતો હું તમને કહુંબી? તે બીચારો મોહોતની અણી ઉપર છે, અને તમારી હાજરીની જરૂર છે. તે થોડા દાહાડા હવે જીવશે એટલા માટેજ તેને વધારે આજાદ નહીં કરવાને મારી વીનંતી છે."

"હવે હું સમજ્યો. તમે મને ત્યાં લઇ જઇને મારી પાસે દવા કરાવા માંગોછ?"

"જો ડાકટર સંભાળજો તેના ઉપર અપરાધ સાબેત થયલો છે."

"હશે! પણ તે સારૂ તેને શું દવા નહીં જોઇએ કે? ગમે તેબી હોય પણ આખર કરેને તે એક ભાઇબંધ માણસ."

"વચણ આપો."

"લેઓ આએ મારૂં વચણ—સજા કરવાનું કામ તે પરવરદેગારનુંછે મારૂં કામ બેમારને સારૂં કરવાનું છે."

"ખોદા તમારૂં ભલું કરો."

"તમે ખાત્રો રાખજો કાવશજી કે દવા કરવા ઉપ્રાંત બીજી કાંઇબી મદદ જોઈશે તે હું આપીશ. બોલો હવે તે કોણછે? 'ભુલામરી'માં આજારી હતો તે?"

"હા તેજ."

"તારે મારી તરફ ખરી. મને લાગું કે મેં ત્યાં કોઇને જોયો હતો ખરો. તે કોણુ ? ધનબાઇજીનો ધણી કે ? આએ ગુજરી ગયલા બુચાનો બાપ કે ?"

"હા તેજ, પણુ તેને તમે સારીપેઠે ઓળખોછો."

"કોણુ ?"

કાલીએ આસપાસે જોયું. રખે કોઇ સાંભળતું હોય. પછી ડાકટરના કાન ઉપર પડી હળવેથી બોલ્યો "એ ખબર ઘણી ધાસતી ભરેલી છે અને તમે તમારૂં વચણ આપેલું છે."

"અલબત, કાવસજી હું ગ્રહસ્થછું, એ ધણી કોણ છુપાયલો છે ?"

"મારો ભાઈ, અદી !"

ડાકટર ભુસ્કો મારીને ઉભા થયા. કાલી ઘેલો બેલો થયોછ કે શું ? અદીના રવાનને અવલમંજલ પોહોંચાડતી વખતે ડાકટર પોતે હાજર હતા ને આએ બકેછ શું.

"ડાકટર, ખોદાને ખાતર જરા ધીરા પડો. હું સાચુંજ કહુું છું કે મારો ભાઇ હૈયાત છે."

"તારે તે શું પાછો જીવતો થયો ?"

"નહીં—પણુ તે મરી ગયો હતોજ નહીં."

* * * *

કાલીએ આ પછી સઘલી વાત ડાકટરને માંડીને કહી. માત્ર અદી કેમ છુપાતો હતો તે જણાવ્યું નહીં અને ડાક-

ટરે તે પુછ્યુંબી નહીં. તે વાત કાલી, માણેકલાલ અને હરીઆ સીવાય 'ભુલામરી'ની બાહેર કોઇ જાણતું ન હતું. ડાકટરને પછવાડેથી તે જણાવ્યામાં આવ્યું હતું પણ હાલ નહીં. ડાકટરે કબુલ કીધું કે મારી. પ્રાકટીસમાં મેં ઘણું ઘણું નવું સાંભળ્યું છે પણ આ તો તદન અચંબા ભરયું છે.

રાવજીએ બેલગામથી કાળું કીધું કે અદીએ વળી પાછું સંભાળ રાખવાનું મેલી દીધું હતું. પણ તેનું મોહોડું જે અગાઉ ભરેલું હતું તે હમણાં ચીમડાઇને ચલ્લી જેવું થઈ ગયું હતું.

જેવા ડાકટર અને કાલી દાખલ થયા કે ડાકટરે અદી સાથ શેકહાંડ કરવા હાથ લાંબો કીધો પણ અદીએ પોતાના હાથ ગજવામાં મેલી રાખ્યા "ડાકટર સાહેબ, તમે બધું જાણોછ?"

"હા—બધું."

"અને તોબી તમે મારા દુશમન નથી?"

"તમારો સાચ્ચો મીત્ર છેઉં, અરદેસર. તમારા ભાઇ જેવોછું."

આ પછી અરદેસર તેને વળગી પડયો "મારા દોસ્ત, ખરો મરદ તે તું. મારૂ નામ અહીં અરદેસર નથી. આહ! ડાકટર! શું મેં હલાકી ભોગવીછ!"

"ખરેખર! તમે મને અગાઉથી બોલાવ્યો કેમ નહીં?"

"હમોને ડર લાગી. મારી જગાએ કોઇબી હોય તો પોતાની હાલતથી નીરાશ થઈને ડરે. વળી આ દરદ એકદ-

મ એટલું તો અચબુચ ઉભરાઇ આવ્યુંછ કે અમુને વીચાર કરવાનો કાંઇ ટાઈમબી નથી મલ્યો. મને હવે ફકર એ પડીછ કે આસપાસના લોકને કાંઇબી ખોલાસો કરવા વગર તમે અહીં રોજ આવશો કેમ ?"

"છટ ! તેમાં શું. એમ સમજો કે ધનબાઇજીને માથાંમાં ઠોંસો નીકળયોછ. અથવા નહીં તો તમારા ધરડા માલીને પગે વા થયોછ. કાંઈબી બાહાણું ચાલશે."

અદીને આ સાંભળીને હસવું આવ્યું "હા ડાકટર સાહેબ—આપરે ધરડા માલીનુંજ બાહાણું કાહાડશું અને જો મને છેલ્લી આરામધાહની જગાએ બાહાર લઇ જવોજ પડેતો ધરડો માલી મરી ગયો છે એવે બાહાણે બાહાર લઈ જવાશે. એટલું સારૂં છે કે અહીં દેખમું નથી પણ બધાનેજ ડાટવાનું છે."

આ વાતચીત પછી ડાકટર અને કાલી બાહાર નીકળ્યા. કાલીએ ઇંતેજારીથી પુછ્યું "કેમ ડાકટર, હવે તમારો એના વીશે શું વીચાર ?"

"હું એને ફરીથી તપાશીઆ પછી મત આપશ—હાલ હું કહેતો નથી." પણ આ શબ્દો બોલતી વખતે ડાકટરે જે મોહાડું કીધું તેથી કાલીને ધસકો પડયો.

---

## પ્રકરણ—૫૩.

### જાઇજી કોટવાલનો ગુંચવાડો.

પુતળીબાઇના મા જાઈજી કોટવાલ બેલગામ પોતાની દીકરીને ત્યાં રહેવા આવ્યાં હતાં. પુતળીનો ચેહેરો જોઇ તેઓ બહુ વીસમય પામ્યાં. એતો દેખીતું છે કે જે લોક રાત દન સાથે વસતાં હોય તેમને એકાદના ચેહેરામાં મોટો ફેરફાર ન જણાય, પણ તેજ ધણીને લાંબી મુદ્દતે જોતાં તુરત તે ઉપર ધ્યાંન ખેંચાય. પુતળીની આસપાસનાઓને જે ન દેખાયું તે જાઇજીને તુરત દેખાયું. પોતાની લાડકી બેટીના આ હાલ જોઇ તેમના પેટમાં ખરેખરી ફાળ પડી. પુતળીનું મોહ કજળાઇ ગયું હતું અને આંખમાં આવડા આવડા ખાડા પડી ગયા હતા.

મા દીકરી જેવાં એકલાં મળ્યાં કે જાઇજીએ ઘણી ચીંતાથી પુછ્યું "દીકરા પુતળ, તુને છે શું?"

"શું હોય માયજી? કાંઇબી તો નથી. ખાઈએછ, પીએછ, ફરીએછ, હરીએછ, ને હોય શું?"

"જરા આરશીમાં તારૂં મોહોનું જો, તારા વરને કાંઈ નહીં લાગતું એ અજબ વાત છે."

"માયજી, આએ વખતની બે મહીનાની ગરમીએ હું ઘણી હેરાન થઇ, બીજું કંઇ નથી."

"હું માનું નહીં. જાંહ છે તાંહ કાંઈ બીજી અડચણ છે. તું તારી માએનેબી ઉડાવેછ. તુને પેલી ખરાબ તાપ આવીતી તારેબી તું હમણાના જેવી છેક મરી ચરી ગેઈતી નહીં."

પુતળીએ કાંઈબી વધુ ખોલાસો કીધો નહીં અને જાઈજીએ અંતે ઠાકીને હમબાઈથી વધુ સાર મેળવવાનો કસદ કીધો. પણ હમબાઈનું ભેજું બ્રહ્મચારીની ખટપટમાં ચરવા ગયું હતું. પુતળીના હાલ પડતા જાય છે તે તેણીના જોવામાં આવ્યું ન હતું. પુતળીને ધણીબી સીસામાં ઉતારવા છતાં તે પોતાના ધણીને વળગી રહી હતી તેથી હમબાઇએ તે બન્ને જણને ઓવાર નીવાર કરી મુક્યાં હતાં. વળી હમબાઈની હજુરમાંતો પુતળી જાણે કેવીક ખુશાળ હોય તેમ ડોળ ઘાલતી હતી.

"પુતળીને શું છે? કાંઇબી તો નથી." જાઈજીના સવાલનો હમબાઇએ જવાબ દીધો.

"ઓ વાય, હમબાઈ, તમે બધાંને શું થયુંછ? હાડકે હાડકાં નીકળી આવ્યાંછ ને તમુને કોઈને દીસતુંજ નહીં કે?"

"એ તો તમે ઘણે દહાડે આવ્યાંછ તે તમુને એમ લાગે."

"કોઈ સાથ બોલતી નહીં, ચાલતી નહીં ને આખો દહાડો વીચારમાં બેસી રહેછ તેથી મારો જીવતો બળીને ખાક થઇ જાયછ. જો હમબાઈ, સાચું કહે, કંઈ એનાં વર સાથે તો ખટપટ નથી?"

"ખટપટ! ઓંજીઉં આખો દહાડો તો તેની આગળથી ખસતી નથી, તેને આંખમાં ચાંપીને રાખી મુકીઓછ, જાણે કોઈ લઈને નાહાસી જતું હોય તેમ, ને ખટપટ શાની?"

"કોણ જાણે! મને એવો વેહેમ આવ્યો."

આ પ્રમાણે જાઈજી મનમાંને મનમાં મુંઝાયા કરતાં હતાં. એક દાહાડે તેવણને બીજી ચટપટ થઇ આવી. તેવણ ભર દઇને બોલી પડયાં. "હમબાઈ તુંને અહીં આવ્યાને બાર મહીના ઉપર થવા આયા, હવે તું કાંહ સુધી અહીં કોઇના ઘેરમાં પડી રહેવાની છે?"

બાપરે! હમબાઇ ચોંકી. થોડીક મુદત થઇ તેણીના રહેવા સંબંધી કાલી અને પુતળીબી જરા અકરવકર કરતાં હોય એવી નીશાનીઓ તેણીને જણાઈ હતી. જોકે તેઓ એટલાં ભલાં હતાં કે મોહોડાંમાંથી એક શબ્દ કાહાડયો ન હતો.

પણ હમબાઇને જરા ગમતું ન હતું. મુફતનું ખાવાપીવાનું મુકીને વળી મુંબઇ કાંહ જાય! અને વળી બ્રહ્મચારીનું કેમ!

"હમણાં એક બે મહીના તો હું અહીંજ છેઉં. પુતળી એકલી છે ને વળી એના જીવનેબી ઠીક નથી તેથી મુકીને જવાનો જીવ થતો નથી."

હા, તે વાતબી ખરી. કાલીબી ઘણો ગમગીન દીસતો હતો. મોટી બાયડી સાથે જમતાં, ફરવા જતાં તે બધું જાઇજી નજરે જોતાં, પણ અંદર કાંઇબી ભેદ છે એમ તેવણને લાગ્યું હતું. કાલી જમીને રાતના હમેશ ફરવા જતો, પણ કોઈ દાહાડે પુતળી તેની સાથ જતી નહી અથવા કોઇ દાહાડે એક બોલ બોલતી નહીં એ જાઇજીએ જોયું હતું.

ખરી વાત એ હતી કે હમણા કાલીને 'ભુલામરી'માં વધારે જવું પડતું હતું. ડોસાભાઈએ મત આપયું હતું કે અદાને·

કેસ ઘણો ધાસતીમાં છે, અને હરપલે તે પોતાનો જાન છોડી દે એમ છે. અદીબી દરરોજ સુકાતો જતો હતો અને પોતાની અજલ નજીક આવીછ એમ સારી પેઠે સમજતો હતો. એ લીધે કાલી એક રાતબી ગેરહાજર રહી શકતો ન હતો.

"કાલી દીકરા, કાલે સહવારના આવશે કે?"

"જો બનશે તો."

"નહીં—મને કબુલાત આપ."

"આવશ—જરૂર આવશ."

કાલી સેહેજમાં આમ જવાબ આપતો પણ તેને મોટી] મુશ-કેલીઓ સાથ કામ હતું. 'ભુલામરી' આગળ લોકની આવ-જાવ ઘણી એટલે ઘડી ઘડી માંહે આવજાવ કરતો જણાયતો ચાવાચીવી થાય. ઘડીમાં તે બારણું ઉંઘાડવા કુંચી કાહાડે તેટલાં કોઈ આવી જાયતો તુરત સામે માણેકલાલની બંગ-ળીમાં વાતે ઉભો રહી જાય. એવા ધરક ધુજારામાં કાલી અદીને મળવા જતો હતો.

દાહાડા નીકળી ચાલ્યા. અદી આ ઘર્થી અને પેલી ઘર્થી વચે લટકયા કરતો હતો. કોઇ દાહાડે સાજો તો કોઇ દાહાડે મરતતોલ. પુતળીની હાલત જોઇને જાઇજીતો બેલગામ રહી પડયાં હતાં.

એક દાહાડે સહવારનાં પોહોરમાં કાલીને પોતાનાં ભાઈ આગળ જવું પડયું. આગળી સાંજના અદીની તબીયત વધુ બગ-ડી હતી. દરવાજ્જામાંથી ડાકટર ડોસાભાઇ તુરતનાજ બાહાર નીકળતા હતા. ગામમાંતો ખબર પડી ગઇ હતી કે 'ભુલા-

મરી'માં ડોસો માલી બહુ બીમાર હતો તેની દવા કરવા ડાકટર ડોસાભાઇ આવતા હતા. ડાકટરની પોતાની બુકમાંબી ડોસાનુંજ નામ નોંધેલું હતું અને દવાબી તેનેજ નામથી આવતી હતી.

"કેમ ડાકટર, અદી કેમ છે?"

"કાલ કરતાં ઠીક છે, પણ એને મેં સુઇ રહેવાનો હુકમ કીધો છે, એને નબળાઈ ઘણી છે. મને લાગેછ કે કોઇ બીજા સારા ડાકટરને મસલહતને માટે બોલાવ્યો હોત તો ઠીક."

"તે કેમ બને?"

"જો એવણુ મુંબઇમાં હતે તો આટલીબધી અડચણુ નહીં પડતે."

"આપરે તો ઘણુંબી ઇછીએછ, પણ મુશકેલીજ ત્યાં છેની. ડાકટર સાચું કહો, અગર બીજો મોટો ડાકટર તમારી સાથે હોય તો ભાઈને બચવાની આશા છે?"

"સાચું કહું તો, નથી. મારેથી બને તેટલું હું કરૂંછ."

અદીએ જેમ તેમ ડાકટરનો હુકમ કબુલ રાખ્યો હતો. તેના ચેહરાનો કલ્લો જે ભરેલો હતો તે હવે ચીમડાઈ ગયો હતો, બાલ સઘળા પાકીને ઉજળા થઈ ગયા હતા. આંખોનું તેજ જતું રહ્યું હતું.

"કાલી તું આયો કે? હું તારીજ વાટ જોતો હતો."

"કેમ અદી, હમણાં કેમ લાગેછ? દરદ ઓછુંછે કેની?"

"હા, તદન નરમ છે."

"ડાકટર કહેતા હતા કે તુંને જો મુંબઇ લઇ ગયા હોય તો ઘણો ફાયદો થાય."

"છટ, છટ! ડાકટરભી ગાંડો છે ને તું બી ગાંડો છે. બોહત ગઈ ને થોડી રહી તારે હવે મુંબઈ! હું તો હમણા ઉઠીને ફરસ."

"નહીં, અદી, આજે નહીં. આજે ડાકટરની સખત મનાઈછે."

"ડાકટર કોણુ થાયછ? એ કેહશે તે સારૂં શું હું સુઈ રહેવાનો કે? ડાકટર ડાકટરને ઘેર રહ્યો. હું મારે ગમે તે કરીશ."

દોરડી બળે પણ વળ નહીં મુકે. અદીનો અસલ મીજાજ હજુ નરમ પડયો નહીં હતો. તેને ચીઢવવામાં સાર ન હતો.

"જેમ તારી ખુશી, અદી."

"તું કાંય અમથો મુઝાયછ? હું દસ વરસ સુધ રહેવસ તોબી જમ આવવાનો હશે તે કાંઇ ઉભો રહેવાનો છે? જે માઠું થાય તે સારાંને કાજે. કાલી, તારા જેવી સાંત જીંદગી મારી હોતે તો કદાચ જમને હું બે ચાર વરસ દુર રાખી શકતે."

સાંત! યા પરવરદેગાર! કાલીની સાંત જીંદગી! કેવી સાંત હતી તેતો તેનો ખોદા જાણુતો હતો.

"કાલી દીકરા, પરમ દાહાડે ડાકટર આયા ત્યારે ગુલાં વાડીમાં ફરતી હતી તેટલાં મેં બધું પુછી લીધું. તેના કહેવા પ્રમાણે દરદ તો ઘણા વખતનું જુનું છે, ફકત હમણાંજ ઉભરાઇ આયુંછ. મોડે વેહેલે મારો અંત આવશે તેતો હું જાણુતોજ હતો, પણુ બુચાની પછવાડે આટલો જલદી આવશે એવી મને વકી નહીં હતી."

"ખોદા કરશે તો તું ઘણા વરસ જીવશે, અદી, એમ શુ કરવા બોલેછ? ડાકટરે કંઇ છેક તારો કેસ લાઇલાજ છે એમ કહ્યું નથી."

"ડાકટરનું તોડકું! તું મારે સારૂં શોગ પાળશે કે? મારી એવી ખુશી છે કે અદી જીવતો હતો એવું મારા મુવા પછીબી કોઈ જાણે નહીં. મારા ગીઆ પછીબી જગના લોક તારી ગમ આંગલી કરી બતાવે તે મને પસંદ નથી."

આજે અદી વળી કીયા મીજાજમાં હતો? એ શું મજાખ મશકરી કરતો કે ખુશ મજાખના છાયા તળે પોતાના જીગરનો જખમ દુઝતો કરતો હતો?

"બસ—અદી, ખોદાને ખાતર બસ. તારા બોલોથી મારા બાલે બાલ ઉભા થાયછ. બીજાઓ કરતાં તારે અને મારે મજાખ મશકરી વધારે તરક કરવાં જોઇએ."

"મશખરી? મશખરી સાની—તારે મારે સરત કે આએ પતેતીની અગાઉ હું તુને છેલ્લી સલામ કરી જઇશ."

"અદી—ચાલ તારે હું જાઉંછ. તું જાણીજોઈને આજે મને દુ:ખી કરવા બેઠોછ. આ પ્રમાણે બોલવું તને સજાવાર નથી."

"પણ કાંય નહીં?"

"તેમાં તુંને ફાયદો શું થાયછ?"

"બેરફાયદો શું થાયછ? મને સોવાતું નહીં તેનું કેમ કરૂં? ચાલ મને ઉંઘ આવેછ, તું જઇને ગુલી સાથ વાત કર."

## પ્રકરણ—૫૪.

## મોટું મન.

અદી ઝટ ઊંઘી ગયો, અને કાલી વાડીમાં ગુલાં કીઆરા સમા કરતી હતી ત્યાં ગયો. અત્રે જણાવવાની જરૂર છે કે ગુલાંના જેવી ચતુર માલણ પારસીઓમાં થોડીજ હશે.

"કેમ કાલી, તમે બેહુ ભાઈઓ વાત કરતા હતા તેથી હું જાણીજોઇને અંદર આવી નહીં. આજે અદીની તબીઅત ઘણી ખરાબ દેખાયછ નહીં?"

"હા—હમણાં તો આંખ લાગેલી છે."

"આએ વખતે? મારાં બાપના ભાયગ. કાલી, અદીને ઉઠવાની તુને કંઇબી આશા લાગેછ?—સાચ્ચું કેહ, મારા સમ."

"હું શું કહું? એ દરદનો મને ઘણો અનુભવ નથી, ને ડોસાભાઈએ હજુ ખરી ખંખારીને પોતાનું મત આપ્યું નથી."

"જે થવાનું હોય તે થાય. અમે સારી સ્થીતીમાં હતે તે વખતે આવો બનાવ બનતે તે કરતાં હમણાં બનેછ એમાં હું દાદાર હોરમઝદની મેહરબાની ગણુંછ."

"એટલે? તેમાં શું ફેર?"

"મારો બુચો ગુજરી ગીઓ, મારો ધણી મને છોડી જાયછ એટલે હવે મારી આશા આ દુનીઆંમાં શું રહી? એજ કે હવે મને જેમ બને તેમ તે પેદાનો કરનાર એ લોકની આગળ બોલાવી લે. કાલી, જો છ મહીના અગાઉ મને

લાગતે કે અદી મરી જશે તો મારેથી એ જખમ ખમાતે નહીં, પણ ત્યાર પછી જે સંકટમાં અમોએ દાહાડા પસાર કીધાછે, જે ધાસ્તીઓ અમારે માથે ટંગાઇ રહેલીછે તે જોતાં એ છુટકો હું ખોદાના હુકમ મુજબ ગણુંછું. આવી વેલાએ મોહત એક જાતનો સધીઆરોછે. રાતને દાહાડો ધરક ધુજારામાં રહેવા કરતાં, હરપલે પકડાઈને ફાંસીને લાકડે લટકવાની દેહસત કરતાં આબરૂ દરકારથી મરવું મને બેહતર લાગેછ."

કાલી આ સાંભળી ભરેલી છાતીએ અને ભીંજાયલી આંખોએ ત્યાંથી ગયો. ગુલીના શબ્દો જોકે નાપસંદ તોએ રામબાણ ખરા હતા. ખરેખર અદી આટલો જલદી નખાઇ ગયો હતો તેમાં કશી પણ નવાઇ ન હતી.

હવે તે દાહાડે સરેસ્તા મુંજબ આશાનીથી છટકી જવાનું કાલીનાં બાબમાં સરજેલું ન હતું. તે ઘર જવા સારૂં દરવાજા ઉપર આવ્યો અને કોઇનાં આવવાનો સાદ સંભળાયછે કે નહીં તે જાણવા સારૂં કાન ધરી સાંભળવા લાગ્યો. સઘળું ચુપ ચાપ હતું એટલે કાલી બાહાર પડયો અને જોયછ તો દરવાજા ઉપર જાઇજી અને હમબાઈ ઉભેલાં હતાં. કાલીતો આમ અચબુચ પકડાઈ જવાથી ખશીયાંણો પડી ગયો પણ તુરત ધ્યાંન ઠેકાંણે રાખી પોતાનાં સાસુની ખબર અંતર પુછીને પોતાને રસ્તે ચાલતો થયો.

પણ જાઈજી આમ સેહેજમાં સમજી જાય તેવાં ન હતાં. આ ભલતી જગ્યામાંથી કાલીનું આમ અચબુચ નીકલી આવવું, તેનું ખસીયાંણું પડવું, પુતળી અને કાલી વચે એ 'ભુ-

લામરી' બાબદની ચુપકીદી, એ સઘળું હવે તેવણુને યાદ આવ્યું.

તમારા મનમાં શું પસાર થાય છે એમ જાણે દેખાડવા માંગતી હોય તેમ હમબાઈ પણ અણુકાથી હસવા લાગી. આખરે જાઇજીએ પુછ્યું "અગાઉ જે લોક આ બંગલામાં રહેતાં હતાં તેજ હજુબી રહેછકે."

"હા, ગયા મુકતાદમાં તેવણુને ત્યાં છોકરો આયો હતો તે ગુજરી ગયો."

"છોકરો! એતો વીધવા હતીની?-નહીં નહીં-એનો વરતો કંઇ બાહાર દુર દેશાવર ગયો હતો તે પાછો આવ્યો કે શું?"

"પાછો આયોબી નથી ને ગીયોબી નથી, વર કોણનાં ને વાત કોણની."

"શું? એ તું શું બોલેછ?" જાઈજીએ અકળાઇને ઘણીજ અચરતીથી ડોળા ઉંચે ચહડાવી મુંકયા.

"ગામમાં આજે દોહોર દોહોર વરસ થયું વસેછ ને કોઈએ એના વરને આવતો કે જતો જોયો નથી ત્યારે શું આસમાનપરથી છાપરાં વાટે ઉતરી આયો?"

"મરેરે" જાઇજી બોલ્યાં "એમ છે ત્યારે કાવસજી ત્યાં શું ગોતાં ખાયછ."

"કાવસજી? આપરે છેતે કાવસજી તો—એવણુનાં ઘેરવાલા થાય કેની.?"

આ ઉતરથી જાઇજીને ત્રણ ચાર રીતે ચટકો લાગ્યો અને તરેહવાર નાપસંદ વીચારોએ તેવણુનાં મનમાં ઘર કરયું.

"હમબાઈ, મને ખરૂં કેહ, એ બધું શું ધમસાણ છે."

ખુદરતી રીતે જોતાં તો હમબાઇ તેજ વખતે સઘલું ધમસાણ જાઇજીને સમજાવી દેતે, વખતે વાતને વધારે લેહેઝત આપવા વટાવ તરીકે થોડુંક મરી મીઠું પણ ઉપર ભભરાવતે. બાઈઓ, એઅદબી માંફછે—પણ મામા અવ્વાનાં વખ્તથીજ એ નાની જેવી નબલાઇ તમારા લોકમાં ઉતરી છે—પણ તેટલાં હમબાઇની નજર સાંબી બંગલી ઉપર પડી, જયાં માણેકલાલ આ સઘલો તમાસો મસ મોટા ડોળા કાહાડીને જોતો હતો. હમબાઇ તુરત ચેતી ગઈ અને ગભરાઈને વાત ફેરવી નાંખી "મને કંઇ એ બાઇ વીશે ખબર નથી બા, માહારે નામથી કોઇને કાંઇ પુછતાનાં. એ બાઇ સોવાસણ છે, ઘણી દેખાવ વાલીછે ને કાવસજીની ભારૂતછે એટલું હું ફકત જાણુંછ."

"પણ ત્યારે એ એખલી અહીં શું કરવા રહી મરેછ, ને કાવસજીને ત્યાં જવાનું શું કામ છે?"

"તેતો માય કાવસજીને પુછો, હું શું જાણું?"

જાઇજી તેવાર કાંઇ બોલ્યાં નહીં. હમબાઈ તેવણને ફુડાવતી હતી એવું તેવણ સમજી ગયાં. તેવણને આખો દાહાડો ચટપટ થયા કીધી. સાંજનાં કાલી વાડીમાં ફરતો હતો ત્યારે લાગ જોઇ જાઈજી તેની આગલ ગયાં.

"કાવસજી બા, મને એક વાત ધ્યાંનમાં આવેછ તે જો તમારી રજા હોય તો કેહું."

"હાજી બોલોની, રજા શાની."

"હમણાં પુતળીના શા હાલ થઈ ગયાછ તેતો તમે જોયું હશે."

"હા, થોડીક મુદત થઇ એની તબીઅત ઘણી બગડેલી ચાલેછ."

"હું એ વાત તમારી આગળ કેદારની કરવાની હતી પણ પુતળી મને બોલવા દેતીજ નથી, તબીઅતની વાત કાહાડું છ કે ફફરી પડેછ પણ હવે તો પુછ્યા વગર ચાલતું નહી કે એને શું છે તેની તમુને કાંઈ ખબર છે?"

"નહીં, હું તો કાંઇ જાંણુતો નથી. હું કબુલ કરૂંછ કે હમણાં મને જરા રોકાંણુ વધારે હોવાથી મેં પુતળીની તબીઅત ઉપર ઝાઝું ધ્યાંન આપ્યું નથી."

"ત્યારે મારી એવી ખુશી છે કે હું એને મારી સાથે મુંબઇ લઇ જાંઉ અને કોઇ ડાકટરને દેખાડું."

"પણ તમે એટલા વારમાં જવાની શું વાત કરોછ?"

"હમણાં નહીં પણ હું જાંઉ ત્યારે. આવી હાલતમાં એને અહીં નાંખી જવાનો મારો જીવ થતો નથી. એને લઈ જાંઉ તો તમુને કાંઈ અડચણ છે?"

"જરાબી નહીં. ડાકટરોની દવાથી કશું વળવાનું નથી, કેમજે એને દરદ કાંઈ નથી, પણ હવાના ફેરફારથી એને ફાયદો થાય ખરો. એની ખુશી હોય તો એ સુખે જાય."

"જ્યારે તમારી રજા છે ત્યારે હવે હું એ વાતનો બરાબર બંદોબસ્ત કરીશ. એ તો અહીંથી જવા સાફ ના પાડેછ ને ડાકટરની દવા લેવાબી ના પાડેછ. પણ તમારો હોકમ

હોશે તો હું બોંહોસ કરીને એને લઇ જવશ. કાવસજી તમેબી આવોતો કેમ? હમણાં ગ્રાંટરોડ ઉપર હમારો નવો બંગલો ઘણો મોટો છે ને કશી અડચણ પડશે નહીં."

પોતાના કમબખ્ત ભાઈને 'ભુલામરી'માં મરતી હાલતમાં મુંકીને કાલીથી હાલ તુરત બેલગાંમ છોડી જવાય એમ ન હતું પણ થોડો વખત સુધી પુતળી અહીંથી ખસે તો ઘણુંજ ફાયદાકારક હતું એમ તેને લાગ્યું. તેમ થવાથી પોતાના ભાઈ ઉપર વધારે વખત રોકવાને તેને બની આવે. 'ભુલામરી' અને તેના મામલા તરફ પુતળીનો તીરસ્કાર એટલો તો દેખઈતો હતો કે તે જ્યારેબી ત્યાં જતો ત્યારે એક ચોરની પેઠે ભરાઈને જતો હતો.

"હાલ તરતતો મારેથી બાહાર જવાય તેવું નથી, પણ જો તમારી રજા હશે તો હું એકાદ વખત તમારે ત્યાં આવી જવશ."

"પણ એટલું બધું શું અહીં વહી જાયછ?"

"મારાં એસ્ટેટનાં કાગજીઆં હજુ બરાબર ગોઠવાઇ રહ્યાં નથી અને મને બીજું વકીલ સાથે ઘણું કાંમ પુરૂં કરવાનું છે."

"પણુતમે પુતળીને પાછા બોલાવા સારૂ તો મુંબઇ આવશોની?"

"મોટી ખુશી સાથે, પુતળી જ્યારે લખશે કે તરત આવીને ઉભો રહીશ."

આ ઠેકાંણે જાઇજી અચકીને ઉભાં. તેવણ કાલીને કંઇ બીજું કહેવા માંગતાં હતાં પણ તે કેમ શરૂ કરવું તે સુઝયું નહીં.

આખરે કાલી બોલ્યો "હવડાં રૂતુ કેવી મજાની ચાલેછ, આંબાઓ બધા મોહોરોથી ઝુલાઇ ગયાછ."

"હા, આજે સવારનાં હમે ફરવા ગયાં ત્યારે ઘણુંજ સરસ લાગ્યું. તમે જે બંગલામાંથી બાહાર નીકળ્યા તેજ 'ભુલામરી' કે?"

કાલી બારે ડોલે જોવા લાગ્યો, અને દોકું ધુણાવ્યું.

"પેલી જુવાન બાઇ ત્યાં હજુ એખલીજ રહેછ કે?"

"નહીં, તેવણનાં ચાકરો સાથે છે."

"ને તેવણનો વર?"

"તેવણતો બાહાર દેશાવર ફરતા ફરેછ એમ કહેવાયછ."

"કાવસજી ગુસ્સો ના કરતા, એક વાત પુછવાને મારો જીવ તપી રહ્યો છે. આએ બાઇ—— આએ બાઇ—— લોક કહેછે કે——કંઈ એને વીશે સારૂં બોલાતું નથી."

કાલી ઉભો થઇ રહ્યો. "એટલે? તમે કોણ ધનબાઇજી વીશે બોલોછ?"

"ત્યારે વળી બીજું કોણ? એક જુવાંન જમાંન, દેખાવલી છોકરી એખલી અટુલી આવાં જંગલ જહાંનમાં રેહ ત્યારે વળી તેને વીશે લોકમાં સારૂં શું કહેવાય? કોઈને મલવુ નહીં ભેટવું નહીં, હોંજીઉં બંદીખાનાંમાં રેહ તેમ ખીલા અડગરા વગરતો રેહ નહીં ત્યારે તેનો અરથ શું?

"એ બચારી બાઇ ખીલા અડગરા સાથે એકાંત રહેછ ને કોઇ સાથે ભેળાતી નથી એજ એનાં સારા ગુણની જાંમીનગીરીછે, હું તમોને ખાત્રી આપુંછ કે એ બધી રીતે તમારી અને પુતળી સાથે બરાબરી કરવાને લાયક છે."

"પણ તે વીશે તમારી ખાતરીછે?"

"પુરેપુરી, ચોકસ કારણોને લીધે એ બચારી બાઇ સંકટમાં આવી ગયલીછે તે હર પલ પોતાનું મોહોત ઇછેછે. તેનાં ધણીને હું સારીપઠે ઓળખુંછું અને તે બે ચાર વાર ચુપ ચુપ અત્રે આવી ગયો હતો. પણ તેનાં ખાનગી મામલામાં વચે પડવાનો કોઇને હક નથી એટલે એ વાત મેં કોઇ આગલ કીધી નથી અને તમેબી કરતાં નાં. હું મારા પોતાનાં, મારી પુતળીનાં કસમ ખાઈને કહુંછ કે એ ધનબાઈજીનો વર મને મારા ભાઈ સમાંન વાહાલોછે અને ધનબાઇજીને હું મારી પોતાની બેહન બરાબર ગણુંછું."

સાચાં જાઇજી પાંમી ગયાં કે આ વાર કાલી સાચુંજ બોલતો હતો. તેવણે કાલીનો હાથ પકડી પોતાની આંખમાં ચાંપ્યો અને બોલ્યાં "જીવતા રેહો, મારા મનમાં કાંઇ એક કઢંગા વીચાર આવ્યા હતા તે માટે હું તમારી તથા એ બાઇ પાસે માફ માંગુંછ. મેં સાંભળ્યું કે તમે તેને ઘડી ઘડી મલવા જાઓછ ?"

"હા, એવણનાં ભરથારે પોતાનો સઘલો મામલો મને સોંપેલોછે અને મને તે લોકનાં સંકટમાં મદદ કરવાની ફરજછે, હાલ હું વધારે કહી શકતો નથી."

"અને હું વધારે જાણુવા માંગતીબી નથી."

---

## પ્રકરણ—૫૫.

## આખરે ભરમનો ખુલાસો.

શીયાળાની રૂત આવી. બાઇજી પોતાની દીકરીને લઇને મુંબઈ ગયાં હતાં. નવાઈ જેવું એ છે કે ઘર ચલાવવા સારૂ હમબાઇને અને એક ઘરડાં ડોસાંને બેલગામ મુકી ગયાં હતાં. અદી જેમનો તેમ ચાલતો હતો. તેને પાંસરાંમાં દરદ થતું અટકયું હતું, પણ હવે તો છેકજ લુલો તુતો થઇ ગયો હતો. કાલી 'ભુલામરી' ની વાડીમાં દાખલ થયો અને જોયછ તો ગુલી ઘરડા માલી સાથ વાડીમાં વાત કરતી હતી. કાલી આથી ઘણો ફફડયો.

"અદી! અદી! તારી બોંહોસને શું કહેવું જોઈયે. તુંને ના કહ્યું હતું કે તારે ધોલીયાપરથી ઉઠવું નહીં અને તું વળી ચાંચવા પાવડા સાથે ચેડાં કાહાડેછ."

"હુરરે—ગુલાં સાંભળેછ કે? હું જવા પછી કાલી કોણને લેકચર આપશે?"

એ અવાજ કોણનો? ઘરડો માલી કે અદી? ખુંધ, ચેહેરો, કપડાં, સુજી આવેલાં ગુંઠણ એ સઘળું તો ઘરડા માલીનું, પણ અવાજ, આંખ, મશકરી, અદીના!

વાંચનાર! હજુ સમજયો કે નહીં? ઘરડો માલી કોઇજ નહીં પણ છુપા વેશમાં અદી પોતે હતો. ગુઠણમાં ડુચા ઘાલી, ખોટી ખુંધ લગાવી તેણે ચતુર રાવજીને

પણ ઠગયો હતો. અદીના દાંત ખોટા હતા એટલે તે કાઢા-ડી નાખતાં તેનો ચેહરો ફેરવાઈ જતો હતો. રાવજી ઠગાય એમ મુશકેલ હતું, પણ રાવજીએ અસલજ અદીને બરાબર જોયલો નહીં એટલે કામ વધારે આશાન થઇ પડયું હતું.

વાંચનારને યાદ હશે કે જ્યારે અદી યારોડામાથી છટકયો ત્યારે તેની સાથે એક બીજોબી બંધવો હતો અને એક દા-રોગો હતો. ખરો માણુસ જે મારીઓ ગયો તે આ દારો-ગો હતો પણ તેને અદી તરીકે ઠોકી બેસાડી તેના રવાનને ભુમીદા કરવામાં આવ્યું હતું. આ જયારે બન્યું ત્યારે મા-ણેકલાલ યારોડામાં કાંઈ કામકાજ સર આવ્યા કરતો હતો. જ્યારે બંધવાઓ નાઠા ત્યારે બીજાઓની પુઠે તે પણ તેમને પકડવા લાગ્યો. જંગલની પાસે તેણે અદીને બેભાન હાલત-માં પડેલો જોયો અને દયા આવી જવાથી તેને ઉપાડીને એક કઠીઆરાના ઘરમાં છુપાવ્યો અને તેની માને ખબર આપી.

આ પછીથી સઘળું કામ સેહેલું થઇ પડયું. અદીને વા-ગયું હતું તેથી ઘણા દાહાડા છુપાઇ રહેવું પડયું. માણેકલાલ તેમને છુપી બાતમી લાવી આપતો હતો. બધું સમાધાન થવા પછી અદીને મુંબઈ લાવ્યા અને ત્યાં તે માણેકલાલે ભાડે લીધેલાં ઘરમાં થોડા દાહાડા છુપાઈ રહ્યો. આ ઠેકાણે તેની બાયડી ગુલાં અને નીમકહલાલ દાશી ભીખી તેને આવી મ-ળ્યાં. આ સઘળી ગોઠવણ માણેકલાલે કરી હતી અને તે દાહાડેથી તેને ધનામાશીએ જીવે જાગે ત્યાંસુધી વરસાણુ બાંધી આપ્યું હતું. અદીતો ગુલી સાથ પરણેલો છે એવી પેહલી ખબર ધનામાશીને આપનારબી માણેકલાલજ હતો.

તેને 'ભુલામરી'માં રાખશું તો ઠીક પડશે એવી યોજના પણ પેહલ વેહલી તેણેજ ઘડી કાહાડી હતી. ઘરડા માલી તરીકે તેને છુપાવવાનો રસતો પણ માણેકલાલનાજ ભેજાંમાંથી નીકળયો હતો. અદીના ઘણા ખરા બધા દાંત પડી ગયા હતા તેથી તેણે ખોટા દાંતના બેહુ સટ બનાવ્યા હતા અને ઘરડો માલી બને ત્યારે દાંત કાહાડી નાખીને બોખો બનતો. એક રાતના દાંતની કમાન તુટી ગઇ તે સમારવા માટે ખામખા ગુલીને એકવાર મુંબઇ જવું પડયું હતું તે વાંચનારને હવે યાદ આવશે.

પ્રીય વાંચનાર, હવે તને સઘળું સમજ પડી ગયું હશે. સહવારના પોહોરમાંથી અદી ખુંધવાળો, સુજેલાં ગુઠણનો, બેહેરો, બોખો માલી બનતો અને પાવડો લઈ વાડીમાં કામ કરતો. રાત પડી એટલે તે પોતાનાં કપડાં સજી પાછો સરદાર અરદેશર થતો. તે હંમેશ બચાવને ખાતર પોતાનું ભાણું ભીખીની આગળ બબરચીખાનાંમાં જમતો. તે પોતાનાં દાંત પેહેરીને ખાતો હતો એવામાં અચબુચ નાલીડોસાં એકવાર બબરચીખાના આગળ આવી જવાથી ભીખીએ ઝટ માંહેથી બારણું બંધ કરી દીધું હતું તે વાંચનારને યાદ હશે.

જેટલો ખોલાસો આપવો હતો એટલો હવે અપાઈ ચુકયો છે અને હવે બાકી રહેલી કથા અમો હવે પછીના અંકમાં ચલાવશું.

---

## પ્રકરણ—૫૬.

## ગમગીન.

પાછળી રાતના ચારેક વાગ્યા હશે. કાલી અડકચરી ઊંઘમાં હતો. બારીના કાચ ઉપર જાણે વરસાદના મોટા છાંટા પડતા હોય એમ તેને લાગ્યું. આ મોહોસમમાં વરસાદ કયાંથી હોય ? તેણે નિસાસો નાખીને કોર વાળી પણ એવામાં વળી પાછી બારીઓ ખખડી. ચકોર કાલી તુરત જાગૃત થઇને ઉઠયો. ફકત એકજ બારી ઉપર ખડખડાટ સાંભળીને કાલીને અચરતી લાગી. બારી ઊંઘાડી જોયછ તો માણેકલાલ નીચે ઉભેલો હતો. તુરત કાલીને લાગ્યું કે આ નીશાન સારી નથી. માણેકલાલે શેઠને નીચે આવવાની એશારત કરી અને 'ભુલામરી' તરફ આંગળી બતાવી.

એક પલમાં તેઓ કંપાઉન્ડમાં સાથે થયા.

"સાહેબ, આજતો તબીઅત બહુજ બગડી છે. ડાકટર સાહેબ આવ્યા છે અને કહેછે કે તૈયાર રહેજો."

"તમે ત્યાં કેમ જઇ લાગ્યા?"

"ડાકટરને બોલાવી લાવવા માટે મને બીખીએ ઉઠાડયો."

"ઠીક છે, હું હમણાં ત્યાં જાઊંછું."

હવે બનાવ બન્યો તે જુઓ. કાલીને જગાડવા માટે માણેકલાલે બારી ઉપર કાંકરા ફેંકયા હતા તે જેમ કાલીએ સાંભળ્યા તેમજ પાસેનો ઓરડો હમબાઇનો હતો ત્યાં તેણીએ

પણ સાંભળ્યા. તે ઝટ ઉઠી અને ઊંચાડે પગે બારી આગળ જઇ હળવેથી બાહાર ડોકાવીને જોયું અને માણેકલાલને છુપી ઇસારત કરતો જોઈ પરદાની પછવાડે ભરાઈ ગઇ. "ઓહો, આએ વળી શું નવો ફારસ ચાલી રહ્યો છે?"

થોડી વારમાં હમબાઇએ જોયું કે કાલી કપડાં પેહરીને ગુપચુપ બાહાર ગયો. હમબાઇને વીચાર કરતી મેળીને આપણે હવે 'ભુલામરી' માં જલદી જવાની જરૂર છે.

સેવટની ઘડી નજીક આવેલી હતી અને ઘણીજ સાંત સ્થીતીમાં અરદેશર પોતાની સેવટની આરામગાહ ઉપર સુતેલા હતા. તેની વમળમાં વીટળાયલી જીંદગી લગભગ ખતમ થવાની તૈયારી પર હતી. **અંહી** રાત તમામ થઇ **ત્યાં** પોહ ફાટવા માંડયું હતુ કાલી પોતાના ભાઇ આગળ ભીણી આંખો સાથે બેઠો હતો.

અદી તેના ગમ ફરીને બોલ્યો "ભાઈ મારા, મારે સારૂ ઘણો અફસોસ ના કર. અહીં કરતાં ત્યાં હું વધારે સુખી થઈશ. મારી ગુલાંને પણ એજ ધીરજ છે."

"અદી—અદી—કાલ સુધી મને આશા હતી કે વખતે તુને ફેર પડશે."

"અરે ગાંડા આશા શું ને વાત શું. હુ તો કંઇ મુદત થઇ જાણતો હતો કે આએ સેવટ આવવાનું, પણ ગુલાંને ધીરજ આપવા હું તમુને ઠગતો હતો. પણ તું આમ બચ્ચાંની પેઠે ઠગાય એવી મને વકી નહીં હતી. બધું વીચારતાં જે થાયછ તે સારૂજ છે. તે દાહાડે નવસારીમાં મારે હાથે જે નાદાની થઇ તે દાહાડા પછીથી આજ સુધી જે બન્યું તે નહીં

બન્યું એમ થાય નહીં ત્યાં સુધી હમણાં દાદાર હોરમઝદ મને મારી જીંદગી પાછી બક્ષે તોબી મને જોઇતી નથી."

"બસ અદી—હવે બસ."

"મારા દીકરા—મેં શું ખમ્યું છે તેનો તને ખ્યાલ ક્યાંથી આવે ? એક જીણા દોરાથી ભારી તલવાર ટાંગી હોય અને તેની તળે હું બેઠો હોવું એવી જીંદગી મેં ભોગવી છે. પેહેલાંથીજ બધો છબરડો થઇ ગયો. મંચીને ડાગ વીહીપથી ફટકાવી કાહાડવાને બદલે ગોળી મારી, કેદખાનાંમાંથી છટકવાની તજવીજ કીધી, ચાલી ચલાવીને અહીં આવ્યો એ બધું ઊંધું થઇ ગયું. તેં તો પેહેલાંથી ના કહી હતી પણ અમે બધાં ધુમરાહ થઇ ગયાં હતાં અને તેની તોબ્જેશ આજે હું મારી જીંદગીથી કરૂં છું."

કાલીએ જવાબ દીધો નહીં પણ હેતથી અદીના માથાં ઉપર રૂમાલ ફેરવ્યો.

"હવે હું જોઊંછ કે જે થાયછ તે સારાંનેજ કાજે છે. બુચોબી મારી અગાઉ ગીઓ તેબી બરાબરજ થયું નહીંતો પછવાડેથી માહ ગુંચવણ પડતે. મારી હૈયાતીમાં તો તે કોણનો છોકરો છે એમ જાહેર કરાતેજ નહીં અને તે પછી લોક તે બચારા ગમ આંગલી બતાવતે કે પેલા ખુનીનો આએ છોકરો. એટલાં સારૂં ખોદાએ તેને તેડી લીધો તેથી હું ઉપકારી છું."

"અદી, આએ પ્રમાણે બોલીને તારૂં ગળું દુઃખાવી નાંખવું શું વાજબી છે ?"

"કાંય નહીં ? હવે શું મતલબથી હું મારૂં ગળું સાચવુ ? મને જીવવાની જે ઘડી પલ બાકી છે તેટલાં જેટલું કહેવાય

તેટલું મારે કહી લેવું જોઈયે. કાલી, મારી ગુલાંની સંભાળ લેજે. એ બચારીએ કંઇ સુખ જોયું નથી અને એનાં નીભાવ માટે મેં કંઇ બંદોબસ્ત કીધો નથી."

"અદી—ગુલાં મારી બેહેન જેવી છે અને આ બધી મીલકતની ખરી માલેક છે."

"નહીં કાલી,—મેં ગુલાં સાથ એ વીશેની ખુબ મસલહત કરી મુકી છે. અમારી બેઉની એવી ખુશી છે કે ગુલાંનાં લગણ મારી સાથ કોઇબી વાર થયાં હતાં એવું જાહેર પાડવું નહીં. મરતાં સુધી તે પોતાના બાપનુંજ નામ ધારણ કરશે. કોઇ દાહાડેબી તેણીની આબરૂને કલંક લાગે એવો કોઇ મામલો ઉઠે તો પછી, તેવોથી તેને બચાવવાનું કામ તારૂં છે, કાલી."

"અલબત, એટલું કહેવાનીબી જરૂર શું છે?"

"તું વરસ દાહાડે એને ફકત છસો રૂપીઆ ખરચના આપજે. એને વધારે જોઈતાબી નથી ને એ તારી પાસેથી વધારે લેનારબી નથી. એની પોતાની પાસે વીસેક હજાર રૂપીઆ છે તેના વીયાજમાંથી એ એખલી પોતાનો ગુજારો કરી શકશે અને એના ગુજરવા બાદ એ રૂપીઆનું શું કરવું તે એ પોતેજ કોઈ દાહાડે તુને કહેશે. મારી ટેબલના ખાનામાં આ સઘળું મેં મારે પોતાને દસખતે લખીને રાખેલું છે તે લેજે અને તેમાં જણાવીઆ મુજબ સઘળું અમલમાં લાવજે."

"પણ કાંય નહીં લોકની હજુર ગુલાં તારી ધણીઆણી દાખલ બાહાર આવે?" કાલીએ જીદ કીધી.

"દીકરા, તું સમજતો નથી. એ નામથી એ બચારીએ એટલું વેઠયું છે કે હર પલે તે યાદ રાખવાની એની ઇછા

નથી. વળી તે ખોટા સપત ખાધાના વાંકમાં આવે. મારી જ્યારે તપાસ થઇ ત્યારે હમે આગલે દાહાડેનાં પરણેલાં હતાં તે છતાં ગુલાંએ જુબાની આપી કે અમે ફકત પડોશી છીએ. માણસ આકળાં પડીને કેવું કચુંબર કરેછ ! પણ એમાં બધો વાંક મારો હતો. મેં જેમ ફરમાવ્યું તેમ એ બચારીએ કીધું. પણ જ્યારે બધું જણાય ત્યારે લોક કંઇ એમ માનવાનાં છે? તે સારૂ અમે એવો ઠરાવ રાખેલો છે કે ગુલાં મુંબઇમાં એકાંત ભીખી સાથ રહેશે—ને તું હવે ખરેખરો સરદાર કાવસજી થશે અને આએ વજીફાનો તું અને તારાં બચ્ચાં ખરાં માલેક થશે. ઇનસાફની રાહે જોતાં એમજ થવું જોઇયે. જ્યારે તું પુતળી સાથ પરણ્યો ત્યારે તું અને તે બેઉ જણ એમ સમજતાં હતાં કે આ વજીફા તારા છે. મારાં મોહોતથી હવે બધું સમાધાન થશે. હવે માણેકલાલને માટે મારે એટલુંજ કહેવાનું છે કે એણે મારી ઘણી નોકરી બજાવી છે. એ નહીં હતે તો હું જરૂર પાછો પકડાઈ જતે. એણે ત્યાર પછીબી મારી ખુબ નીમકહલાલીથી નોકરી કરી છે. એટલાં સારૂ મારી ખુશી છે કે એ જીવે જાગે ત્યાં સુધી એને દર સાલ ૩૨૦૦ નું પેનશન આપવું. મારા જવા પછી એ અહીંથી પોતાને દેશ જઇને રહેવાનો છે."

"ઠીક છે, અદી, તારી ખુશી મુજબ થશે."

આ ઠેકાંણે અદીને ઘણી થાક ચહડી. તેનાં કપાળ ઉપર પરસેવો ફુટી નીકળ્યો અને કાલીએ બીજું કાંઇબી તુરતવેળા સાંભળવા ના પાડવાથી અદી કોર વાળીને સુતો. ડોસાભાઇ ડાકટર આખો દાહાડો પાસેના ઓરડામાંજ હતા, પણ હવે કાંઈ

વધારે કરવા જેવું નહીં હતું. સાંજના સાત વાગતે હરીઓ ગુપચુપ પોતાનાં જુનાં શેઠને સેવટની સલામ કરવા આવ્યો. અદીએ તેને પોતાની પાસે બોલાવીને તેના માથાં ઉપર હાથ મેલ્યો. આ વાર ઘરડા નીમકહલાલ હરીઆની છાતી ફાટી જતી હતી.

કાલી તે દાહાડે ઘર ગયોજ નહીં જેથી સૌ કશાંમાં હમબાઇને ઘણીજ અચરતી ઉપજી. એ સહવારના પોહોરમાંથી ઉઠીને કાંહ ગયો હશે! 'ભુલામરી' માં બીજે કાંહ! પુતળી મુંબઇ ગઇ હતી એટલે એવણુ ઘેરમાં તાંટીઓ ઘાલીને બેશે શું કામ! વળી પાછા મમાઇ બપાઇને ઘેર ચાલ્યા! હમબાઇએ હરીઆને પુછ્યું, પણ તેણે કાન ઉપર હાથ મેલ્યો.

આમ કરતાં રાત પડી. અગીઆરેકને સુમારે અદી પુર સજાગરૂ થયો અને ગુલાંને આગળ બોલાવી તેણીને ખુબ દીલાસો દીધો.

ડાકટરના ફરમાવ્યાથી અદીને ઊંઘ લાવવાની દવા આપવામાં આવી, અને તે પાછળી રાતના ચાર વાગતા સુધી સુતો. કાલી પાસે બેસી રહ્યો હતો, અને ગુલી એક ઈઝીચેર ઉપર પડીને થાકીને ઝોંકા ખાતી હતી. આહ! વાંચનારાઓમાંથી કેટલા જણે આવો અથવા એને મળતો દેખાવ જોયો ન હશે. પણ જેવી કાલી ચોકી રાખતો હતો તેવી બીજા કોણે રાખી હશે!

દીલ જ્યારે ઘણુંજ દુઃખી હોય ત્યારે છાતીમાં જે ધપકારો થઇને દરદ થાય છે તેવાં દરદ સાથે કાલી ચુપ બેઠો હતો. અદી ઉપર તેનો એવો જીવ હતો કે તેને જેટલું દુઃખ સોસ્યું તે

ગાયા કાલીએ પોતે ગ્રોસ્યું હતું. જે બન્યું તે નહીં બન્યું એમ થઈ શકતું હોય તો કાલી પોતાની જીંદગીના બાકીના દાહાડાઓ આપી દે. પણ તેમ બને ક્યાંથી ? અદીના પાણી ભરાઇ ગયાં હતાં. આએ ધર્થી તેને ઠાર આપવાને ના પાડતી હતી. અદીના જવાથી કાલીને પોતાને કેટલો ફાયદો હતો ; કેટલી ગુંચવણ દુર થવાની હતી તેનો કશો તેણે ખ્યાલ કીધો નહીં. પોતાનાં ભાઇનાં જવા માટે તે હૈડે ગમ ધરી બેઠો હતો. અદીના એકજ ઉતાવલાં કામથી શું ખરાબી થઈ હતી. અદી પોતાની મોહોરદાર સાથ વજીફામાં ખુશાલ રહી લોકનો ચાહ મેળવતે, કાલી પોતે પુતળી સાથ હસી ખુશીમાં દાહાડા કાહાડતે, માયજી જીવતાં રહીને મગન થતે—પણ આ તો સઘળું ચોકઠું ઉલટાઈ ગયું. તુટેલાં દીલે માય મરી ગયાં, કાલી પોતે જીવથી ધરાગો, પુતળી રીસાઈ ગઈ, અને અદી પોતે પણ સર્વેને છેલ્લી સલામ કરી ચાલવા તૈયાર થયો.

અદી ચમકીને ઉઠયો. કેટલા કલાક તે ઉંઘમાં હતો ? તેણે ઓચંબાથી આસપાસ જોવા માંડયું.

"શું છે ? અદી, કોણને જોયછ ?" કાલીએ નરમાશથી પુછ્યું.

"ઓ કાલી, તે લોક મારા ઓરડામાં આવ્યાંછ. ઓ ! તેઓના હાથમાં મને બાંધવા સારૂં દોરડાં પકડેલાં છે. એ આ સ્વપ્નું છે કે ખરૂં ?"

"જરા ધીરો પડ—અદી બા—એતો હું છું, ને ગુલાં ખુરશી ઉપર સુતેલી છે તે જોતો નહીં ?"

"હા—ખરી વાત—કાલી મારી આગળથી ખસતો ના."

કાલી અદીને કાંઈ દવા આપવા જતો હતો પણ અદીએ તેને મજબુત ધરી રાખ્યો અને એવી હાલતમાં તે પાછો કેફમાં પડયો. ગરીબ બીચારો કાલી આ પ્રમાણે પકડાઇ જવાથી આખો વખત ઉભો રહ્યો. અડધા કલાકમાં અદીએ પાછી આંખ ઊંધાડી, પણ આ વાર તે શાંત હતો અને મોંહ હસતું હતું.

"કાલી, મને હમણાં સ્વપ્નામાં એમ દેખાયું કે મારા પલંગની આસપાસ બધા ફરેસ્તા ફરી વળેલા છે અને મને આશાયસની જગામાં બોલાવે છે. જો આએ સાંમે બારીમાંથી મને બેહેસ્ત દેખાયછ. જો પેલો સરોશ યઝદ મારી ગમ આંગલી કરી મને રસ્તો દેખાડેછ. આહ! કાલી તું મને હવે આ દુન્યાંમાં રહેવા કહે તોબી હું નહીં રેહું."

બારીમાંથી સહવારનું ઝઝકલું દાખલ થયું હતું. એક કીરણ ઊંધાયલી ગુલીના મોંહ ઉપર પડી તે રૂપાળી પુતળીને ફરેસ્તા જેવું રૂપ આપ્યું હતું. અદી તેણીને જોઇ મલકાતો હતો અને તેનો પોતાનો ચીમડાયલો ચેહેરોબી ખીલી ગયો હતો.

"આહ! પરવરદેગાર, તારી આ નવાજેશ માટે હું તારા હજારો હજાર શોકરાના કરૂંછ. બસ, હવે તારી આગળ મને બોલાવી લે. અહીં કરતાં ત્યાં મને વધારે સુખ દેખાડ."

"અદી, ખોદા તારો નીઘેબાન થશે—તેં જેટલું અહીં સોસ્યુંછ તેટલું ત્યાં સુખ જોશે."

"હું હમણાંથીજ મને પોતાને સુખી જોઊં છું. મારી આંખે અંધારાં આવી મને બેહેસ્ત દેખાય છે. કાલી, મેં તુંને ઘણી તસ્દી આપી છે તે માફ કરજે."

કાલીની આંખો અલબત ભરાઈ આવી હતી. તે ચુપ ઉભો રહ્યો.

"મારી સઘળી ચીંતાઓનો છેડો આવ્યો છે, ભલે હવે દુશમનો આવે—તેઓ હવે મને કશું કરી શકનાર નથી. કાલી, મારી ગુલીની સંભાળ લેજે."

કાલીની આંખમાંથી આંસું તડ તડ પડતાં હતાં.

"પુતળીને મારી દુવા કહેજે, અને કહેજે કે તુને એકવાર જોવાની મારી ઘણી ઇંતેજારી હતી પણ તેમાં હું ફાવ્યો નહીં. મારે લીધે તેણીને જે અગવડો ખમવી પડી તે માટે હું તેણીની માફી ચાહું છું એમ કહેજે."

"વારૂ—બસ હવે." કાલીથી આટલાજ શબ્દો બોલાયા.

"ઓ કાલી, મારી જીંદગી તો તલવારની ધાર ઉપર હતી. તું કાંઇ તે નથી જાણતો. એકવાર તો મને એવું લાગ્યું કે ખોદા મારી ઉપર ગુસ્સે છે. પણ હું કેવો મુર્ખ! તે બધી વાર તેની મેહેરબાની મારા ઉપર હતી. આજના રોજ માટે હું તેનો હેશાનમંદ છેઉં. સાંભળ કાલી, સુંદર ગાયનના અવાજ આવેછ."

અવાજ તો કાંઇ ન હતા. ફકત બાહાર પવનનો સુસવાટો આવતો હતો.

"ગુલી—ગુલી—કાલી—ફરેસ્તાઓ ગાયનમાં ભકતી કરે છે—સાંભળો—સાંભળો—ગુલાં—ગુલાં કાંહ છે?"

ગુલી આગળ આવીને ઉભી અને કાલી બાહાર ચાલમાં જઇને પોકેપોક રડયો. થોડીવારમાં ગુલીની ચીશ સાંભળીને બધાં દોડી ગયાં. અંત આવી હતી. સર્વેનો હાથ લઈને પોતાનાં હોઠ સાથ ચાંપી અદીએ દેહ છોડી.

## પ્રકરણ—૫૭.

### આખર.

સઘળાં બેલગામે જાણ્યું. ધનબાઈજીનો ઘરડો માલી ગુજરી ગયો હતો. ડાક્ટર ડોસાભાઈને લોક પુછતાં ત્યારે તેવણ વાયુ ને પવનની મોટી મોટી ડીંગ મારીને કહેતા કે બચારાં ગરીબ માણસોને મોટા લોકનાં દરદ લાગુ પડે છે.

સર્વે બેલગામની અજાયબી વચ્ચે મરનારનાં કફનને પારસીઓ માટે જુદી કાહાડેલી જગા ઉપર દાટવાનો સરદાર કાવસજીએ હુકમ આપ્યો. તેવણે ખોલાસો કીધો કે મરનાર તેમનાં બપાવાનો ઘણોજ પુરાંણો નીમકહલાલ નોકર હતો, માટે તેમની એવીજ મરજી હતી કે તેને મુવા બાદ એટલું માન મળે.

હવે શું બન્યું તે જુઓ. સુકરવારે અદી ગુજરીયો અને સનીવારે તેને ભુમીદા કરવાને લઇ જવાનો હતો તેટલાં સનીવારે પુતળીનો મુંબઈથી તાર આવ્યો કે હું રવીવારે નીકળવા ધારૂંછ તેથી તે દીવસે તમે મને લેવા આવવું. કાલીએ તુરત પાછો તાર કીધો કે ઘણુંજ અગતનાં રોકાંણુસર તેનાથી સનીવારે બેલગામથી નીકળાશે નહીં, માટે પુતળીએ રવીવારને બદલે સોમવારે મુંબઇ છોડવાનું નક્કી કરવું. આનો કાંઈ જવાબ આવ્યો નહીં એટલે અલબત કાલીએ રવીવારે પોતાની ધણીયાંણીને લેવા જવાનો વીચાર રાખ્યો.

રવીવારે રવાન 'ભુલામરી' માંથી બાહેર પડયું અને તેને જોવાને બહુ લોક ભેગું થયું. એકતો કફનમાં રવાન લઈ

જવાનું બેલગામમાં ઘણું અસાધારણ હતું, અને બીજુંતો 'ભુલામરી' જગની બત્રીસીએ ચહડી ગઈ હતી. રવાનના સરઘસમાં બધાંની સાથે સરદાર કાવસજી પણ પછવાડે ચાલતા તે જોઈ લોકને ઘણીજ અચરતી ઉપજી, અને હમબાઈએ તો મન સાથ ગાંઠ વાળ્યો કે એનાં માથાંને ખલલ પોહોંચી છે.

હવે પુતળીને તો કાંઈ મુદત થઈ આંખે અદેખાઈનો ચશમો ફરી વળ્યોજ હતો, અને તે ચ શમામાંથી તેણીને સઘળું કાળુંજ દેખાતું હતું. કાલીએ રવીવા રે આવવા ના પાડી, અને તેણીનો બોલ ફેરવ્યો તેથી તેણીને ઘણીજ ચીઢ ચહડી. તે પોતાનાં મન સાથ વીચાર કરવા લાગી કે તેનાં ના પાડવાનાં બે કારણ હોવાં જોઇયે. એકતો તે પુતળીની સગવડ સાચવવાનો બેદરકાર હોય અથવાતો તેનું ધક ધ્યાન 'ભુલામરી' માં વળી ભરાયું હોય. વળી કાલીને બીજું એટલું બધું અગતનુ કામ શું હોય. ઠીક છે, એ નહીં આવતો તો ઓછું, મને શું એખલું જતાં નથી આવડતું કે? હું એની બોહોંસ પર એખલી જઇશ.

આવો નાદાની ભરેલો વીચાર કરીને પુતળી સનીવારે પોતાની આયાની સાથે એખલી નીકળી પડી. રવીવારે સહવારના ટ્રેન બેલગામમાં આવી પોહોંચતાં તેણીએ ભાડેની ગાડી કરી, કેમજે પોતાની ગાડીની તેણીએ વરદી આપીજ ન હતી.

ગાડીમાં પુતળીનું ધ્યાન બધું પોતાના ઘરમાં શું થતું હશે તે ઉપર હતું. કાલી કાંહ હશે, તે શું કરતો હશે, અને આ બેદરકારીનું શું બાહાણું કહાડશે. આવા ગોરમાં તે છે એવાંમાં 'ભુલામરી' સુધી ગાડી આવી પોહોંચી. હવે તેણીનું

ધ્યાન ખેંચાયું. કફનની પાછળ હરીઓ રડતો ચાલતો હતો અને એક શીગરામમાં કોઇ બાઇ આંખે રૂમાલ ઢાંકીને બેઠાં હતાં. સામેની સીટ ઉપર ભીખી રડતી હતી. પણ સબર? પુતળીની આંખ તેણીને ઠગતી હતી કે શું. એ કોણ? કાલી? એક ઘરડા માલીને દફનાવવા જતાં લોકમાં કાલી! વળી તેની આંખોબી લાલ રડેલી જેવી લાગતી હતી. એ શું ઢોંગ! એ કફન છે કોણ—ગાડીમાં રડતી બાઇ કોણ? વળી સાથે માણેકલાલબી પછવાડેથી આવતો જણાયો! રવાનને પસાર થઈ જવા દેવા માટે પુતળીવાળી ગાડીને બાજુએ થોભવું પડયું. તે અતી.અચરતીમાં ગરકાવ થઈને જોતી હતી તેટલાં તેને કાને અવાજ પડયો.

"ઓ પુતળી—તું તો પરમ દહાડે આવવાની હતીની?" બોલનાર હમબાઇ હતી. 'ભુલામણી' માંથી એક કફન બાહાર પડનાર છે એવી ખબર સાંભળી તેબી તમાશો જોવા આવી હતી.

"કાલીને વળી તસદી કોણ આપે એમ ધારી હું એખલીજ આયા સાથ નીકળી આવી. કેમ ઘેરની કેવી ખબર અંતર. આવની ગાડીમાં સાથે ઘેર જઇએ."

હમબાઇ પુતળીની પાસે બેસી ગઇ, અને પેહેલીજવાર તેણીની નજરબી કાલી અને હરીઆ ઉપર પડી.

"ઓહો!—એ બધું શું?"

"કોણ જાણે. હું તુંનેજ પુછવાની હતી. એ કોણ ગુજરી ગયું કે તેની આટલી બધી ધામધુમ થાયછ?"

"કોઇબી તો નહીં. પેલો 'ભુલામરી'માં ઘરડો માલી હતો તે મરી ગીઓ એમ ડોસાભાઈ ડાકટર કહેતા હતા" હમબાઇએ ખોલાસો કીધો.

"પણ ત્યારે કાલી એમાં શાનો છાણ લગાડીને બલદીઓ થાયછ?"

"કોણ જાણે! મને કંઇ સમજ પડતી નથી. આજ કંઇ મુદ્દત થઇ ઘણી વાતો બનેલી મેં મારી નજરે જોઇછ તેની મને સમજ પડતી નથી."

"પણ આએ જગા તો પારસીઓને સારૂં જુદીજ રાખેલી છે કેની?"

"હા—પણ એ જગાના ધણી તમારા કાવસજી છે ને એવ-ણુની બસ એવીજ ખુશી થઇ કે આ માલીને અહીંજ ગાળે એટલે પછી કોઈતું શું ચાલેછ." હમબાઇએ આગમાં તેલ રેડયું.

પુતળીના મગજમાં લાલ સોલા ઉઠતા હતા. આહ! પેલી રાંડ 'ભુલામરી' વાળી ડાકણ ઉપર કાલી એટલો બધો ખુરબાન હતો કે તેની સાથે પૈસે ટકે ખરાબ થવા છતાં તેના ચાકરોને સારૂંબી પોતાની અક્કલ વેચતો. તારે આએ સારૂં તે મને લેવા નહીં આયો કે?

"હમબાઈ, કાલી મને લેવા કાંય નહીં આયો તેનું કંઇ કારણ જાણેછ?"

"મને પુછીને શું કરેછ? કાલી જે કંઇ કરેછ તે મને પુછીને કરેછ? વખતે આએ કામમાં એવણુ રોકાયા હશે. તું મુંબઇ ગીઆ પછી તો તે પડીઓ પાંથરીઓ 'ભુલામરી'

માંજ રહેતો હતો. સહવારના પોહરમાંથી તાંહ જાય તે રાતના ખાવા આવે. આય બુક બાચક ખાધું નહીં ખાધું કે વળી પાછો તાંહાં, તે અગીઆર બાર વાગે આવે. સુકરવારે તો આખી રાત ને આખો દાહાડો ત્યાંજ હતો. પુતળી તુને ગુસ્સો તો લાગશે પણ ખમાય તે કેટલું. આએ છોકરીને 'ભુલામરી' માંથી કાહાડવી પડશે અને નહીં તો તારે બેલગામમાં રહેવું લાયક નથી."

આ વાર પુતળીના દીલમાં શું થતું હશે તે વીચારવું સેહેલ છે. ભીડ ખલાસ થઈ અને હમબાઇ તો કામનું બાહાનું કાહાડી ગાડીમાંથી ઉતરી ગઇ તે મન સાથ બરબડવા લાગી "શું કરૂં? મુગું રહેવું કે તરને ફર કરી દેવું! બચારી પુતળીની મને ઘણી દયા આવેછ, એ કાંહાંની કાંહ ફસી. મને પછવાડે નાંખી પોતે લુમકો ખાવા ગેઇ!"

સરઘસ વીખેરાઇ ગયું અને કાલી દલગીર ચેહેરે પાછો ફરયો. ગલીને નાકે તે અને માણેકલાલ ભેગા મળી ગયા. "કેમ માણેકલાલ, હવે બેલગામમાં તમારૂં કામ ખલાસ થયું. હવે કારભારીનું બાહાણું ઝાઝો વાર ચાલે તેવું નથી."

"ખરૂં છેજી, હવે મારે અહીં કાંઇ લેહેણાંદેવી નથી. બચારા બહુ મુંઝાઇને માગે લાગ્યા.

"પણ એવણ અહીં 'ભુલામરી' માં આવ્યા ન હોત તો કંઇ થાત નહીં."

"ખરૂં, પણ તેમાં મારો કાંઇ કસુર નથી."

"તમારો કસુર એટલોજ કે એવણને અહીંથી છટકવા દીધા નહીં."

"એકવાર અહીં આવ્યા પછી એમને જવા દેવામાં મેં સલામતી જોઇ નહીં. શેઠજી, મારે માટે તમારા દીલમાં ભ્રાંતી હતી તે હું જાણુંછું, પણ મેંતો મોટા શેઠજીના લાભનું જાણીને સઘળું કીધું છે. અગર પેલો રાવજી અહીં આવી ચઢયો ન હોત તો મારા શેઠજી બહુ નીરાંતે રહી શકત."

"ચાલો-જે બની તે બની—મરતીવાર ભાઇએ તમને યાદ કરયા છે અને તમને સાળીઆણું આપવા ઠરાવ્યું છે તે હું ખુશીથી આપીશ."

માણેકલાલે દીલોજાણીથી ઉપકાર માન્યો અને ત્યાં તેઓ છુટા પડયા.

---

## પ્રકરણ—૫૮.

### પસતાવો—પણ હુવે શું કામનો?

ભોંય ઉપર ફસડાઇ પડીને, તદન નાચાર થયલી, આંખમાં બોર બોર જેવાં આંસુ સાથે પોતાનાં ભરથારના ગુંઠણને વળગીને પુતળી પડેલી છે. શરમને મારે તેનું મોંહો કડવું ઝેર જેવું થઇ ગયું છે અને તે નીચેથી ઉંચે જોતી નથી. કાલી તેને ઉઠાડવાની ઘણીબી તજવીજ કરે છે પણ તે ભોંય ઉપરથી ઉઠવાને ના પાડે છે. આખી જીંદગી સુધી પસતાવો કરશે તોએ તેણીએ જે નાદાનીથી કામ બગાડયું છે તે સુધરનાર નથી એમ તે કહીને ઝાર બેઝાર રડે છે. તે પોતાને દીવાની થઇ ગયલી—આંખે અપંગ—કાને બેહેરી—સુની બાહાવરી—

બેવકુફ—વગેરે વીશેશનો લગાડી જરાબી સધીયારો મેળવવાની તજવીજ કરે છે પણ—ફોકટ—સઘળું ફોકટ.

જે ગેરસમજુતીએ આ ધણી ધણીયાંણીને મહીનાના મહીના સુધી જુદાં રાખ્યાં હતાં અને તેમનું ઘર લગભગ તોડી નાંખ્યું હતું તેનો ખોલાસો થઈ ગયો છે. તેમનાં સંસાર ઉપર વાદળનો ધુમાડો ધુમાયા કરતો હતો તે ખુલી ગયો છે, અને પુતળી પોતાને ઘણીજ કઢંગી અને કદાચજ માફ થઈ શકે એવી હાલતમાં જુએ છે.

હવે શું બન્યું તે આપણે ટુંકમાં જોઇ લઇયે. અહીબાના રવાનને ઠેકાંણે પાડવા પછી કાલીએ પુતળીના ઓરડામાં અચબુચ જઈ રડી પડીને ખબર આપી કે "આખરે ભાઇ ગુજરયા—તેનાં પાછળ તું ખીજાયા કરતી હતી તે માટે ખોદા તુંને માફ કરે. પુતળી—પણ ગુજરતી વખતે ભાઇ તુંને યાદ કરી ગયા છે અને તે તુંને કહેવા મને ફરમાવી ગયા છે. છેલ્લાં સુધી તેવણુને ઉમેદ હતી કે તુંને એકવાર જુએ."

ભાઇ! ભાઇ કોણ! કાલી એ શું બોલતો હતો! પુતળીનું ભેજું ચકભમ થવા લાગ્યું! થોડીવાર તેણીને ચકર આવ્યા, અને પછી એક વીજળીના ચમકારા પેઠે તેણીને સમજ પડી ગઇ. અરે અરે—પછી તેણીની લાગણીનું શું પુછવું!

થોડાક ખોલાસા પછી કાલીએ હવે પેહેલીજવાર જાણ્યું કે પુતળીને આટલી મુદત સુધી ભાઇની હૈયાતીની ખબરબી ન હતી.

"ઓ કાલી—કાલી—કોઇબી રીતે તું મને માફ કરી શકશે. હું હવે શું કરૂં? આનો પસતાવો કેવી રીતે દેખાડુ?"

"પુતળી, તું મારી પાસે માફી ચાહેછે પણ હું તે અરજ કબુલ રાખું તે અગાઉ તારે ભોંય ઉપરથી ઉઠવું જોઇશે."

"હું ઉઠવાની નથી—મારેથી ઉઠાતું નથી—મારે ઉઠવું લાજેમ નથી—હું મુઈ—તારો ભાઇ 'ભુલામરી'માં—તારા ભાઇની બાયડી ગુલાં! ઓ, મારી ચાલ વીશે તે વખતે તેં શું ધારયું હશે! અરે કાલી, હું હમણા ભોંય ઉપર પડેલી છું તે વાર તું મને લાતે લાતે મારે તોબી વાજબી છે."

કાલીએ જબરદસ્તીથી પુતળીને ઉઠાડી ને સોફા ઉપર બેસાડી. તકીઆમાં પોતાનું માથું દાબીને તે શરમને મારે રડવા લાગી. તે એટલીતો શરમીંદી થઇ ગઇ હતી કે કાલી ગમ જોવાને પણ તેણીની હીમત ચાલી નહીં.

કાલી થોડોવાર તેની આગલ બેઠો. પછી હળવેથી કહ્યું "ચાલ હવે પુતળી બસ કર. આ પ્રમાણે કીધાથી વાતનો છેડો આવવાનો નથી, તેમજ ગઇ ગુજરી પાછી આવતી નથી. ખરેખર તું શું ભાઇ 'ભુલામરી'છે એમ જાણુતી ન હતી?"

"નહીં—હું કેમ જાણું કાલી—મને કોણ કેહ?" પુતળીએ આંસુભરી આંખોથી જવાબ દીધો.

"પણ તેં મને ઘણીવાર કહ્યું કે તું જાણુતી હતી. 'ભુલામરી'નો ભેદ શું છે તે હું સારીપેઠે જાણુંછું એવા બોલ તેં મને દસ વખત કહી સંભળાવ્યા હશે. હું સમજ્યો કે અદી હૈયાત છે તે વાતજ તુને ગમતી ન હતી અને તેની હૈયાતીમાં હું તારી સાથ પરણ્યો તે માટે તું ખીજાતી હતી."

"તે સારૂં હું શું કામ ખીજાઉં? તુંને એમ સમજવાનું કાંઇ કારણુ? આપરાં લગનની આગલી સાંજે તેં મને કહ્યું

કે તારા સંબંધમાં એક ઘણી અગતની જોખમભરેલી સંકટની વાત છે તે આએજ કે ?"

"એ નહીંતો બીજું શું ? પણ તે વાર અદી પરણેલો છે એમ હું જાણતો ન હતો અથવા કોઇ દાહાડેબી પરણુશે એવી મેં વકી રાખી ન હતી. એ વાતની તો મને માએ આજારી પડયાં ત્યારે ખબર પડી."

"તોબાહ ! તોબાહ ! આટલો બધો વખત તેં મારે વીશે શું ધાર્યું હશે. હવે તો મારૂં મોહત આવે તો સારૂં."

"મરી જવાનું ઇચ્છવાથી કંઇ મરી જવાતું નથી. તું હમણાં પાછું મને ચાહે છે એટલુંજ બસ છે."

"મારા મનમાં ગમે તેમ હતું તોબી અંદરખાનેથી મારો જીવ તમારે સારૂં બળતો હતો—હું સોગંદ ખાઇને કહું છું."

"મારી વાહાલી પુતળી, આ પ્રમાણે વાત કરયા કીધામાં ખોલાસાનું સેવટ આવનાર નથી અને નકામો આપણાં દીલમાં વસવસો રહી જશે. જરા ધીરી પડ અને મને એક બે વાત જાણવીછ તે કહે. જ્યારે તું કહેછ કે તુંને મારા ભાઇની હૈયાતીની ખબરજ ન હતી અને તેને લીધે થયલો ઘુંટાળો તું સમજતી ન હતી ત્યારે તુંને ખભરવાનું અને દીલ બાળવાનું કારણ શું રહ્યું ?"

"માફ કર—મને ના પુછ—મારૂં મોહોત થઇ જાય છે—તે કારણ કહેવાજોગ નથી."

કાલી જરા નાખુશ થયો. તેણે પુતળીને પોતાની આગળથી ખસાડી અને જરા કડવાસથી બોલ્યો. તેનાં ચેહેરા ઉપ-

રથી દીસતું હતું કે જોકે તે નરમાસવાલો અને દયાળુ હતો, પણ કોઇપણ જાતનું હંબગ પસાર થવા દે એવો તે પોચો ન હતો.

"પુતળી, તારે જો મારા સાથે સમાધાન કરવું હોય, જો તેં મને આટલી મુદત સુધી દુઃખી કીધો તેનો મને જરાબી બદલો આપવા ચાહાતી હોય તો કંઇબી મારા આગળથી છુપાવવાની જરૂર નથી. જો પુરતો ખોલાસો હમણાં નહીં થશે તો પછી કોઈ દહાડે નહીં થશે અને ફરીથી હું તુંને પુછનારબી નથી. હું ધારૂંછ કે આ વાર બધું જાણુવાનો મને હક છે."

પુતળી રડીને બોલી "અલબત તમુને હક છે. હક કરતાં વધારે છે. હું હવે સોગંદ ખાઉં છું કે જ્યાં સુધી આપણે એ જીવતાં છેયે ત્યાં સુધી કોઇ દહાડે તમારેથી હવે કાંઇબી હું છુપાવીશ નહીં. મેં આએ વખત સજ્જડ ભુલથાપ ખાધી છે. આ વાર હું આનાકાની એટલાં માટે કરૂં છું કે ખરી વાત બોલતાં મારો જીવ જાય છે અને હું કેવી મુર્ખ અને ધાતકી બની તે જ્યારે જોઉં છું ત્યારે—

"કંઈ ચીંતા નહીં. તુંને પરણાવામાં શું મેં ધાતકીપણું અને મુર્ખાઇ નહીં વાપરી? બોલ પુતળી, શરમાવાનું કંઇ કામ નથી. જે હોય તે ખરૂં કહે."

કાલીના ખભાં ઉપર માથું રાખીને, પોતાનો ચેહેરો છુપાવીને; પુતળીએ સઘળું કબુલ કીધું. કાલીતો એવો ભડક્યો કે કાંઇ બોલાયજ નહીં.

સોફા ઉપરથી ઉભો થઇ ડીફ્ડાં ચહડાવી તે બોલ્યો "શું! પુતળી તું મારે વીશે એક પલભી આવો શક લઇ ગઇ—મારે વીશે!"

"ઓ માફ કર—માફ કર—લીઆનત પડી મારી ઉપ-ર—મને ઘણી સજા થઇ છે—આવા પાપી વીચારથી હું ઘણી મુંઝાઇને દુઃખી થઇછું—જો મારા હાલ અને મારી ઉપર દયા કર."

પુતળીને કકલતી જોઇ આખરે કાલી ઠંડો પડયો. તે પાછો સોફા ઉપર બેઠો અને પુતળીને પોતાનાં પાસાંમાં દાબી પો-તાના રૂમાલથી તેણીની આંખ લુછી અને હળવેથી બોલ્યો "ચાલ, જે બની તે બની—હવે કહે કે એવો વીચાર પેહલાં તારા ભેજામાં દાખલજ કેમ થયો?"

"હમબાઇ!"

પુતળી ફકત આ શબ્દ બોલી, પણ કાલીને એક આખાં પુસતકનાં જેટલો ખોલાસો થઇ ગયો. એકવાર પુતળીની હીમત ઠરી એટલે પોતાને માથેથી ગુનાહ ઓછો કરાવવા તેણીએ સઘળી હકીકત પેહલાંથી માંડીને કહી. જે ભયંકાર દુઃખ સામે તે લડી હતી, તથા હમબાઇએ જે રીતે તેણીને ઉસકેરવી જારી રાખી હતી, તથા દીનુએ તેણીને જે સારી સલાહ આપી હતી તે સઘળું બોલેબોલ પુતળીએ પોતાના અચરતીથી સાંભળતા ધણીને સમજાવ્યું. આ વાર કાલીના દીલમાં શું પસાર થઇ જતું હતું તે કહેવાઇ શકાતું નથી, પણ એટલું તો કહેવાઇ શકાશે કે તેણે મુગે મોહોડે પુતળી-

ના બન્ને હાથ લઇ પોતાને ગળે લગાડયા અને ઘણી મુદતે તેણીને પ્યારભરી ચુમ્મી લીધી.

"મારી પુતળી, આએ વાત તે વખતેજ તેં મને કાંય નહીં કહી—તુરત ખોલાસો થઈ જતે."

"મેં તો તમુને કહ્યું અને તમે મને સમજ્યા હો તેમ લાગ્યું, પણ તમે કહેજે હાલ વાત બાહાર પડશે તો ફજીયતી થશે એટલે હું વધારે બોલી નહીં."

"પણ હું જાણું કે તું ભાઈને વાસ્તે પુછતી હશે. તે જીવતો છે એમ તેં જાણ્યું અને તેથી તું ખીજાઈ એમ હું તો સમજ્યો. તે વાતની ફજીયતીથી હું બીતો હતો. એ વાત જો જાહેર પડતે તો તારી મોહોકાન થઇ જતે, ભાઈને પાછા પકડી જતે—જગમાં હું જુઠો પડતે—મારૂં નામ ખોટું ધારણ કીધેલું કેહવાતે."

પુતળીએ તોબાહ કીધી "અરર—હું શું મોહોકાન વાળી દેતી હતી, અને તારી નજરમાં તે વખતે હું કેવી નીચ, એખલપેટી અને કઠણ હૈડાંની લાગી હોઈશ. હું અજબ થાઊંછ કે મારી આટલી હેમકાત થતાં તેં આટલી ધીરજ કેમ રાખી હશે; અને મને ઘેરમાંથી હાંકી કેમ નહીં કાહાડી હશે?"

"હવે હાંકી કાહાડૂં તો તું જાય ખરી કે?"

પુતળીએ જવાબ આપ્યા નહીં પણ કાલીની છાતીમાં માથું ખોસીને સુઇ રહી. મુગે મોહોડેનો એટલોજ જવાબ બસ હતો.

"કાલી."

"કેમ?"

"જ્યારે તું જાણતો હતો કે મને કસી ખબર નથી અને હું મુંઝાઉંછ ત્યારે તેં પોતેજ મને વાકેફ કાંય નહીં કરી? જો મને ખરી વાત ખબર હતેતો હું તે લોકની આગળથી એક ઘડી નહીં ખસતે."

"ખરૂં, પણ મારૂંતો ભાણુ એમજ કે તુંને બધી વાત ખબરછે અને તે સારૂંજ તું ફફડેછે. હુંતો પેહલાંથીજ તુંને બધી વાત માંડીને કહેવા જતો હતો, પણ તેં મને અટકાવ્યો અને સાંભળવાને ના પાડી. તું ધારતી હતી તેટલો બધો મારો વાંક નથી એમ પુરવાર કરવાને હુંતો બધી વાત તુને કહેવા જતો હતો, પણ તું કહેજે મને બધી ખબરછે એટલે હું બંધ પડી ગયો. સારાંસ કે આપણે બન્ને જણે અંધારામાં ગોતાં ખાયા કીધાં અને એમાં બેમાંથી એકેનો કસુર કહડાય નહી."

"ગરીબ બચારો અદી! આવો રોજ બરોજ સંકટમાં! અને તેની ગરીબ ધણીયાણી સાથે! વળી બુચો ગુજરી ગયો! કેવું તેઓએ ખમયું હશે અને હું ભુંડી; તે લોકને દીલાસો દેવાને બદલે, તે બચારી ઉપર શક લાવી અને મન સાથ તેણીને સરાપ દીધા! ખરી સરદારની બાઈ તો તે, ને હું ફોકટમાં લાહેરી કરીને મુર્ખ બની."

"તે દાહાડે તું આગગાડીમાં આવી અને વીકટોરીઆ વાળાએ કહ્યું કે ગાડીતો સરદાર સાહેબના બાઇ સારૂ છે ત્યારે ગુલી ઘણી ગભરાઈ કે તે જાણાઇ ગઇ કે શું."

"અરે! જો તે વખતે મેં તેને જરાબી ઓળખી હતે! અહીં હું બેવકુફ જેવી મીજાજમાં મરી રહી તે કરતાં તે લોકને ધીરજ આપવા તુને મદદ લાગી હોતે તો હું આજે

આટલી પશેમાન નહીં થતે. મારાં તરફ તારૂં દીલ કોઇ દાહાડેબી સાફ થશે એ વીશે મને શકછે, કાલી."

"જેમ મેં પેહલાં ધાર્યું તેમ તું અદીની અદેખાઇથી આમ કરતી હતે તો અલબત હું તારૂં મોહોડું નહીં જોતે. જેવી રીતે તું મારી સાથે વર્તી—

"બસ—બસ—કાલી બસ—હું તારી પાસે માફી માગવા કરતાં દયા માગું છું—મને મોટી સજા થઇ છે—હવે બસ."

"ડીઅર—તું મારૂં બોલવું સમજી નથી. હું એમ કહેવા માગુંછું કે તારા દીલમાં જે વેહમ પેઠો તે રીતે તપાસતાં હું તારો વાંક કાહાડી શકતો નથી. હું સામો અજબ થાઉંછ કે તે રીતે જોતાં તું આતલીબી ધીરજ કેમ રાખી રહી. બીજી કોઇ સ્ત્રી હતેતો ઉતાવળથી પોતાની અને મારી ખરાબી કરી નાખતે."

"તારે તું મને માફ કરેછ?"

"તેના જવાબ આપવા અગાઉ હું પુછુંછ કે જ્યારે હવે તું બધી વાત જાણેછ ત્યારે હું તુને પરણી લાવ્યો તે માટે તું મને માફ કરેછ કે નહીં?"

"ઓ કાલી!"

તેઓ બન્ને જણુ વલગીને રડી પડયાં. તેમના આંસુઓ અકેક સાથ ભેળાઈને એક બીજાના ગાલ ભીંજવી નાખ્યા. જે પ્રીતથી તેઓ તે દીવસે પાછાં એક થઈ ગયાં તેવી પ્રીત કદાચ તે લોકોએ પોતાની શાદીને દાહાડેબી બતાવી ન હશે. લગભગ પા કલાક સુધી એક શબ્દ બોલવા વગર તેઓ અકેકને વળગીને બેસી રહ્યાં.

"કાલી, મને ગુલી આગળ લઈ જશે ?"

"હા, ખુશી સાથે—હું ધારૂંછ કે તે તુંને જોઈને ખુશી થશે. પણ યાદ રાખજે કે તારે તેણીને ધનબાઈજીને નામેજ બોલાવવી, કેમજે ગુલબાઈ નામ સાંભળીને તે રડી પડેછ."

---

## પ્રકરણ—૫૯.

## ગુલાં સાથ મુલાકાત.

સાંજના કાલી અને પુતળી ગુલાંની મુલાકાતે 'ભુલામરી' માં ગયાં. બનવું એવું થયું કે આ વાર હમબાઇ બ્રહ્મચારીને ત્યાંથી કથા સાંભળીને આવતી હતી તેણીએ આ ધણી ધણીયાંણીને 'ભુલામરી' માં દાખલ થતાં જોયાં. હમબાઈ આથી બહુજ અચંબો પામી. કાલી હાથે જાતે પોતાની ધણીયાંણીને અહીં લઇ જાય! એ વળી શું નવાં કરતુક કરતો હશે ? વળી બચારી ભોલી પુતળીને શું જુઠું સાચું સમજાવ્યું હશે. આ પારસી તો કોઇ જબરો ઠગારો છે. અંદરખાનેથી કાળાં પાપ જેવાં કામ કરીને બાહેરથી સાધુનું ડોળ ઘાલે છે.

ગુલાંની હજુરમાં પુતળીએ નરદમ પોતાનો રકાસ કીધો. કાંઇબી ઓળખાણ પારખાણ વગર, કાંઇબી ખોલાસો કીધા વગર, તે એકદમ ગુલાંને વળગી પડી અને ડુસકે ડુસકે રડી. ગરીબ બચારી ગુલાં પોતાનાં સાદા કાળા વીધવાના પોશાકમાં પણ પરી સમાણુ રૂપાળી લાગતી હતી.

મોલાકાત પેહલાંથી છેલ્લાં સુધી ગમગીનીભરી હતી જોકે તેથી પુતળીને અને ગુલ્લાંને બેહુની છાતી ખુલ્લી થઇને કંઇક ફાયદો થયો હતો. પુતળીએ ખોલાસો કીધો કે 'ભુલામરી'માં કોણ રેહતું હતું તેથી તે અજાણી હતી નહીંતો જરૂર કાલીની રજાથી તે ઘડી ઘડી આવતે. અલબત ગુલાંએ ઉતર દીધો કે સલામતીને ખાતર કાલીએ આ વાત છુપી રાખી હશે. આ પછી વધુ ખોલાસાની જરૂર રહી નહીં. આ સઘ-ળોવાર કાલી ઇંતેજાર હતો કે રખે વાત કરતાંમાં ગુલાં વીશેનો પુતળીનો નજીસ શક બાહાર પડી જાય.

"બેહન, તમે બેલગામ છોડી જાઓ તે અગાઉ થોડા દહાડા મારે તાંહ આવીને રહેશોની?" પુતળીએ ઘણી ઓજરખવાહીથી અરજ કરી.

ગુલીએ ના પાડી. "નહીં જી, તમારી ઘણી મહેરબાની થઇ પણ એમ બને તેવું નથી. હું તો આએ બંગલામાંથી બહાર પગ મુકશ પછી બેલગામનું નામ મારે તો બાળી મુકવું છે."

"જેમ તમારી ખુશી. પણ હવે પછી કોઈ વખત આવશોની?"

"હું નહીં ધારતી. હાલ તુરતતો મને બધું અકારૂં ડા-હારૂં પડયું છે પણ કોણ જાણે વખતે પછવાડેથી મને મારા ધણી અને બચાંની છેલ્લી આરામઘાહની જગા જોવાનો હાંફ-રો થઈ આવે તો. તેમ થશે તો એકાદ બે દાહાડા તમારી પરોણાગતનો લાભ લઈશ. હાલ તો માફ કરો બાઈજી."

"વારૂં, તમે જાઓ તે અગાઉ તમુને ફરીથી મલવા આણી કેની?"

"તે તો જેમ તમારી મરજી, ઘરના ધણીયાણી તમેજ છેઓ. કાવસજીનો હુકુમ હોય તો મારે કસી અડચણુ નથી. કાલી તારી તો હું બાલેબાલની ઉપકારીછુ. એક ભાઈ કરતાંબી તેં અમારી વધારે ઈજત રાખીછ તે હું મરતાં સુધી વીસરનાર નથી."

સાંજના છ વાગતે તેઓ 'ભુલામરી'માંથી બાહાર પડયાં. હવે ભરાઈ છુપાઈને બાહાર આવવાની કસી જરૂર રહી નહીં હતી.

"કાલી, તુંને અડચણુ નહીં હોય તો હમણા મને અગીઆરીમાં જઈને ભણુવાની ખુશી છે."

તેઓ અગીઆરી ગમ વળ્યાં. રોશન આતશના કેબલા આગળ હાથ જોડીને પુતળીએ ખરાં જીગરથી તે કીરતાર પાસે પોતાની નબલાઈ માટે માફ ચાહી અને કાલી ગમ સેજ નજર કરી તે નહીં જુએ તેમ તેને ઓવરણા લીધા. એ પરવરદેગાર! આખર તેં તેણીની અરજ સાંભળી. તેણીની અંધકાર જીંદગીને ખુલી કરીને રોશન કરી! તું હવે તેની પાસે શું બદલો માંગે છે, પોતાના ધણીની તાબેદારી, ભાઈબંધો તરફની ફરજ અને તારી સેતાયશ ઉપરાંત તું વધારે ખાએશ રાખતો નથી એવો તું હાતેમ છે!

કાલીએ જેયું કે ભણુતી વાર પુતળી ઘણીજ ગંભીર હતી અને તેણીની આંખમાં પાણી હતાં પણુ તે એક શબદ બોલ્યો નહી. બંદગી ખલાસ થવા પછી પુતળી ઝડપમાં પાસેજ જમશેદજી પંથકીના ઘરમાં દીનુ આગળ દોડી ગઈ.

"એ દીનુ—મારી બેહેન—મારી માય—તુને કાંઇ કેહેવા હું દોડી આવીછું, કાલી બાહાર ખોટીછે."

આમ બોલીને પુતળી ઝટ દેતી ભોંય ઉપર ફસડાઇ ગઈ. "ઓ દીનુ, હું તારો ઉપકાર માનવા આવીછું પણ મને બોલતાં આવડતું નથી. ખોદાને હું શું જવાબ દઇશ તે મને સુજતું નથી અને તુનેબી કેમ બદલો આપીશ ? તેં એક વખત મને ધીરજની શીખામણ દીધી હતી તે તુને યાદ છે ?"

આટલું બોલતાંમાં પુતળી ગળગળી આંસુની તેની સાડીબી ભીંજાઇ ગઇ. આ વાર દીનુ બોલી "માહારી વાહાલી પુતળ, જરા શાંત થા—તું મને એમ કહેવા આવી છે કે તારાં સંકટનો છેડો આવ્યો છે ?"

"હા દીનુ, તે દાદાર હોરમઝદ તેનો છેડો લાવ્યો છે; અને સઘળી ચુક મારી હતી. સંકટ જેવું કાંઇ હતુંજ નહીં. હું ફોકટનો મારા ધણી ઉપર શક લઇ ગઇ અને તેની સાથ ઘણીજ નઠારી રીતે વર્તી. તે તો ફરેસ્તા ખસલતનો સાફ જણાયો અને હું ભુંડી થઇ. ઓ દીનુ, હું જો ધીરજ ધરવાને બદલે આકરી થઇ હતે તો હું મોટું નુકશાન મને પોતાને કરતે. અરે અરે ! તારે મારા શું હાલ થતે ? જ્યારે તે વીચાર મને આવે છે ત્યારે મને ટાઢનાં લખલખાં ચહડી આવે છે."

દીનુએ જોયું કે આ બીનાએ પુતળીને છેક નાચાર કરી નાંખી હતી.

"કંઇ નહીં પુતળી, જ્યારે ખોદાએ તુંને માફ કીધું ત્યારે હવે તારે પોતાનાં અંગ ઉપર અફસોસ ખેંચવાની જરૂર નથી."

"માફ તો કીધું—પણ તેથી ઉલટું થતે તો ? તોબાહ ! તોબાહ ! મને પકડ મને ધ્રુજરાં છુટે છે."

દીનુએ તેને ઠંડી પાડી અને ઘર મોકલી. પણ આ બનાવે પુતળી ઉપર એટલી અસર કરી હતી કે કાલી ઘભરાયો. એક દહાડે પાછળી રાતના તે ઉંઘમાંથી ભડકીને ઉઠી અને કાલીને પકડીને મોટે સાદે રડવા લાગી. કાલીએ તેને ઘણી સમજાવી. પુતળીએ સ્વપનું જોયું કે આગળા ખરાબ દહાડા પાછા આવ્યા હતા. કે તેણીએ દીનુની શીખામણ નહીં માણીને આડી ચાલી હતી, અને તેમ કરીને ખોદાનો કોપ પોતા ઉપર ખેંચી લીધો હતો. આથી ચીઢમાં ચહડીને કાલીએ જાણે પોતાનાં બાઇનું ખુન કીધું હતું.

" પુતળી તું એમ ઘેલાં કાહાડીને સીક પડી જશે ને મનેબી હેરાંન કરશે. "

" પણ હું શું કરૂં ? એમ ખરેખર બની જતે તો ?"

---

## પ્રકરણ—૬૦.

## અધુરો ફજેતો પુરો.

સહવારના આઠ વાગતે જમશેદ વાડીના જમવાનાં ઓરડામાં બારી આગળ કાલી અને હમબાઇ ઉભાં છે. કાલીના મોહોડાં ઉપર રતાશ ચહડી આવી છે પણ તેણે ઘણીજ ગંભીરાઇથી હમબાઇને એક લેકચર આપી સમજાવ્યું છે કે તેને ઘરમાં રાખીને પાલી તેનો તેણીએ કેવો ગુણ વાળ્યો છે અને હવે હમબાઈએ પોતે મુંબઇ પોતાને ઘર જવું.

કાલીની આ અચબુચ માંગણીથી હમબાઈ ઘભરાઈ. છેલ્લા બે દહાડા થયા કાંઇ ગરબડ ગોટા ચાલ્યાનો તેણીને સંસારો જણુાયો હતો. પુતળી ને કાલી આખો દહાડો ગુસગુસ કરતી જણુાતાં હતાં, તેઓ એક બીજા ગમ નવાઇ જેવી મમતાથી જોતાં જે જોઈને હમબાઇ બળી જળીને કવાબ થઈ જતી.

વળી વધારે શું ! સહવારના તેણીના જોવામાં આવ્યું હતું કે 'ભુલામરી'નો દરવાજો પોર પરાક ઉંઘાડો હતો અને "ભાડે આપવાનું છે." એવું પાટીઉં ઉપર મારયું હતું. "જોઉં તો ખરી, માણેકલાલને પુછું એવા વીચારથી હમબાઇ સામેની બંગલીમાં ગઇ તો ત્યાંબી તેવુંજ પાટીઉં મારેલું હતું અને માણેકલાલ ગાંસડા પોટલાં બાંધી રવાના થવા તૈયાર ઉભા હતા.

"ઓ ! માણેકલાલ, તમેબી જાઓછ કે ?"

"હાજી, મને મુંબાઈમાં કામછે."

"મેં સાંભળયું કે ધનબાઈજીબા ગયાં? એ શું થયું?"

"ઈશ્વરને ખબર" આટલું બોલી માણેકલાલ ત્યાંથી ચાલી ગયા.

હમબાઈજી મનથી વીચારવા લાગી કે જયાં છે ત્યાં કાલીએ માણેકલાલને પેંડો આપ્યો હશે. તેણીને થોડીજ ખબર હતી કે થોડાવારમાં તેવણુને પોતાને પેંડો મલનાર છે. તેજ દાહાડે કાલીએ તેવણુને પોતાના ઓરડામાં બોલાવ્યાં. કાલીએ જેવી વાત છેડી કે હમબાઈએ મીજાજ ખોઇ દીધો.

"બેઅદબી માફ હમબાઈજી પણ તમે મને એવું નુકશાન કરતે કે મારી જીંદગીના છેડા સુધી તે સમાધાન

થતે નહીં. મારી ધણીઆણી સાથ બગાડ થતે તે એક બાજુ મુકતાં તમે બીજી એવી ખરાબી કરી નાખતે કે તેથી મને મોટું નુકશાન થતે. મારે વીશે એવું કઢંગું મત બાંધવાને મેં તમને કશું કારણ આપયું ન હતું."

ગુસ્સામાં આવીને હમબાઈએ ગુલાં વીશે ફાટું ફાટું બકવા માંડયું પણ કાલીએ તેણીને તુરત અટકાવી.

"હમબાઈજી તમુને આડાં જઇને કોઇના પાપમાં પડવાની કશી જરૂર નથી. પહેલાં તમે તમારૂં ઘર તપાશો અને પછી બીજાની નીંદાનો વીચાર કરો. એ ધનબાઇજી મારી પોતાની પુતળીના જેવાંજ આબરૂદાર અને સીધાં છે અને હવે પુતળી તેવણુને સારી પેઠે ઓળખે છે અને તેવણુની દયા ખાય છે. એ ધનબાઇજી એક રીતે મારાં બેહન જેવાં છે. એવણુનો ધણી મારો એક ઘણોજ પુરાનો અને જીવ-જાન દોસત હતો. ચોકસ કારણોને લીધે થોડા મહીના થયા તે મોટાં સંકટમાં આવી ગયો હતો અને તેને મારેથી બનતી મદદ કરવાની મારી ફરજ હતી તે સારૂં તેને મલવા હું 'ભુલામરી' માં આવતો હતો."

હમબાઈએ ઘણી અચરતીથી પુછયું "પણ તે કાંઈ 'ભુલામરી' માં રહેતો ન હતો ?"

"અલબત રહેતો હતો. લોકમાં ભેળાવાની તેને ઇચ્છા નહીં હતી તેથી તે એકાંત રહેતો હતો. તેનું સઘળું સંકટ હવે સમાપ્ત થયું છે અને તે લોક હવે મારા બંગલામાંથી ગયાં છે."

આ વાર હમબાઈ ગુસ્સે વધારે હતી કે અકળાયલી વધારે હતી તે કહેવાઇ શકાતું નથી. પોતે ઠોકી ઠોકીને જે માચરો ઉભો કીધેલો, જે ઉપર તેવણુની કેટલી બધી મદાર, તે આ પ્રમાણે ભુસ થઇ જાય એ તેવણુને ગળે ઉતરયું નહીં. બલકે પોતાની ચાલ માટે તેવણુને ઘણી શરમ લાગી.

"કાવશજી, મેં જે પુતળીબાઈને કહ્યું તેમ હું ખરાં મનથી માનતી હતી. તેમાં નીતીના સ્વાર્થ સીવાય બીજી કાંઇ મારી મતલબ નહીં હતી."

"નીતી ? નીતીના કામ કરે તેને નીતી વીશે બોલવાનો હક છે, બીજાને નહીં."

"તે કરતાં મારૂં પુતળીએ સાંભળ્યું કાંહ ? મારા બોલવાથી ફાયદો નહીં થયો પણ નુકશાનબી નહીં થયું. પુતળી એવી પોચાં મગજની છે કે----"

"પોચાં મગજની ! તેણીએ જે પ્રમાણે ખમ્યું, પરવારતાંઓની મહેનત છતાં જે મજબુતી બતાવી તે જો પોચાં મગજની નીશાની હોય તો તમારાં કઠણ મગજ કરતાં હું તે વધારે પસંદ કરૂં છું. અગર તમારા જેવી તે જો થતે તો પરીણામ ઘણુંજ ભયંકાર આવતે."

આ વાર હમબાઇ :મીજાજ કરીને બોલી "હું હવે સમજી. આ બનાવથી તમે અને તમારાં ધણીયાંણી મારાં ઉપર એટલાં નારાજ થયાંછ કે કદાચ આએ ઘેરમાં મારી હાજરી તમુને ગમશે નહીં—ઠીક છે. મારી બરાબર ગોઠવણ કરીને હું જઇશ."

તેઓ બન્ને મુગાં રહ્યાં. હમબાઇના મનમાં એવું કે કાલી કહેશે કે "જવાની કાંઈ જરૂર નથી." પણ કાલીએ તો તેમ કશું કહ્યું નહીં અને સામું એવો એસારો કીધો કે જેમ બને તેમ જલદી જાઓ તો મેહેરબાની.

હમબાઇ વીચારવા લાગી કે બેલગામમાંજ કંઈ જુદું મકાંન મળે તો કેવું. "હું તો આટલા દાહાડાબી અહીં રહેતેજ નહીં પણ બ્રહ્મચારી બાવાના કથણ—

"તમારે વધારે બોલવાની કંઇ જરૂર નથી. એ ઠગારાનેબી હું લાત મારીને આ ગામમાંથી કહાડી મુકવાનો છું."

"ઠગારો! કહાડી મુકવાના છો! એ બકોછ શું?"

"આઠ દહાડામાં જોશો. એ નાપાકે અહીં જેટલી ખરાબી આઠ મહીનામાં કીધીછ એટલી બીજો આઠ વરસમાં નહીં કરતે. કથણ કરવાને બાહાને એનાં ઘરમાં તરેહવાર પાપી મોહોકાંણો ચાલી રહી છે અને તેના પુરાવા મારી પાસે છે માટે અત્રેના આનરરી માજીસ્ત્રેટ તરીકે એને અત્રેથી હાંકી કહાડવાની મને સત્તા છે."

એ મોહોકાંનોનો રીપોર્ટ પછવાડેથી હમબાઈને કાને સત્તા સાથે પડયો. પછી જુઓ ગાળોના વરસાદ!

---

## છેલ્લી સલામ.

ડીઝેમબરનો ઠંડીનો વખત છે. કાલી અને પુતળી એકેકને પાંખડી વળગીને ઓટલા ઉપર કેખશરૂ કોટવાલ અને તેમનાં ધણીયાણી જાઇજીને આવકાર દેવા તૈયાર ઉભાં છે. પુતળી ખાસ્સી પેંડા જેવી થઇ છે અને કાલીબી ભરેલો દેખાય છે.

સંકટના દાહાડા પછી કામ સુધરતું ગયું હતું. 'ભુલામરી' માં નવાં પણ હસમુખાં ભાડુતો આવી રહ્યાં છે. માણેકલાલવાળી બંગલીમાં પુતળીની સહી દીનુ રહે છે. કાલી બેલગામનાં લોકને સેંકડો રીતે કામનો થઇ પડી ગામનો માનીતો થઇ પડયો છે.

જાઈજી બોલ્યાં "પુતળી તારા ઢંગ કંઇ મને સમજ પડતા નથી. ગેઈ વખતે હું આવી તારે માએ મરે તેવી હતી અને હમણાં તો વળી ખાસ્સી બનામે ઈજઠ થઈછ ?"

"માએજી, હું નચીંત ને સુખી છું."

"જીવતી રહે ને ધણી સાથ ઘણું સુખ જો. દીકરા, આએ પાસેનો ઓરડો વળી કાંય ખાલી કીધો ?"

"માયજી—કાલીની ખુશી છે કે—

પુતળી લજવાઈ.

"શું ખુશી છે ? જરા ખરી ખંખારીને બોલની ?"

"એવણુ કહેછ કે મારી સુવાવડનો ઓરડો માલપરજ રાખવાનો!" આટલું બોલીને પુતળીની તેમજ તેની માની આંખમાં હરખના આંસું આવી ગયાં.

---

**સમાપ્ત.**

---